# SECOND BOOK

OF

# SANSKRIT,

BEING A TREATISE ON GRAMMAR WITH EXERCISES.

BY

**SIR RAMKRISHNA GOPAL BHANDARKAR,**
M. A; Ph. D; LL. D; K. C. I. E; &c; &c.

---

TRANSLATED INTO GUJARATI

BY

**SHASTRI TARASHANKAR RAMCHANDRA SMART**
Formerly Sanskrit Teacher, Mahila Vidyalaya. Surat,
Now Sanskrit Teacher, Vanita Vishram, Surat.

---

1921

---

*Price Two Rupees Four Annas.*

सर रामकृष्ण गोपाळ भाण्डारकर

एम, ए, पीएच, डी; एल एल, डी; के, सी, आइ; विगेरे.

विरचित

# संस्कृत मन्दिरान्तः प्रवेशिका

नुं

गुजराती भाषान्तर

— रची प्रसिद्ध करनार —

शास्त्री ताराशंकर रामचंद्र स्मार्त.

अगाउ, संस्कृताध्यापक, महिला विद्यालय—सुरत.

हाल, संस्कृताध्यापक, वनिता—विश्राम, सुरत.



प्रथमावृत्तिः

सने १९२१ शाक १८४३

किंमत रु. २—४—०

# PREFACE.

The undersigned begs to lay before the Gujarati reading public a new translation in Gujarati of Sir. Bhandarkar's Sanskrit Second Book so ably prepared in the English language and with which no book of the sort hitherto published can compete.

The Gujarati Translation published some time ago being out of print, the idea of supplying the long-felt want was suggested to the undersigned by the late renowned Indian Chemist Professor T. K. Gajjar M. A. Bsc. It was through his kind efforts that permission to issue a new Gujarati Translation was granted to him by the learned and ever generous Sir. Bhandarkar and the undersigned shall ever remain indebted to both these gentlemen for this kindness on their part.

The undersigned takes this opportunity to express his sincere thanks to Mr. G. L. Pandya M. A. for the able assistance rendered by him occasionally in publishing this translation.

As the proofs were read very hastily, some typographical mistakes might have, for want of sufficient time, crept in, for which the undersigned begs to be excused and requests the reader to overlook them.

SURAT, Vadifalia, Gandhrap falia Street. Vāman Jayanti, Samvat 1977. *13th September 1921.*

T. R. SMARTA.
Translator.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.



| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧ | ૨ જા | ૪ થા |
| ૨૯ | ૧૪ | आश्रुष्वम् | अश्रुष्वम् |
| ૩૦ | ૨ | श्रश्रुवीष्वम् | अश्रुवीष्वम् |
| ૩૦ | ૭ | લાગનાં | લાગતાં |
| ૩૦ | ૧૯ | कुर्युः | कुर्पुः |
| ૩૧ | ૧ | यूप | यूपं |
| ૫૯ | ૧૪ | અદ્યતન | અનદ્યતન |

# સંસ્કૃત બીજી ચોપડી

## પાઠ ૧ લો.

### ૧ લા, ૨ જા, ૬ ઠ્ઠા, અને ૧૦ મા ગણના ધાતુઓમાં અનિયમિતપણું.

૧. गुप् 'રક્ષણ કરવું' પરસ્મૈ૦, धूप् 'તપાવવું' પરસ્મૈ૦, विच्छ् 'જવું' 'પાસે જવું' પરસ્મૈ૦, જ્યારે पण् પરસ્મૈ૦ નો અર્થ 'વખાણ કરવાં' એવો થાય છે ત્યારે; અને पन् 'સ્તુતિ કરવી' પરસ્મૈ૦, આ બધા ૧ લા ગણના ધાતુઓ (विच्छ् સિવાયના કારણકે તે ૬ ઠ્ઠા ગણનો છે) ને ગણની નિશાની (अ) લગાડતાં પહેલાં आय् લગાડવામાં આવે છે; જેમકે पणायति, धूपायति, વિગેરે, (पण्+आय्+अ+ति વિગેરે). આ आय् ની પૂર્વે गुप् માંનો उ નો ગુણ થાય છે, જેમકે गोपायति. आय् વિકલ્પે ગણકાર્ય રહિત કાળમાં (પરોક્ષ ભૂત સામાન્ય ભૂત, અનદ્યતન ભવિષ્ય, આશીર્લિંગ, સામાન્ય ભવિષ્ય, વિધ્યર્થ ભવિષ્ય,) રાખવામાં આવે છે. पण् અને पन् ને જ્યારે आय् લાગ્યો ન હોય ત્યારે આત્મનેપદના પ્રત્યયો લગાડવામાં આવે છે. જેમકે पणते.

૨. आश् આત્મને, અને ભ્લાશ્ આત્મને, અને भ्रम्, क्रम, क्लम्, त्रस्, लष् त्रिुट्, यस् (ઉપસર્ગ રહિત હોય અથવા सम् પૂર્વક હોય ત્યારે), આ સર્વે પરસ્મૈપદના છે અને તે પહેલા અને ચોથા ગણના છે, અને त्रुट् પરસ્મૈ૦, ચોથા અને છઠ્ઠા ગણનો છે, જેમકે आशते आश्यते, વિગેરે.

૩. ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં (વર્તમાન કાળ, આજ્ઞાર્થ, અસ્તન ભૂતકાળ, ને વિધ્યર્થ) क्रम्ને જ્યારે પરસ્મૈ૦ પ્રત્યયો લાગે છે ત્યારે તેના ઉપાન્ત્ય अનો आ થાય છે, જેમકે क्रामति અથવા

क्राम्यति; પણ આત્મનેપદમાં आक्रमते રહે છે. તેજ પ્રમાણે ष्ठिव्, क्रम् અને आ સાથે चम् ૧ લો ગણ, ધાતુઓમાંનો સ્વર લંબાય છે.

૪. ચોથા ગણના ધાતુઓનો शम्, तम्, दम्, श्रम्, मद्, અને भ्रम् તથા क्षम् જ્યારે ચોથા ગણના હોય છે ત્યારે ગણકાર્ય વિશિષ્ટ કાળમાં સ્વર લંબાય છે. જેમકે शाम्यति, श्राम्यति અથવા भ्रमति વિગેરે. भ्रम्નું भ्रम्यति પણ થાય છે.

૫. अक्ष् અને तक्ष् ( જ્યારે તેનો વાચ્યાર્થ 'સાફ કરવું એવો હોય છે ત્યારે ' ૧ લા અને ૫ મા ગણના ગણાય છે. જેમકે अक्षति અથવા अक्ष्णोति.

૬. ध्मा 'ધમવું', घ्रा 'સુંઘવું', म्ना 'વિચારવું', ऋ 'જવું', सृ 'જ્યારે દોડવાના અર્થમાં હોય ત્યારે', यम् 'દાબમાં રાખવું', અને शद् 'નાશ પામવું' આ સર્વે પહેલા ગણના ધાતુઓ ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં તેના રૂપ કરતી વખતે धम्, जिघ्र, मन्, ऋच्छ्, धौ, यच्छ् અને शीय् એવા આદેશ અનુક્રમે થાય છે; જેમકે धमति, जिघ्रति વિગેરે આમાંનો છેલ્લો शद् ધાતુ ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં આત્મને પદી છે.

૭. गुह्નો ઉપાન્ત્ય उ ગણની નિશાની લગાડતાં પહેલાં તેમજ ગુણ કરાવે એવા કોઈપણ શરૂ થતા સ્વર સાથેના પ્રત્યયો પહેલાં લંબાય છે, જેમકે गूहति.

૮. दंश्, અને सञ्ज्, પરસ્મૈ० स्वञ्ज्, આત્મને० અને रञ्ज् પરસ્મૈ० તેમજ આત્મ૦ બધા પહેલા ગણના છે તેમાં ગણની નિશાની લગાડતાં પૂર્વે અનુનાસિકનો લોપ થાય છે. જેમકે दशति, स्वजते, વિગેરે.

૯. જ્યારે ધાતુમાનો દીર્ઘ ऋનો ગુણ અથવા વૃદ્ધિ થતી નથી ત્યારે તેનો इर् થાય, અને જો કોઇ ઓષ્ઠસ્થાની વ્યંજન અથવા व् ઉપાન્ત્ય હોય તો उर् થાય છે. આ इर् અને उर् તેમજ જે ધાતુને છેડે व् હોય તેઓમાંની इ અથવા उ જ્યારે કોઇ વ્યંજન તેની પછી આવે છે ત્યારે લંબાય છે. આ પ્રમાણે जॄ ૪ થો ગણ जीर्यति, कॄ

૬ ઠ્ઠો ગણ किरति, कृत् ૧૦મો ગણ कीर्तयति, दिव् અને सिव् ૪ થા ગણના दीव्यति, सीव्यति, વિગેરે.

૧૦. અન્ત્ય ओ હોય એવા ૪ થા ગણના ધાતુઓના ओ નો ગણની નિશાની લગાડતાં પહેલાં લોપ થાય છે. આ પ્રમાણે सो નું स्यति, दो નું द्यति, शो નું श्यति, અને छो નું छ्यति થાય છે.

૧૧. છઠ્ઠા ગણની નિશાની अ લગાડતાં પૂર્વે અન્ત્ય इ અથવા उ (હ્રસ્વ કે દીર્ઘ) નો इय् અથવા उव् અનુક્રમે થાય છે. (પાઠ સાતમો નિયમ બીજો) જેમકે रि,–रियति, नू–नुवति, धू–धुवति.

૧૨. ચોથા ગણનો व्यध् ધાતુ એ ગણની નિશાની य લગાડતાં પૂર્વે विध् થાય છે. જેમકે विध्यति.

૧૩. भ्रस्ज् અને व्रश्च् એ બે છઠ્ઠા ગણના ધાતુઓનું ગણકાર્ય વિશિષ્ટ કાળમાં भृज्ज् અને वृश्च् રૂપ થાય છે જેમકે भृज्जति, वृश्चति, વિગેરે.

૧૪. मस्ज् અને सस्ज्‌ના ઉપાન્ત્ય स્નો લોપ થાય નહિ ત્યારે તેનો ज् થાય છે. જેમકે मज्जति, વિગેરે.

૧૫ ૬ઠ્ઠા ગણના ધાતુઓ लुप्, लिप्, खिद्, कृत्, અને पिश्, ગણકાર્ય વિશિષ્ટ કાળમાં અન્ત્ય વ્યંજન પહેલાં અનુનાસિક લે છે, જેમકે लिम्पति. વિગેરે.

૧૬. દશમા ગણના કેટલાક ધાતુઓ માત્ર આત્મનેપદીજ છે, જેવા કે तन्त्र्, चित्, भर्त्स्, मन्त्र्, तर्ज्, विद्, दंश् વિગેરે. જેમકે तन्त्रयते, चेतयते વિગેરે.

૧૭. ઘણાખરા ધાતુઓ વિકલ્પે પહેલા અને દશમા ગણના છે. જેમકે युज्, पृच्, सह्, वृज्, वृ, जॄ, रिच्, तप्, तृप्, दृप्, अर्ह् વિગેરે. योजति, योजयति, વિગેરે.

**वैषम्यमपि प्राप्ता धैर्यधनाः साधव आत्मनः सच्चरणव्रतं गोपायन्ति ।**

स्वजनवियोगेन व्यथितं मे मनो निष्ठाशून्यं भ्रमतीव ।
मार्गे वन्यानां कुसुमानामामोदमुपजिघ्रन्तौ तौ दम्पती कुबेराश्रममगच्छताम् ।
अयं शीत आकाशवायुस्तव मुखे घर्मजान्स्वेदलवानाचामति ।
नदतः सिंहस्य स्वनं श्रुत्वा यथा सर्वे मृगास्त्रसन्ति तथैव भीमस्य शब्दं श्रुत्वा सर्वे योधा अत्रस्यन् ।
गगनमध्यमारूढस्य सवितुः प्रचण्डेन तापेन क्रान्तोऽयं शिखी तरोरालवाले स्थितं शीतमुदकं पर्याप्तमाचामति ।
निदाघेऽल्पैरपि तोयैर्मालाकारेण या तरोः पुष्टिर्विरच्यते सा किमनल्पान्यपि तोयानि विश्वतो विकिरता वारिदेन जनयितुं शक्या ।
श्रोत्रियायाभ्यागताय वत्सतरीं महोक्षं महाजं वा निर्वपन्ति गृहमेधिनः । तं हि धर्मं धर्मसूत्रकाराः समामनन्ति ।

प्रत्युत्पन्नमतिः प्राप्तां क्रियां कर्तुं व्यवस्यति ॥
एतान्यनीकानि महानुभावं गूहन्ति मेघा इव रश्मिवन्तम् ॥
यावत्प्रतापनिधिराक्रमते* न भानुरह्नाय
तावदरुणेन तमो निरस्तम् ॥
व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु
र्न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥
लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता ॥
त्वं तेनाभिहितः पथ्यां किं कोपं न नियच्छसि ॥

---

* આ સાથે क्रम् ધાતુ જ્યારે કોઇ નભમંડળના પદાર્થ માટે વપરાય છે, અને જ્યારે તેનો અર્થ 'ઉગવું' "ઉઠવું" એવો થાય છે ત્યારે આત્મનેપદી ગણાય છે.

† दुह्याच्पच्दण्ड्रुधिप्रच्छिचिब्रूशासुजिमथ्मुषां । कर्मयुक् स्यादकथितं तथा स्यान्नीहृकृष्वहाम् ॥ જેટલા ધાતુઓ અહિં બચ્યા

‡तद्विद्विषां जरति चेतसि भोगतृष्णा ।
तेषां वपूंषि विपिनेषु च जारयन्ति ॥
सहते शस्त्रसंपातं सहति श्रममाहवे ।
उत्साहयति तच्चित्तमपि जेतुं शचीपतिम् ॥
पूजामर्हति सर्वेषामृषीणामाश्रमेऽप्यसौ ।
अर्हयत्यर्चसत्कारं मधुपर्कं च पावनम् ॥
न क्षाम्यति क्षितीशानामपराधलवानपि ।
अपराधसहस्राणि क्षमते यो द्विजन्मनाम् ॥
नाहिर्दशयते कंचित्तद्देशे गरुडाज्ञया ।
यदि प्रमाद्दाद्दशति तस्मिन्न क्रमते* विषम् ॥
न तर्जति रुषा कंचिन्नीचमप्युपकारिणम् ।
परं तर्जयते दुष्टान् समन्तात्संगतान्मिथः ॥

છે અને તેવાજ અર્થના બીજા બે કર્મ લે છે. સહ્યભેદમાં દુહ્ થી મુષ્ અને તેવા બીજા ધાતુમાં બીજું કર્મ પ્રથમા વિભક્તિમાં આવે છે અને મુખ્ય કર્મ દ્વિતીયામાં આવે છે. नी, हृ, कृष् અને वह् અને તેવા બીજા ધાતુઓમાં મુખ્ય કર્મ પ્રથમામાં અને બીજું કર્મ દ્વિતીયામાં મૂકવું. बलिं याचते वसुधाम्. કર્તરિ. 'તે બલી પાસેથી પૃથ્વી માગે છે', નું बलिर्याच्यते वसुधाम् સહ્યભેદમાં થાય છે. शतं जयति देवदत्तम् 'તે દેવદત્ત પાસેથી સો (સિક્કા) જીતે છે'નું शतंजीयते देवदत्तः સહ્યભેદમાં થાય. ग्राममजां नयति નું ग्राममजानीयते આ શ્લોકમાં अभि સાથે धा જેનું अभिहित કૃદંત થાય છે તેનો અર્થ પણ ब्रू 'બોલવું" ના જેવોજ છે.

‡ આ અને પછીના નવ શ્લોકો કૃષ્ણ નામના રાજાને લગતા છે.

* જ્યારે क्रम्નો અર્થ 'અસર કરવી' અથવા 'લાગુ થવું' થાય છે ત્યારે આત્મનેપદી ગણાય છે.

कोटिभिः पणते नित्यं राष्ट्रे तस्य वणिग्जनः ।
यक्षाश्चापि पणायन्ति तद्विभूतिं गृहेगृहे† ॥
सर्वोऽभिलषति श्रीमानिन्द्रियार्थोपसेवनम् ।
अभिलष्यत्यसौ योगी तेभ्य एव निवर्तनम् ॥
लुम्पति प्रतिपक्षाणां स लक्ष्मीं बाणवृष्टिभिः ।
न लुप्यति मतिस्तस्य सकलेऽप्यर्थसंशये ॥
अर्जते धर्ममेवैकमर्थं धर्मार्थमर्जति ।
अर्जयत्यूर्जिताँल्लोकान् स धर्मेणैव शाश्वतान् ॥
सर्वस्य जायते मानः स्वहिताच्च प्रमाद्यति ।
वृद्धौ भजति चापथ्यं नरो येन विनश्यति ॥
भजन्ति विपदस्तूर्णमतिक्रामन्ति संपदः ।
तान्मदान्नावतिष्ठन्ते‡ ये मते न्यायवादिनाम् ॥
प्राज्ञास्तेजस्विनः सम्यक्पश्यन्ति च वदन्ति च ।
तेऽवज्ञाता महाराज क्राम्यन्ति विरमन्ति§ च ॥
जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥
अहो खलभुजङ्गस्य विचित्रोऽयं वधक्रमः ।
अन्यस्य दशति श्रोत्रमन्यः प्राणैर्वियुज्यते ॥
विधौ विध्यति सक्रोधे वर्म धर्मः शरीरिणाम् ।
स एव केवलं तस्मादस्माकं जायतां गतिः ॥
विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥

---

† કોઈ રૂપ લેવાય એવા શબ્દનો બેવડા પ્રયોગનો અર્થ 'પ્રત્યેક' એવો થાય છે. જેમકે गृहे गृहे પ્રત્યેક ઘેર दिने दिने પ્રત્યેક દિવસ.

‡ सम् સાથે स्था, अव, प्र, અથવા वि પૂર્વક स्था હોય તો આત્મનેપદના પ્રત્યયો લે છે.

§ वि, आ परि અથવા उपथी યુક્ત रम् પરસ્મૈપદી છે.

## ગુજરાતી વાક્યો.

૧. જેનાથી સંસારનું ચક્ર ચાલે છે ( भ्रम ) એ ઇશ્વરની શક્તિ છે.

૨. તેની નિમકહરામીથી ગુસ્સે થયલા વિષ્ણુદત્તે તેને તીવ્ર શબ્દોથી વિંધી નાખ્યો. ( सम्+तक्ष् )

૩. તે સભામાં ઉતાવળથી ઉઠતા ઘણા રાજાઓની કંઠીઓ તેઓનાં એક બીજા સાથે અફડાવાથી તુટી. ( त्रुट् ).

૪. ક્ષમા ન કરે એવો સાપ શું લોહીની ઇચ્છાથી, જે મનુષ્ય તેને પગથી અડકે છે તેને કરડે છે? ( दंश् )

૫. ઇક્ષ્વાકુવંશના આચાર્ય વસિષ્ઠને પહેલું નમન કરી રામ પોતાના ભાઇઓને ભેટયા. ( स्वञ्ज् )

૬. ઇન્દ્રજીત મરી જવાથી એટલે તેના કવેળાના મોતને લીધે શોકે રાવણને અગ્નિની માફક બાળ્યો. ( भ्रस्ज् )

૭. જેનાથી હું જીવું છું તે લઇ લે તો તું મારી જીંદગી લઇ લેવા યત્ન કરે છે. ( यस् ).

૮. દીવાની જ્યોતથી (આકર્ષાયલું) ખેંચાયલું પતંગિયું એકદમ તેના પર પડયું અને મરી ગયું. ( *क्र ने मृत्युनी द्वितीया સાથે વાપરવું ).

૯. તે હાથીને પાછા ફેરવવાનું ઇચ્છતા અજે તેને બાણ વડે વિંધ્યો ( व्यध् ).

૧૦. રાક્ષસોની સાથે લડાઇમાં રામે સેંકડો દુશ્મનોને તીક્ષ્ણ શસ્ત્રોથી કાપ્યા. ( वृश्च् )

૧૧. રામનો આત્મા સીતાના વિરહથી ઉત્પન્ન થયલા શોકમાં પડયો. ( मस्ज् )

૧૨. જ્યારે સીતા સિવાય યુધિષ્ઠિર પાસથી બધું જીતાયું હતું ત્યારે ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને કહ્યું કે તારી સ્ત્રી પાંચાલીની હોડ કર ( पण् ).

---

* અઘતન ભૂતકાળમાં પૂર્વે લગાડવામાં આવતો આ ધાતુના પ્રથમ સ્વરથી જોડાતાં आर् થાય છે.

૧૩. પક્ષીએ છીનવી લીધેલું રત્ન મેળવવા મેં ઘણી મહેનત લીધી ( प्र+यस् ).

૧૪. જે મોટા જોડે *શત્રુતા રાખે છે તે તરત મરે છે. ( शद् ).

૧૫. હજારો અપરાધો મારાથી દરેક ક્ષણે કરાય છે, અરે ઇશ્વર ! તે સર્વે માફ કર (क्षम्).

૧૬. આ કન્યાની કહી ન કહી શકાય તેવી કેવી શક્તિ ? કે ફક્ત જીવતી વસ્તુઓજ નહિ પણ ન જીવી શકે તેવી વસ્તુઓ પણ તેની સેવા કરે છે ? ( चित् ).

૧૭. તે પાસેની નદીના જળકણથી ઠંડો આ પવન બાગમાં અતિમુક્તવેલાને ધીમે કમ્પાવે છે. ( धू ).

૧૮. જ્યારે અર્જુને પોતાનો શંખ વગાડયો (ध्मा) ત્યારે તેના યોદ્ધાઓ જેઓ નાસી ગયા હતા તેઓ પાછા આવ્યા અને તેના શત્રુઓનાં સૈન્યોને ઉંઘમાં દીઠાં.

---

## શબ્દકોષ ૧.

### ધાતુઓ.

अर्ज् ૧લો. પરસ્મૈ૰ અને ૧૦મો ગ. મેળવવું, પામવું, કમાવવું.

अर्ह् ૧. ગ. પરસ્મૈ૰ ૧૦મો ગણ. યોગ્ય થવું.

ऋज् ૧. ગ. આત્મને. મેળવવું, પામવું.

कृत् ૬. ગ. પરસ્મૈ૰ કાપવું.

कॄ ૬. ગ. પરસ્મૈ૰ વેરવું,+वि પાથરવું.

कृत् ૧૦ ગ. પ્રશંસા કરવી, વખાણવું સ્તુતિ કરવી.

क्रम् પરસ્મૈ૰ ચાલવું, પગલું ભરવું. આત્મને. પરિણામ આણવું શક્તિનો ઉપયોગ કરવો + आ

---

*અહિં वेराय् આત્મને૰ વાપરવું જેમકે ત્રીજો પુ. એ. વ. वेरायते.

પાસે જવું, પગ મૂકવો, ઉભા થવું, ઉગવું+अति ઓળંગવું છુટા થવું.
क्रम् પરસ્મૈ૰ થાકવું, થાકી જવું, પરિશ્રમ પામવો. નરમ પડવું, ભિન્ન થવું.
क्षम् ૪ ગ. પરસ્મૈ. માફ કરવું.
गुह् ૧ ગ. પરસ્મૈ. આત્મને સંતાડવું.
घ्रा ૧. ગ. પરસ્મૈ+उप સુંઘવું.
चम् ૧ ગ. પરસ્મૈ૰ ચાટી જવું પીવું+आ.
चित् ૧૦ ગ આત્મને૰ ચેતન હોવું, હાલવા ચાલવાની શક્તિ હોવી.
जनय–जननुं કારક રૂપ ઉત્પન્ન કરવું, જન્મ આપવો. जनयितुम् હેત્વર્થ કૃદંત.
जॄ ૧ ગ. ૪ ગ. પરસ્મૈ૰ ૧૦ ગ. ઘરડા થવું. ઘસાઇ જવું. ખવાઇ જવું
तक्ष् ૧ ગ પરસ્મૈ૰ છોલવું, કાપવું +सम् કકડા કરવા, ઘાયલ કરવું શબ્દથી વીંધવું.
तर्ज् ૧ ગ. પરસ્મૈ૰ ૧૦ ગ આત્મને. ધમકી આપવી ઠપકો આપવો.
त्रस् પરસ્મૈ૰ ધ્રુજવું, બીહવું.
त्रुट् પરસ્મૈ૰ ભાંગવું, તુટવું.
दंश् ૧ ગ. પરસ્મૈ૰ ૧૦ ગ આત્મને. ડંશ દેવો. દંખવું.
धू ૬ ગ પરસ્મૈ૰ ધ્રુજાવવું હલાવવું
नद् ૧ ગ પરસ્મૈ૰ અવાજ કરવો, ગાજવું ગર્જના કરવી.
नश्+वि નાશ પામવું.
पण् ૧ ગ. સ્તવન કરવું, હોડ કરવી. જુગાર રમવો.
भ्रम् પરસ્મૈ૰ ભટકવું, ફરવું.
भ्रस्ज् ૧ ગ. પરસ્મૈ આત્મને. ભુંજવું બાળવું.
मस्ज् ૬. ગ. પરસ્મૈ૰ ડુબી જવું.
म्ना ૧ ગ. પરસ્મૈ૰ મનમાં ફરી બોલવું, મનન કરવું+ सम्+आ વારંવાર મનન કરવું, કથાઓને આધારે બોલવું, અમલ કરવો.
यम् ૧ ગ. પરસ્મૈ૰ કાબુ રાખવો, પાછું ખેંચવું, કબજામાં રાખવું+नि
यत् ૪ ગ. પરસ્મૈ૰ યત્ન કરવો, કોશીશ કરવી+प्र.
युज्+वि સહુ જુદા થવું.
रच्+वि ગોઠવવું.
रम्+वि અટકવું.
लष् પરસ્મૈ૰ ઇચ્છા કરવી+अभि લોભ કરવો. માંગવું.
लिप् ૬ ગ. પરસ્મૈ૰ આત્મને૰ ચોપડવું, આંજવું, લીંપવું.

लुप् ૪ ગ. પરસ્મૈ૦ નાશ પામવો, અદૃશ્ય થવું, ઉડી જવું.
लुप् ૬ ગ. પરસ્મૈ૦ આત્મને. લઇ લેવું, લૂંટવું, ચોરવું, છીનવી લેવું.
वप् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને. કાપવું વાવવું,+निर् બલિ આપવો.
वृष् ૧ ગ પરસ્મૈ૦ વરસાવવું, રેડવું.
व्यध् ૪ ગ. પરસ્મૈ૦ વીંધવું, ઘા કરવો.
व्रश्च् ૬ ગ. પરસ્મૈ૦ કાપવું, ફાડવું.
शद् ૧ ગ. નાશ પામવો, ક્ષીણ થવું.
श्रि+सम् આશ્રય લેવો, આધાર રાખવો, વિશ્વાસ રાખવો.
सद्+उद् શક્તિમાન હોવું, યોગ્ય થવું, સમાનતા જાણવી.
सञ्ज् ૧ ગ. પરસ્મૈ૦ વળગવું, લાગી રહેવું,+वि+अति ( व्यतिषञ्ज् ) એકઠા થવું.
सो ૪ ગ. પરસ્મૈ૦ અંત આણવો. પુરૂં કરવું, નાશ કરવો +वि+अव निश्चय કરવો, કોશીશ કરવી, યત્ન કરવો.
स्था+अव ઉભા રહેવું, વસવું.

---

अङ्ग न. અવયવ.
अञ्जन न. મેસ, કાજળ.
अननुष्ठान न. (अनुष्ठान न. કરવું, સાધવું)ન કરવું. ન કીધાની ભૂલ.
अन्य સર્વનામ, પુ. ન. સ્ત્રી. બીજું.
अनिग्रह પુ. ( निग्रह પુ. દાબ ) દાબમાં ન રહેવું તે, નિરંકુશપણું.
अनीक न. સૈન્ય.
अपथ्य न. કોઇપણ પ્રકૃતિ બગાડે એવી ચીજ, અવગુણકારક ચીજ.
अपराधसहस्र न. (सहस्र न. હજાર) એક હજાર અપરાધો.
अभिहित. अभि+धाનો કર્મણિ-ભૂ. કૃ., બોલાયલું.
अभ्यागत. अभि+आ+गमનો ભૂ. કૃ., આવેલું. પુ. પરોણો.
अरुण પુ. સૂર્યનો સારથી.
अर्घ्यसत्कार પુ. (सत्कार પુ. માન) अर्घ्यથી એટલે અતિથિની પૂજા કરવાનાં અથવા માન આપવાનાં સાહીત્યથી આપેલું માન.
अर्थसंशय પુ. (संशय પુ શક, ભય) ધનને લગતો ભય.
अल्प પુ. ન સ્ત્રી નાનું, ઓછું; अनल्प પુ. ન. સ્ત્રી. ઘણાં, ઘણું.
अवज्ञात કર્મણિ ભૂ કૃ. अव+ज्ञा ધીક્કારાયલું.
असत्पुरुषसेवा સ્ત્રી. (सत् પુ ન. સ્ત્રી.

સારું, સેવા સ્ત્રી. ચાકરી ) જે માણસ સારો નથી તેની ચાકરી, ખરાબ અથવા દુષ્ટ માણસની સેવા.
अहि પુ. સાપ.
अह्नाय અવ્યય. ક્રિ. વિ. તત્ક્ષણ, જલદી, ઝડપથી.
आकाशवायु પુ આકાશમાંનો પવન.
आन्तर પુ. ન. સ્ત્રી. અંદરનું
आमोद પુ. સુગંધ, ખુશબો.
आरूढ ભૂ. કૃ. आ+रुह् ચઢેલું.
आलवाल ન ઝાડના મૂળની આસપાસ પાણી માટેનો કયારો.
आहव. પુ. યુદ્ધ.
इन्द्रियार्थोपसेवन ન. (इन्द्रिय ન. ઇન્દ્રિ, अर्थ પુ. પદાર્થ. उपसेवन ન. આશ્રય કરવો તે, ઉપભોગ) ઇન્દ્રિય વિષયનો ઉપભોગ કરવો તે, વિષયલમ્પટપણું.
उपकारिन् પુ. ન. સ્ત્રી ઉપકાર કરનારું.
ऊर्जित પુ. ન. સ્ત્રી. મોટું, ઉત્તમ.
केश પુ. વાળ.
कोटि સ્ત્રી. કરોડ.
कोप પુ. ગુસ્સો.
क्रान्त, क्लमનો ભૂ. કૃ., થાકી ગયલું, નિર્ગત થયલું, કરમાયલું. ગ્લાનિ પામેલું.
क्षितीश પુ. (क्षिति સ્ત્રી. પૃથ્વી). રાજા. પૃથ્વીપતિ.
खलभुजङ्ग પુ. (खल પુ. હરામી, भुजङ्ग પુ. સાપ ). ખળરૂપી સાપ
खलु અ. નક્કી.
गगनमध्य પુ. ન. ( गगन ન. આકાશ मध्य પુ. ન. વચલો ભાગ.) આકાશનો મધ્યભાગ.
गति સ્ત્રી. આસરો.
गरुडाज्ञा સ્ત્રી. ગરૂડનો હુકમ.
गृहमेधिन् પુ. ગૃહસ્થ.
घर्मज પુ. ન. સ્ત્રી ( घर्म પુ. ધામ, ગરમી ) ધામથી ઉત્પન્ન થયલું.
चेतस् ન. મન.
जीवनाशा સ્ત્રી. (जीवन ન જીંદગી, आशा ઉમેદ, ઇચ્છા) જીવવાની ઇચ્છા
तद्देश પુ. તેનો દેશ.
तद्विद्विष् પુ. તેનો શત્રુ.
तद्विभूति સ્ત્રી. તેનો ઉદય.
ताप પુ. ગરમી.
तावत् ક્રિ. વિ. તેટલામાં.
तूर्णम् ક્રિ. વિ. જલદીથી.
तेजस्विन् પુ. ન. સ્ત્રી. તેજસ્વી, પ્રકાશવાન.
तोय ન. પાણી.
दम्पती પુ. દ્વિ. સ્ત્રી પુરૂષ.

दन्त પુ. દાંત.
दुष्ट પુ. ન. સ્ત્રી નિર્દય.
द्विजन्मन् પુ (द्वि બે, जन्मन् ન. જન્મ) જેને બે જન્મ હોયતે, પહેલી ત્રણ વર્ણમાંનો એક, બ્રાહ્મણ.
द्विजिह्व પુ. (जिह्वा સ્ત્રી જીભ) જેને બેજીભ હોયતે, સાપ.
द्विष् પુ. શત્રુ.
धनाशा સ્ત્રી. ધનની ઇચ્છા.
धर्मसूत्रकार પુ. (धर्म પુ. કાયદો, सूत्र ન. વચન) કાયદાના વચન બનાવનાર, ધર્મ શાસ્ત્ર લખનાર.
धर्मार्थम् (धर्म+अर्थ) ધર્મ ને અર્થે.
धैर्यधन પુ. ન. સ્ત્રી. धैर्य ન. ધિરજ, જેનું ધન ધિરજ છે તે.
निदाघ પુ. ઉનાળો.
निन्दित निन्द्નો કર્મણી ભૂ કૃ. નિન્દાયલું, ઠપકા લાયક.
निरस्त निर्+अस् ફેંકવુંનો કર્મણિ ભૂ. કૃ. વિખેરી નંખાયલું, દૂર કરેલું.
निवर्तन ન. અટકવું. દૂર રહેવું, વગર રહેવું.
निष्ठाशून्य પુ ન. સ્ત્રી (निष्ठा સ્ત્રી. સ્થિરતા शून्य પુ સ્ત્રી ન. રહિત, સ્થિરતા રહિત) અસ્થિર, ચંચળ.
निष्फलता સ્ત્રી. નિષ્ફળપણું. વ્યર્થતા
नीच પુ. ન. સ્ત્રી. નીચું હલકું, અપ્રતિષ્ઠિત.
न्यायवादिन् પુ. ન. સ્ત્રી. (न्याय પુ. જે ખરું હોય તે) ખરું બોલનાર.
पतन ન. પડવું, સદ્ગુણથી ભ્રષ્ટ થવું.
पथ्य ન. હિતકારક.
पदार्थ પુ. ચીજ, વસ્તુ.
परम् ઉ. અ. પણ, પરંતુ.
पर्याप्तम् ક્રિ. વિ. સંપૂર્ણ રીતે, ઇચ્છાનુરૂપ.
पावन પુ. ન. સ્ત્રી. પવિત્ર કરનારૂં, સ્વચ્છ.
पुष्टि સ્ત્રી. પોષણ.
प्रचण्ड પુ. ન. સ્ત્રી. ગરમ, ઉષ્ણ તીક્ષ્ણ,
प्रतापनिधि પુ. (प्रताप પુ. ગરમી) તાપનો ભંડાર.
प्रतिपक्ष પુ શત્રુ.
प्रत्युत्पन्नमति પુ. ન સ્ત્રી (प्रत्युत्पन्न प्रति+उत्+पद्નો ભૂ કૃ ) હાજર જબાની, ચપળ, ચંચળ.
प्रमाद પુ. ભૂલ.
प्राण પુ. (બહુવચન) જીવ.
बहिरुपाधि પુ उपाधि પુ. ધર્મ,

વિશેષ ગુણ, ) બાહ્યહેતુ, બહારનો ગુણ.
बाणवृष्टि સ્ત્રી (वृष्टि સ્ત્રી. વરસાદ.) બાણનો વરસાદ.
भानु પુ. સૂર્ય.
भोगतृष्णा સ્ત્રી (भोग પુ. સંસારિક સુખ, तृष्णा સ્ત્રી. તરસ, ઇચ્છા) સાંસારિક સુખની ઇચ્છા.
मत ન. અભિપ્રાય, સલાહ.
मधुपर्क પુ. આવેલા અતિથિને મધ, દહિં વિગેરેનું અર્પણ.
महाज પુ. મોટો બકરો.
महानुभाव પુ. ન. સ્ત્રી. મોટાઇવાળું.
महाराज પુ. મોટો રાજા.
महोक्ष પુ. ( उक्षन् પુ. વૃષભ ) મોટો વૃષભ
मान પુ. અભિમાન, ગર્વ.
मालाकार પુ. માળી.
मिथः ક્રિ. વિ. અરસપરસ, સાથે.
यावत् ક્રિ. વિ. જે વખતમાં.
रण ન. યુદ્ધ ભૂમિ.
रश्मिवत् પુ. (रश्मि પુ. કિરણ) સૂર્ય.
राष्ट्र ન. રાજ્ય, પ્રજા.
रुष् સ્ત્રી. ક્રોધ.
लक्ष्मी સ્ત્રી. ધનની દેવી, શોભા, વૈભવ.
वणिग्जन પુ. (वणिज् પુ. વેપારી) વેપારીઓ.
वत्सतरी સ્ત્રી. વાછરડી.
वधक्रम પુ. મારવાની રીત.
वन्य પુ. ન. સ્ત્રી. વનને લગતું.
वपुस् ન. શરીર.
वर्मन् ન. કવચ.
वारिद् પુ. વાદળું, મેઘ.
विचित्र પુ. ન. સ્ત્રી. અજાયબ જેવું.
विपिन ન. જંગલ, વન.
विश्वतः ક્રિ. વિ. સર્વ દિશામાં.
विहित (वि+धानो કર્મણિ ભૂ. કૃ.) શાસ્ત્રમાં બતાવેલું.
वृद्धि સ્ત્રી. ઉદય.
वैषम्य ન. મુશ્કેલી, સંકટ.
व्यथित व्यथ्‌નો ભૂ કૃ. દુઃખિત.
शक्य પુ. ન. સ્ત્રી. બની શકે એવું.
शचीपति પુ. ઇંદ્ર.
शनैस् ક્રિ. વિ. ધીમે.
शब्द પુ. અવાજ, બોલ.
शरीरिन પુ. ન. સ્ત્રી. શરીરવાળું; મનુષ્ય, માણસ.
शस्त्रसंपात પુ. (शस्त्र ન. આયુધ, હથિયાર, संपात પુ. ઉપર પડવું તે) હથિયારનો ઘા.
शाश्वत પુ. ન. સ્ત્રી. હમેશનું, અખંડ.
शिखिन् પુ. મોર.
शीत પુ. ન. સ્ત્રી. થંડું.
श्रम પુ. થાક.

श्रोत्र न. કાન.
श्रोत्रिय પુ. વેદ ભણેલો બ્રાહ્મણ.
संगत (सम्+गम्નો ભૂ. કૃ.) એકઠું થયલું.
सकल પુ ન. સ્ત્રી. આખું, સઘળું.
सक्रोध પુ ન. સ્ત્રી ગુસ્સે થયલું
सच्चरणव्रत ન. ( व्रत ન. વરત, માનતા ) સારી ચાલરૂપી માનતા.
सपदि અ. ક્રિ વિ. એકદમ.
समन्तात् ક્રિ. વિ. બરોબર રીતે.
सम्यक् ક્રિ. વિ. સારૂં.
सेवन ન. સેવવું. ચાકરી કરવી.
स्थित स्थाનો ભૂ. કૃ. રહેલું. હોયલું. હયાત રહેલું.
स्वजनवियोग પુ. પોતાના માણુસોથી જુદા પડવું તે.
स्वन પુ. અવાજ, ગર્જના.
स्वहित ન. પોતાનું કલ્યાણ.
स्वेदलव પુ स्वेद પુ. પરસેવો. પરસેવાનો છાંટો.
हेतु પુ. કારણ.

---

સમીવર્તી संनिहित सम्+नि+धाનો ભૂ. કૃ.
અજ નામ છે. अज પુ.
અતિમુક્તવેલો अतिमुक्तलता સ્ત્રી.
ખેંચાયલું विलोभित (वि+लुभ्નો પ્રેરક કર્મણિ ભૂ કૃ.)
લોહી शोणित ન.
ઇચ્છા काङ्क्षा સ્ત્રી.
ક્રોધાયમાન થયલું क्रुद्ध ( क्रुध्નો ભૂ કૃ. )
પહેલું प्रथमम् ક્રિ. વિ. आदौ, आदिનું સ. વિ. એ વ.
જોત शिखा સ્ત્રી.
ધીમે मन्दम् ક્રિ. વિ
શોક शोक પુ.
કઠોર परुष પુ. સ્ત્રી. ન. (શબ્દો) परुषाक्षर પુ. સ્ત્રી. ન.
ઉતાવળથી ससंभ्रमम् ક્રિ. વિ.
ઇક્ષ્વાકુઓ (રામના કુળના રાજાઓ) इक्ष्वाकु પુ. (બ. વ. વપરાય છે.)
ઇન્દ્રજીત્ રાવણનો પુત્ર इन्द्रजित् પુ.
અવર્ણ્ય अनिर्वचनीय પુ. સ્ત્રી. ન.
अनिर्वर्णनीय પુ. સ્ત્રી. ન. किम्+अपि પુ સ્ત્રી ન.
નિમકહરામી कृतघ्नता સ્ત્રી.
ભીનું आर्द्र પુ. સ્ત્રી. ન,
પતંગિયું पतङ्ग પુ.
કંઠી हार પુ.
પાંચાલી (પાંચાલ દેશની રાજકુમારી) पाञ्चाली સ્ત્રી.
શક્તિ प्रभाव પુ.

એક બીજા સાથે અડકાવવું તે परस्परसंघट्टन न
પુનઃ પ્રાપ્તિ (ફરીથી મેળવવું તે) प्रत्यागम पु.
ઝુંટવાયલું आक्षिप्त (आ+क्षिप्नो પ્રેરક કર્મણિ ભૂ કૃ)
જળકણ कण पु. शीकर पु.
એકદમ सहसा क्रि वि
પાછા ફરે निवर्तयिष्यत् नि+वृत्तनो ભ. ભૂ. કૃ. પેરક.
માફ કરે નહીં એવું अमर्षण पु स्त्री.न.
દુનિયા जगच्चक्र न ब्रह्मचक्र न.

---

## પાઠ ૨ જો.

### પાંચમા અને આઠમા ગણો.

સંસ્કૃતમાં ક્રિયાપદના કાળ અને અર્થ મળીને દશ વિભાગ થાય છે. એમાંના ચાર–વર્તમાન, હ્યસ્તન ભૂતકાળ, આજ્ઞાર્થ, અને વિધ્યર્થમાં ક્રિયાપદોનાં રૂપમાં વિશેષ ફેરફાર થાય છે, જેથી ક્રિયાપદોના નવ ગણવિભાગ કરવામાં આવે છે. આ ચાર વિભાગોને ગણકાર્યે વિશિષ્ટ અથવા વિશેષ કાળ અને અર્થ કહે છે.

૧. સંસ્કૃત વૈયાકરણોએ કરેલા દશગણ વિભાગ, ઉપલા વિભાગને અનુસરતી રીતે બે વિભાગમાં ગોઠવાઇ શકે. પહેલા વિભાગમાં પહેલો, ચોથો, છઠ્ઠો, અને દશમો ગણ અને બીજા વિભાગમાં બાકી રહેલાઓનો સમાવેશ થાય પહેલા વર્ગનું સામાન્ય લક્ષણ એ છે કે તેમાં ધાતુઓનો અન્ત્યાક્ષર अ છે બીજા વર્ગમાં તે નથી.

### બીજા વિભાગના ગણકાર્ય વિશિષ્ટ કાળોને લગતા સામાન્ય નિયમો.

૨ અમુક પ્રત્યય પહેલાં ધાતુ તથા ગણની નિશાનીઓમાં વિશેષ ફેરફાર થાય છે, જેથી પ્રત્યયોના બે ભાગ કરવામાં આવ્યા છે, તેમાં એકને વિકારક અને બીજાને અવિકારક કહેવામાં આવે છે.

## પરસ્મૈપદ.

૩. એકવચનના પ્રત્યયો વિકારક છે.

અપવાદ:-વિધ્યર્થના એકવચનના અને આજ્ઞાર્થના બીજા પુરૂષનો એક વચનનો પ્રત્યય વિકારક નથી.

૪ દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક છે.

અપવાદ:-આજ્ઞાર્થમાં પહેલા પુરૂષના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક નથી.

આ પ્રમાણે વર્તમાનકાળ અને હ્યસ્તન ભૂતકાળના બધા પુરૂષોના એક વચનના પ્રત્યયો ને આજ્ઞાર્થ પહેલા પુરૂષના બધા વચનના પ્રત્યયો અને ત્રીજા પુરૂષનો એકવચનનો પ્રત્યય એટલા વિકારક છે અને બાકીના અવિકારક છે.

## આત્મનેપદ.

૫. બધા પ્રત્યયો અવિકારક છે.

અપવાદ:—આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો અવિકારક નથી.

૬. વિકારક પ્રત્યયો પૂર્વે અન્ત્યસ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

## વર્તમાન કાળ.

૭. ગણના બીજા વિભાગમાં વર્તમાનકાળના પરસ્મૈપદ પ્રત્યયો પહેલા વિભાગના વર્તમાનના જેવાજ છે, પણ આત્મનેપદ પ્રત્યયોમાં નીચેના ફેરફાર થાય છે.

૧. માર્ગોપદેશિકામાં આપેલા આત્મનેપદ પ્રત્યયોમાંના કેટલાકમાં इ છે તેને ઠેકાણે आ મૂકાય છે.
૨. પહેલા પુરૂષના એકવચનનો પ્રત્યય ए છે.
૩. ત્રીજા પુરૂષ બહુવચનમાં न् નો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એકવચન. | દ્વિવચન | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | ए | वहे | महे |
| ૨ જો પુરૂષ | से | आथे | ध्वे |
| ૩ જો પુરૂષ | ते | आते | अते |

---

૮. પાંચમા ગણમાં नु અને આઠમા ગણમાં उ ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં પ્રત્યયો લગાડતાં પૂર્વે ધાતુઓને લગાડવામાં આવે છે.

### ૫ મો ગણ.

चि. પરસ્મૈ૦ આત્મને૦ એકઠું કરવું.

| | એકવચન | દ્વિવચન | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો. પુ. | चिनोमि | चिनुवः–चिन्वः | चिनुमः–चिन्मः |
| ૨ જો. પુ. | चिनोषि | चिनुथः | चिनुथ |
| ૩ જો. પુ. | चिनोति | चिनुतः | चिन्वन्ति |

અહિં चि ધાતુમાં नु ઉમેરવાથી चिनु થયું. અન્ત્ય उनो ओ થાય છે. એટલે આખું રૂપ चिनो થયું मि, सि, ति. પહેલાં, અને वस् मस् પહેલાં એમનું એમ રહે છે. કારણ કે તે અવિકારક છે.

(અ) જો व् અને म्‌ની પૂર્વે સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય તો તેમની પૂર્વનો પ્રત્યયનો (नुનો) उ વિકલ્પે લોપાય છે તેથી चिनुवः–चिन्वः, चिनुमः–चिन्मः અને चिनुवहे–चिन्वहे चिनुमहे–चिन्महे પણ आप् ધાતુના आप्नुवः અને आप्नुमः એ રૂપોમાં उ લોપાતો નથી.

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | चिन्वे | चिनुवहे–चिन्वहे | चिनुमहे–चिन्महे |
| ૨જો ,, | चिनुषे | चिन्वाथे | चिनुध्वे |
| ૩જો ,, | चिनुते | चिन्वाते | चिन्वते |

અહિં બધા પ્રત્યયો અવિકારક હોવાથી नु નો કોઇપણ જગ્યાએ नो થતો નથી.

आप् પરસ્મૈ૦ " મેળવવું "

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧લો પુ. | आप्नोमि | आप्नुवः | आप्नुमः |
| ૨જો ,, | आप्नोषि | आप्नुथः | आप्नुथ |
| ૩જો ,, | आप्नोति | आप्नुतः | आप्नुवन्ति |

(બ) આ ગણમાં વ્યંજન અન્ત્યે હોય એવા ધાતુઓ પછી नु ના उનો उव् એવો ફેરફાર થાય છે, આ ફેરફાર સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વેજ થાય.

તેથી आप्नुवन्ति થયું કારણ आप् ધાતુને છેડે प् વ્યંજન છે.

૮ મો ગણ.

तन् પરસ્મૈ૦ આત્મને૦ તાણીને લાંબું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | तनोमि | तनुवः तन्वः | तनुमः तन्मः |
| ૨જો ,, | तनोषि | तनुथः | तनुथ |
| ૩જો ,, | तनोति | तनुतः | तन्वन्ति |

---

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | तन्वे | तनुवहे—तन्वहे | तनुमहे—तन्महे |
| ૨જો ,, | तनुषे | तन्वाथे | तनुध्वे |
| ૩જો ,, | तनुते | तन्वाते | तन्वते |

(અ) નિયમથી तनुवः અથવા तन्वः થાય છે.

૯. ગણકાર્ય વિશિષ્ટકાળોમાં कृ કરવું ૮મો ગણ. પરસ્મૈ. આત્મને.નું વિકારક પ્રત્યય પહેલાં कर् અને અવિકારક પ્રત્યય પહેલાં कुर् થાય છે.

| | પરસ્મૈ. | | | આત્મને. | | |
|---|---|---|---|---|---|---|
| | એ વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| ૧લો પુ. | करोमि | कुर्वः | कुर्मः | कुर्वे | कुर्वहे | कुर्महे |
| ૨જો ,, | करोषि | कुरुथः | कुरुथ | कुरुषे | कुर्वाथे | कुरुध्वे |
| ૩જો ,, | करोति | कुरुतः | कुर्वन्ति× | कुरुते | कुर्वाते | कुर्वते |

(અ) कृ ધાતુમાં व् અને म् પૂર્વે उનો નિત્ય લોપ થાય છે; આ નિયમ પ્રમાણે कुर्वः कुर्मः થાય છે.

---

यज्ञेषु सोमं सुन्वतेऽध्वर्यवः ।
प्रत्यहं प्रातरुत्थायोपवनं च गत्वा पुष्पाण्यवचिनोमि ।
महात्मनां यशांसि दिक्षु प्रतन्वन्ति कवयः ।
दुःखपीडितामपि मां हृदयमर्मच्छिद्भिर्वचनैः किं पुनर्दुनोषि ।
द्वाःस्थौ पुरुषौ राजकुलस्य द्वारमपावृण्वाते ।
पुण्यकृतः स्वेषां सुचरितानां फलं स्वर्गलोकेऽश्नुवते ।
आर्याः संसारसुखानि त्यक्त्वा किमर्थमरण्यवासमङ्गीकुरुध्वे ।
श्रुतिमनोहरांश्चित्रालापाञ्शृणमः ।
आकाशं मेघा वृण्वते ।
हे जगन्नायक न वयं चर्मचक्षुषा तव विभूतिमुपवीक्षितुं शक्नुमः ।
यत्त्वं कुरुषे तदन्यथा विधातुं कः शक्नोति ।
केनापि रक्षसा हृतमस्माकं तुरगं वयं विचिनुमः ।
वारंवारमीश्वरस्याराधनां साधवः कुर्वन्ति ।

सत्कृतिर्मनुष्यस्य कीर्तिं सर्वेषु देशेषु तनोति ।
दुरापमपि लोकेऽस्मिन् यद्यद्वस्त्वभिवाञ्छति ।
तत्तदाप्नोति मेधावी तस्मात्कार्यः समुद्यमः ॥

---

×જ્યારે દન્તસ્થાની न्‌ની પછી આવે છે ત્યારે न्‌નો ण् થતો નથી.

*न बुनोति दयालुत्वाद्वचसा कंचिदप्यसौ ।
दुरुक्तैरपि दीनानां मनस्तस्य न दूयते ॥
सोमं सुनोति यज्ञेषु सोमवंशविभूषणः ।
पुरः सुवति संग्रामे स्यन्दनं स्वयमेव सः ॥



## ગુજરાતી વાક્યો.

૧. તમે તમારી મનની લાગણીઓને વશ કરવાને શક્તિમાન નથી ( शक् )

૨. અમે દરવર્ષે કાશીની જાત્રાઓ કરીએ છીએ. (कृ).

૩. ચાતક પાણી માગે છે ( वन् ) પણ તે પામતું નથી ( आप् ).

૪. હું શું કહું છું તે તું સાંભળે છે (श्रु).

૫. હું તે વિચાર કહી દેખાડતો નથી ( वि+वृ ); કારણ કે તે પાપી છે.

૬. મહેલના દરવાજા હું બંધ કરૂં છું ( सम्+वृ ).

૭. બે શિક્ષકો પોતાના શિષ્યોને ન્યાયના મુળવિચારો સમજાવે છે. (वि+वृ)

૮. આમ કરવામાં તારી હલકાઇ તું ઉઘાડી પાડે છે. (आविस्+कृ)

૯. કંજુસો પૈસો સંઘરી મૂકે છે. (सम्+चि).

૧૦. સમજુ માણસો પોતાની મતલબો સહેલાઇથી પાર પાડે છે. ( साध् ).

૧૧. મેં એક પશુ જોયું. તેને જાડી પુછડી છે, અને તે વારંવાર હલાવે છે ( धु ).



## શબ્દકોષ ૨.

### પાંચમા ગણના ધાતુઓ.

अश् આત્મને. મેળવવું, ભોગવવું; વ્યાપવું.

आप् પરસ્મૈ. મેળવવું.

चि પરસ્મૈ. એકઠું કરવું+त्रि શોધવું, ખોળવું,+सम् ભેગું કરવું.

दु પરસ્મૈ. દુઃખ દેવું, પજવવું, ચીડવવું.

धु અથવા धू પરસ્મૈ. આત્મને. ધ્રુજવવું.

धृष् પરસ્મૈ. હિમ્મત કરવી, હોડ બકવી.

वृ પરસ્મૈ આત્મને ઢાંકવું+अप+आ ઉઘાડવું+वि ચોકખું સમજાવવું, કહી દેખાડવું+सम् બંધ કરવું, +आ કાબુ રાખવો, દાબ રાખવો.

शक् પરસ્મૈ. શકિતમાન થવું. શકવું.

श्रु (शृ) પરસ્મૈ. સાંભળવું.

साध् પરસ્મૈ. સાંધવું. પાર પાડવું.

सु પરસ્મૈ. આત્મને. સોમરસ કાઢવો.



### આઠમા ગણના ધાતુઓ.

कृ પરસ્મૈ૦ આત્મને૦ કરવું+वशी વશ કરવું, જીતવું,+अङ्गी અંગીકાર કરવો, કબુલ કરવું.+आविस् ઉઘાડું કરવું, ખુલ્લું કરવું+तिरस् ધિક્કારવું+प्रति સામા થવું, બદલો લેવો, વેર લેવું.

तन् પરસ્મૈ૦ આત્મને. તાણવું, પાથરવું, યજ્ઞ કરવો,+प्र પાથરવું.

वन् આત્મને. માગવું.

अध्वर्यु પુ બળીદાન તૈયાર કરી અગ્નિમાં હોમનાર યાજ્ઞિકગોર.

अन्यथा અ. નહીં તો, બીજી રીતે

अरण्यवास પુ. (अरण्य ન. વન वास રહેઠાણ) વનમાંનું રહેઠાણ.

आराधना સ્ત્રી. પૂજા.

कार्य પુ. સ્ત્રી. ન. કરવા લાયક કરવા યોગ્ય.

चर्मचक्षुष् ન. (चर्मन् ન. ચામડું, ચામડી અને चक्षुष् ન. આંખ, ચામડાની આંખ, શારીરિક દૃષ્ટિ.

चित्रालाप પુ. (चित्र તરેહતરેહનું, વિવિધ. અને आलाप પુ. વાત) વિવિધ વિષયની વાતચીત.

जगन्नायक पु (जगत् न. જગત, વિશ્વ, नायक પુ. ધણી ) વિશ્વનો ધણી.

तुरग પુ ઘોડો.

दयालुत्व ન. દયાભાવ, માયાળુ પણું.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, દરિદ્રી, દુઃખી.

दुःख पीडीत પુ. સ્ત્રી ન. દુઃખથી પીડાયલું.

दुराप પુ. સ્ત્રી. ન મેળવવું મુશ્કેલ પડે એવું.

दुरुक्त ન. અનુચિત વચન, સારી રીતે નહિં બોલેલા શબ્દો, દુર્ભાષણ.

दु ૪ ગણ, આત્માને. દુઃખ દેવું, દુઃખિત થવું, દુઃખ પામવું.

द्वास्थ પુ. સ્ત્રી. ન. બારણે ઉભેલું, દ્વારપાળ.

द्वार ન. બારણું.

पुण्यकृत् પુ. સ્ત્રી. ન (पुण्य ન. પુન અને कृ કરવું) પુણ્ય કરનાર.

प्रत्यहम् અ. (प्रति દરેક અને अहन् ન. દિવસ) દરરોજ.

यज्ञ પુ. યજ્ઞ, જગન.

राजकुल ન. (राजन् પુ. અને कुल ન. ઘર, મહેલ) રાજમહેલ.

वारंवारम् ક્રિ. વિ. વારેવારે, વારંવાર.

विभूति સ્ત્રી. શક્તિ, મોટાઇ.

श्रुतिमनोहर પુ સ્ત્રી. ન. (श्रुति સ્ત્રી. કર્ણ, કાન. અને मनोहर પુ. સ્ત્રી. ન. રમણીય) મનને હરણ કરે એવું, કાનને રમણીય લાગે એવું.

संग्राम પુ. યુદ્ધ.

संसारसुख ન. (संसार દુનિયામાં હોવું તે सुख ન.) દુનિયાની સ્થિતિનું સુખ.

सत्कृति સ્ત્રી. પુણ્યકર્મ, રૂડું કામ.

सू ૬ ઠો ગણ. પરસ્મૈ. હડસેલવું, આગળ ચલાવવું.

सोमवंशविभूषण પુ. સ્ત્રી. ન. (सोम પુ. ચંદ્ર) ચંદ્રવંશને શોભાવનાર, ચંદ્રવંશનો (ચંદ્રવંશના રાજાઓનો ) અલંકાર.

स्यन्दन પુ. રથ.

स्वयम् અ. પોતે, જાતે.

हृदयमर्मच्छिद् પુ. સ્ત્રી. ન. (हृदय ન. હૃદયું, मर्मन् ન. જેમાં મારવાથી જીવ જાય એવા ભાગો, મર્મસ્થાન, छिद् કાપવું) હૃદયના મર્મસ્થાનને છેદનારૂં.

---

કારણકે यतः અ; हि અ.
વારંવાર अनिशम् क्रि. वि,
સહેલાઇ सौकर्य न.
દર વરસ प्रतिसंवत्सरम् क्रि वि. અ.
લડવા युद्धाय, युद्धे, योद्धुम्
દરવાજો द्वार न.
શિક્ષક अध्यापक पु. स्त्री. न.
હલકાઇ लघुता स्त्री.
કદરી कदर्य पु.
પોતાનું स्वीय पु. स्त्री. न.
મનોધર્મ पु. इन्द्रियवृत्ति स्त्री.
इन्द्रिय न.
જાત્રા यात्रा स्त्री.
મૂળ વિચાર तत्त्व न. नय पु.
સમજુ दूरदर्शिन् पु. स्त्री. न.
चतुर पु. स्त्री. न.
મતલબ कार्य न.
પાપી पाप पु. स्त्री. न.
જાડી स्थूल पु. स्त्री. न ; विपुल पु. स्त्री. न.
વિચાર संकल्प पु. बुद्धि स्त्री.

## પાઠ ૩.

### પાંચમો અને આઠમો ગણ (ચાલુ) હ્યસ્તન ભૂતકાળ.

૧. પરસ્મૈપદના પ્રત્યયો પહેલા વિભાગના કહ્યા છે તેના તેજ છે. આત્મનેપદ પ્રત્યયો પણ તેજ છે. इताम् અને इथाम्‌ને બદલે आताम् ને आथाम् થાય છે (જુઓ ) અને ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય अत છે. એટલે

પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | इ | वहि | महि |
| ૨જો ,, | थास् | आथाम् | ध्वम् |
| ૩જો ,, | त | आताम् | अत |

### ૫ મો ગણ.

आप् પરસ્મૈ૦ મેળવવું.

| | એ. વ. | દ્વિ વ. | બ. વ |
|---|---|---|---|
| ૧લો પુ. | आप्नवम् | आप्नुव | आप्नुम |
| ૨જો ,, | आप्नोः | आप्नुतम् | आप्नुत |
| ૩જો ,, | आप्नोत् | आप्नुताम् | आप्नुवन् |

अश् આત્મને૦ વ્યાપવું.

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | आश्नुवि | आश्नुवहि | आश्नुमहि |
| ૨જો ,, | आश्नुथाः | आश्नुवाथाम् | आश्नुध्वम् |
| ૩જો ,, | आश्नुत | आश्नुवाताम् | आश्नुवत |

પરસ્મૈપદ એકવચનના પ્રત્યયો વિકારક છે તેથી नु નું नो પહેલાં લખેલા રૂપોમાં થયું. आप्नुवन्, आश्नुवि વિગેરે રૂપોમાં (આ) પ્રમાણે એ नु ના उनो उव् થાય છે એટલે नुने બદલે नुव् થાય છે.

चि આત્મને૦ ભેગું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | अचिन्वि | अचिनुवहि–अचिन्वहि | अचिनुमहि–अचिन्महि |
| ૨જો ,, | अचिनुथाः | अचिन्वाथाम् | अचिनुध्वम् |
| ૩જો ,, | अचिनुत | अचिन्वाताम् | अचिन्वत |

૮ મો ગણ तन् પરસ્મૈ૦ લંબાવવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अतनवम् | अतनुव–अतन्व | अतनुम–अतन्म |
| ૨ જો ,, | अतनोः | अतनुतम् | अतनुत |
| ૩ જો ,, | अतनोत् | अतनुताम् | अतन्वन् |

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अतन्वि | अतनुवहि–अतन्वहि | अतनुमहि–अतन्महि |
| ૨ જો ,, | अतनुथाः | अतन्वाथाम् | अतनुध्वम् |
| ૩ જો ,, | अतनुत | अतन्वाताम् | अतन्वत |

(અ) ઉપર કહેલા નિયમ પ્રમાણે अचिन्वहि, अतन्व, अतन्वहि વિગેરે રૂપો થાય છે. कृના રૂપો—

૧ લો પુ. अकरवम् अकुर्व अकुर्म વિગેરે થાય છે. (અ) પ્રમાણે.

देवा वै यज्ञमतन्वत तांस्तन्वानानसुरा अभ्यगच्छन् ।
हे संजय कुरुक्षेत्रे मामकाः पाण्डवाश्च किमकुर्वत तत्कथय ।
रामादीनानेतुं दूतानयोध्यां प्राहिणोज्जनकः ।
एकस्मिन्निबिडेऽरण्ये वसन्फलमूलादीनामशनेन वृत्तिमकुर्वि ।
कथय नो याः कथा वृद्धेभ्यस्त्वमशृणोः ।
रामं युद्धेऽधृष्णुवन्राक्षसाः ।
उद्यमं कुर्वन्नपि फलं नैवाप्नवं तस्माद्भवितव्यतैवात्रोपालभ्या ।
ईदृशैः कर्मभिर्महत्पुण्यं त्वं समचिनुथाः ।
भो भो अध्वर्यवः सोमं यूयमसुनुध्वं न वेति पृच्छति होता ।
रामलक्ष्मणौ सीतामरण्येऽन्विष्यन्तौ महान्तं कालं* समीहितं
नैवाश्नुवाताम् ।
आपतिता आपदः प्रत्यकुर्म भवतां साहाय्येन ।

## ગુજરાતી વાક્યો.

૧. રાજાના દુશ્મનોએ તેની સાથે યુદ્ધ કરવા હિમ્મત કરી(धृष्).
૨. દશરથે સરયૂના કિનારાઓ ઉપર યજ્ઞ કર્યો (तन्).
૩. શત્રુની હિલચાલ તપાસવાને રાજાના પ્રધાનોએ મને મોકલ્યો (प्र+हि).
૪. અમે તે કિલ્લાના દરવાજા ઉઘાડયા (अप+आ+वृ).
૫. તેં જે કર્યું (कृ) તેથી તારા મિત્રોને હજી દુઃખ થાય છે (दु).
૬. પર્વતના મથાળા સુધી હું ચઢી શક્યો નહિ (शक्).
૭. જે પુસ્તકો ખોવાયલા હતા તે તમે ક્યાં શોધ્યા (वि+चि).
૮. ગઇ કાલે બાગમાં બે છોકરીઓએ પોતાને માટે ફુલો ચુંટયાં (अव+चि)
૯. તેઓએ યત્નથી ઇચ્છાઓ, ગુસ્સો અને લોભ દબાવ્યો (आ+वृ) અને બ્રહ્મનું ધ્યાન ધરતાં મોક્ષ મેળવ્યો (आप्)

૧૦. બભ્રુવાહને તીરવડે અર્જુનને છાતીમાં ઘાયલ કર્યો (क्षण्) અથવા (क्षिण्)

૧૧. તે લડાઇમાં યોદ્ધાઓના ઘોડાઓ મરાયા, પણ તેઓએ બીજા મેળવ્યા (आप्) અને ફરીથી લડયા.

૧૨. તેં અને રામે પાપ કીધું (कृ) તેને તમે માટે બન્ને શિક્ષા પાત્ર છો

---

## શબ્દકોષ ૩ જો.

क्षण्, क्षिण् ૮ મો ગણ પરસ્મૈ૰ ઘાયલ કરવું.

हि ૫ મો ગણ પરસ્મૈ૰ જવું; प्र જોડે. મોકલવું.

अन्विष्यत् (अनु+इष् (૪ ગ. પરસ્મૈ નો વ. કૃ) શોધતું, શોધતાં.

अशन ન. ખાવું તે, ભોજન.

इदृश પુ. ન. સ્ત્રી. આવું.

उपालभ्य પુ. ન સ્ત્રી. ઠપકા લાયક. દોષ પાત્ર

कुरुक्षेत्र ન. કુરૂઓ લડયા તે જગાનું નામ.

गम्+अभि, જોડે હુમલો કરવો.

निबिड. પુ. ન. સ્ત્રી. ફાટચીરા વગરનું, ઘાડું.

फलमूलादि પુ. ન. સ્ત્રી. (मूल. કન્દ) ફળ મૂળ વિગેરે.

भवितव्यता સ્ત્રી. નસીબ, પ્રાલબ્ધ

मामक પુ. ન. સ્ત્રી. મારૂં.

रामादि પુ. (राम વિશેષ નામ છે. અને आदि આરંભ) રામ અને બીજાઓ, રામ વિગેરે.

वृत्ति સ્ત્રી. ગુજરાન, આજીવિકા.

वृद्ध પુ. ન. સ્ત્રી. ઘરડું.

वै અ. પાદપૂરણ માટે વાપરેલો શબ્દ.

संजय પુ. વિશેષ નામ છે.

समीहित પુ. ન. સ્ત્રી. જે ઇચ્છેલુ હોય તે.

साहाय्यन. મદદ.

हे કે. અ. અરે. સંબોધનાર્થ અવ્યય.

होतृ પુ. હોમકરનાર યાજ્ઞિક ગોર.

બભ્રુવાહન (અર્જુનનો પુત્ર, પાંડવ) बभ्रुवाहन પુ. બન્ને સર્વનામ.
ઇચ્છા काम પુ.
નિત્ય शाश्वत પુ. સ્ત્રી. ન.
સુખ सुख ન.
કિલ્લો दुर्ग પુ.
લોભ लोभ પુ.
મરાયું हत (કર્મણિ. ભૂ. કૃ.
ખોવાયલું नष्ट ભૂ. કૃ.
હાલચાલ व्यापार પુ.
બીજું अपर પુ. સ્ત્રી. ન. સર્વનામ
શિક્ષા दण्ड પુ.
હજુ સુધી अद्यापि
સરયુ (અયોધ્યા પાસેની નદી सरयू સ્ત્રી.
તપાસવા निरूपयितुम् नि+रूप् ૧૦ મો ગણનો હેત્વર્થ કૃદન્ત.

---

# પાઠ ૪.

## પાંચમો અને આઠમો ગણ ચાલુ.

### પરસ્મૈપદ.

### આજ્ઞાર્થ.

૧. ગણોના બીજા ભાગમાં આજ્ઞાર્થરૂપના બીજા પુરૂષના એકવચનમાં हि પ્રત્યય લાગે છે. પાંચમા ગણમાં જ્યારે ધાતુને છેડે સ્વર હોય ત્યારે અને આઠમા ગણમાં બધે એ हिનો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | आनि | आव | आम |
| ૨જો ,, | हि | तम् | त |
| ૩જો ,, | तु | ताम् | अन्तु |

आप् ૫ મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | आप्नवानि | आप्नवाव | आप्नवाम |
| ૨જો ,, | आप्नुहि | आप्नुतम् | आप्नुत |
| ૩જો ,, | आप्नोतु | आप्नुताम् | आप्नुवन्तु |

સુ ૫ મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | सुनवानि | सुनवाव | सुनवाम |
| ૨જો ,, | सुनु | सुनुतम् | सुनुत |
| ૩જો ,, | सुनोतु | सुनुताम् | सुन्वन्तु |

આ રૂપોમાં પહેલા પુરૂષના ત્રણે વચનના પ્રત્યયો વિકારક હોવાથી નુનો नो થયો છે અને नोनी પછી પ્રત્યયોનો આદિ સ્વર आ આવવાથી नोनो नव् થયો અને તેમાં आ મળીને नवा થયું છે એટલે आप्नवानि आप्नावाव વિગેરે. બીજા પુરૂષના બધા પ્રત્યયો તેમજ ત્રીજા પુરૂષના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક છે.

## વિધ્યર્થ.

૨. હ્યસ્તન ભૂતકાળના પ્રત્યયોની પૂર્વે या મૂકવાથી વિધ્યર્થના પ્રત્યયો થાય છે અને ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય युस् છે.

પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | याम् | याव | याम |
| ૨ જો ,, | याः | यातम् | यात |
| ૩ જો ,, | यात् | याताम् | युः |

चि ૫ મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | चिनुयाम् | चिनुयाव | चिनुयाम |
| ૨ જો ,, | चिनुयाः | चिनुयातम् | चिनुयात |
| ૩ જો ,, | चिनुयात् | चिनुयाताम् | चिनुयुः |

અહિં બધા પ્રયત્યો અવિકારક છે તેથી ગુણ થતો નથી.

## આત્મને પદ.

## આજ્ઞાર્થ.

૩. ગણોના બીજા વિભાગમાં વર્તમાનકાળ અને હ્યસ્તન ભૂતકાળમાં થાય છે તેજ પ્રમાણે આજ્ઞાર્થના આત્મનેપદ પ્રત્યયોમાંના

ઉનો આ થાય છે અને ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યયમાંના न् નો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | ऐ | आवहै | आमहै |
| ૨ જો ,, | स्व | आथाम् | ध्वम् |
| ૩ જો ,, | ताम् | आताम् | अताम् |



| | એ. વ. | દ્વિ. વ. | વ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनवै | चिनवावहै | चिनवामहै |
| ૨ જો ,, | चिनुष्व | चिन्वाथाम् | चिनुध्वम् |
| ૩ જો ,, | चिनुताम् | चिन्वाताम् | चिन्वताम् |
| ૧ લો પુ. | अश्नवै | अश्नवावहै | अश्नवामहै |
| ૨ જો ,, | अश्नुष्व | अश्नुवाथाम् | अश्नुध्वम् |
| ૩ જો ,, | अश्नुताम् | अश्नुवाताम् | अश्नुवताम् |

આત્મનેપદ પ્રત્યયોમાં આજ્ઞાર્થના પહેલા પુરૂષના ત્રણે વચનોના પ્રત્યયોજ માત્ર વિકારક છે, એટલે એ રૂપોમાં નુનો ગુણ થઈ नो થાય છે અને પછી नव् થાય છે.

## વિધ્યર્થ.

વિધ્યર્થના આત્મનેપદ પ્રત્યયો ગણોના પહેલા વિભાગના આત્મનેપદ જેવાજ છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिन्वीय | चिन्वीवहि | चिन्वीमहि |
| ૨ જો ,, | चिन्वीथाः | चिन्वीयाथाम् | चिन्वीध्वम् |
| ૩ જો ,, | चिन्वीत | चिन्वीयाताम् | चिन्वीरन् |

| | | | |
|---|---|---|---|
| ૧ લો ,, | अश्नुवीय | अश्नुवीवहि | अश्नुवीमहि |
| ૨ જો ,, | अश्नुवीथाः | अश्नुवीयाथाम् | अश्नुवीध्वम् |
| ૩ જો ,, | अश्नुवीत | अश्नुवीयाताम् | अश्नुवीरन् |

આ બધા રૂપોમાં નુનો નુવ્ થયો છે.

આઠમા ગણના ધાતુઓનાં રૂપો ચિનાં રૂપો જેવાં છે. માત્ર ફેર એટલોજ છે કે પાંચમા ગણમાં नु અને આઠમાં उ લાગે છે. कृनो उ વિધ્યર્થના य् થી શરૂ થતા પ્રત્યયો લાગતાં પૂર્વે લોપાય છે.

## આજ્ઞાર્થ.

### આત્મને.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवै | तनवावहै | तनवामहै |
| ૨ જો ,, | तनुष्व | तन्वाथाम् | तनुध्वम् |

### પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवानि | तनवाव | तनवाम |
| ૨ જો ,, | तनु | तनुतम् | तनुत |

### વિધ્યર્થ. પરસ્મૈ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कुर्याम् | कुर्याव | कुर्याम |
| ૨ જો ,, | कुर्याः | कुर्यातम् | कुर्यात |
| ૩ જો ,, | कुर्यात् | कुर्याताम् | कुर्युः |

| | | | | | |
|---|---|---|---|---|---|
| तन्वीय | વિધ્યર્થ | આત્મને૦ | ૧લો | પુ. | એ. વ. |
| तनुयाम् | ,, | પરસ્મૈ૦ | ,, | | ,, |
| कुर्वीय | ,, | આત્મને૦ | ,, | | ,, |
| करवाणि | આજ્ઞાર્થ | પરસ્મૈ૦ | ૧લો | પુ. | એ. વ. |
| कुरु | ,, | ,, | ૨જો | પુ. | ,, |
| करवै | ,, | આત્મને૦ | ૧લો | પુ. | ,, |

ઉપલા કેટલાક રૂપોમાં कृનો कर् થાય છે.

खादिरं यूप कुर्वीत स्वर्गकामः खादिरेणैव वै यूपेन देवाः स्वर्गं लोकमजयंस्तथैवैतद्यजमानः खादिरेण यूपेन स्वर्गं लोकं जयति ।

दुःखसंतापेन पच्यन्त* इव मेऽङ्गान्युत्कथ्यत इव हृदयं प्लुष्यत इव दृष्टिर्ज्वलतीव शरीरम् । अत्र यत्प्राप्तकालं तत्करोतु भवान् ।

वत्स प्रसन्नोऽस्मि ते कथय किं ते प्रियं करवाणि ।

हे ऋत्विजोऽद्य सुत्यादिने सोमं सुनुध्वम् ।

कथं नाम प्रभोरादेशमुल्लङ्घयितुं शक्नुयाम् ।

एतैराक्रोशैरात्मनः कार्पण्यं माप्रावृणुष्व ।

राजन्यनुरागमाविष्कुर्वतां जना यतस्तेषां संकटानि नश्येयुः ।

आत्मनः पुत्राणां प्रवृत्त्युपलब्धये दासं श्रीनगरं प्रहिणु ।

राजन्प्रीताः स्मः शुश्रूषया तवैतया तस्मात्सर्वैर्गुणैरुपेतं पुत्रमवाप्नुहि ।

शृणुत रे पौराः । अयं वसन्तसेनाघातकश्चारुदत्तो वधस्तम्भं नीयते तद्यदीदृशं कर्म केऽपि कुर्वीरन्दण्डमप्येतादृशं प्राप्नुयुः।

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः* ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥
पूर्वे वयसि तत्कुर्याद्येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत्कुर्याद्येनामुत्र सुखं वसेत् ।
श्वःकार्यमद्यकुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥



## ગુજરાતી વાક્યો.

૧. ચાકર જમીનને શેત્રંજીઓથી ઢાંકે ( स्तृ ).

૨. બ્રાહ્મણો જગતમાં ભમે અને નળને શોધે (वि+चि).

૩. જો તે મને ફરમાવે તો હું તે કરૂં (कृ).

૪. તમારા શત્રુનો તિરસ્કાર ન કરો ( तिरस्+कृ ); કારણ કે તે બળવાન છે.

૫. નબળા પુરૂષોએ, જો તે ડાહ્યા હોય તો જબરા માણસ સામે હિમ્મત કરવી નહિ ( धृष् ).

૬. સોમયજ્ઞમાં ગોર લોકોએ સોમ છોડવાનો રસ કાઢવો જોઇએ ( सु ).

૭. તે શું કહે છે તે સાંભળ (श्रु); તે કહે છે કે તું મૂર્ખ છે.

૮. હું ઇચ્છું છું કે તમે તમારા છોકરાઓને ભણવા માટે ઇંગ્લાંડ મોકલશો ( प्र+हि ).

૯. જ્યાં સુધી એ આપણા ઉપર કૃપાશીળ છે ત્યાં સુધી આપણે આપણાં કામ પાર પાડીએ ( साध् ).

૧૦. પેલા નિર્દોષ પક્ષીઓને પજવો નહિ ( दु ).

## શબ્દકોષ ૪.

अनुराग પુ. પ્રીતિ, મહેરબાની.
अमुत्र ક્રિ. વિ. પરલોકમાં.
अपराह्णिक પુ. ન. સ્ત્રી. પાછલા પહોરને લગતું, ઉતરતા દિવસને લગતું.
आलाप પુ. વાતચીત.
इक्ष्+प्रति જોડે, જોવું, સંભાળ લેવી.
उपेत उप+इनो કર્મણિ. ભૂ. કૃ. જોડાયલું, યુક્ત.
ऋत्विज् પુ. યાજ્ઞિક ગોર.
एतादृश પુ. ન. સ્ત્રી. આવા પ્રકારનું, આવું.
कथंनाम ખરેખર કેમ.
कार्पण्य ન. નીચપણું.

काष्ठलोष्टसम પુ. ન. સ્ત્રી. (काष्ठ ન. લાકડું. लोष्ट પુ. ન. માટીનું ઢેફું. सम જેવું) લાકડાં અને માટીના ઢેફા જેવું.

क्वथ् ૧લો ગણ પરસ્મૈ+उद्, સાથે ઉકાળવું.

क्षिति સ્ત્રી. પૃથ્વી.

खादिर પુ ન. સ્ત્રી. ખેરનું લાકડું.

चारुदत्त પુ. નામ છે.

ज्वल् ૧લો ગણ. પરસ્મૈ૦ બાળવું.

तद् ક્રિ. વિ. તેથી.

दुस्तर પુ. ન. સ્ત્રી. ઓળંગાય નહીં એવું, અલંઘ્ય.

दुःखसंताप પુ. (दुःख ન. દુઃખ અને संताप પુ. તાપ) દુઃખનો તાપ, શોક, પીડા.

पूर्वाह्ण પુ. દિવસનો પહેલો ભાગ.

प्रसन्न प्र+सद् નો ભૂ. કૃ. ખુશ થયલું.

प्रवृत्त्युपलब्धि સ્ત્રી. (प्रवृत्ति ખબર અંતર અને उपलब्धि પ્રાપ્તિ) ખબર અંતરની પ્રાપ્તિ.

प्राप्तकाल પુ. ન સ્ત્રી प्राप्त प्र+आप्नो ભૂ. કૃ. મેળવવું, અને काल પુ. વખત) વખતને અનુસરતું. કાલયોગ્ય.

प्रीत प्रीनो કર્મણિ ભૂ. કૃ. ખુશ થયલું.

प्लुष् ૧લો ગણ પરસ્મૈ૦ બાળવું.

यजमान પુ. યજ્ઞ કરનાર.

यावज्जीवेन ક્રિ. વિ. જીવન પર્યન્ત.

यूप પુ. યજ્ઞમાં પશુને બાંધવાનો ખીલો

लङ्घ् ૧લો ગણ અને ૧૦ મો ગણ. પરસ્મૈ૦ અને આત્મને૦ જવું. उत् જોડે, તોડવું ઉલ્લંઘન કરવું.

वधस्तम्भ પુ. (वध પુ. મારી નાખવું, અને स्तम्भ પુ. થાંભલો) ફાંસી દેવાનો થાંભલો.

वसन्तसेनाघातक પુ. वसन्तसेना સ્ત્રી નામ છે, અને घातक પુ. મારી નાખનાર) વસન્તસેનાનો ઘાત કરનાર.

विमुख પુ. ન. સ્ત્રી. આડું મુખ કરનાર.

शनैः ક્રિ. વિ. ધીમે ધીમે.

शुश्रूषा સ્ત્રી. ચાકરી, સેવા.

श्वःकार्य ન. કાલનું કામ.

सहाय પુ. મદદગાર, સોબતી.

सुत्यादिन ન. (सुत्या સ્ત્રી.) સોમ યજ્ઞમાં સોમરસ પીવાનો દિવસ.

स्तृ ૫મો ગણ પરસ્મૈ૦ આત્મને૦ ઢાંકવું, પાથરવું सम જોડે.

स्वर्गकाम પુ. ન. સ્ત્રી. સ્વર્ગની ઇચ્છાવાળો.

ફરમાવવું આ+दिश् ૬ ઠો ગણુ.
શેત્રંજી कुथ પુ.
ભણવું अध्ययन न; निनयन न.
જમીન भूमि સ્ત્રી. चर.
નિરપરાધી अनपकारिन् પુ સ્ત્રી. ન.
રસ रस પુ.
નળ એક રાજાનું નામ છે. नल પુ.
સોમયાગ सोमयाग પુ.
તરફ प्रति એની સાથે દ્વિતીયા વિભક્તિ વપરાય છે.
નબળો दुर्बल પુ. સ્ત્રી. ન.
કૃપાશીલ स्निग्ध स्निह નો ભૂ. કૃ. सस्नेह પુ. સ્ત્રી. ન.

## પાઠ ૫.

### નવમો ગણુ.

#### વર્તમાનકાળ તથા આજ્ઞાર્થ.

૧. નવમા ગણુમાં ધાતુ અને પ્રત્યયની વચ્ચે ना આવે છે. વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ना નું नी થાય છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે न् થાય છે.

બીજા વિભાગના પ્રત્યયો ગયા ત્રણ પાઠમાં બતાવ્યા છે.

क्री પરસ્મૈ૰ આત્મને૰ 'વેચાતું લેવું.'

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणामि | क्रीणीवः | क्रीणीमः |
| ૨ જો ,, | क्रीणासि | क्रीणीथः | क्रीणीथ |
| ૩ જો ,, | क्रीणाति | क्रीणीतः | क्रीणन्ति |

વર્તમાન આત્મને૰

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणे | क्रीणीवहे | क्रीणीमहे |
| ૨ જો ,, | क्रीणीषे | क्रीणाथे | क्रीणीध्वे |
| ૩ જો ,, | क्रीणीते | क्रीणाते | क्रीणते |

### પરસ્મૈ૦ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणानि | क्रीणाव | क्रीणाम |
| ૨ જો ,, | क्रीणीहि | क्रीणीतम् | क्रीणीत |
| ૩ જો ,, | क्रीणातु | क्रीणीताम् | क्रीणन्तु |

### આત્મને૦ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणै | क्रीणावहै | क्रीणामहै |
| ૨ જો ,, | क्रीणीष्व | क्रीणाथाम् | क्रीणीध्वम् |
| ૩ જો ,, | क्रीणीताम् | क्रीणाताम् | क्रीणताम् |

આ રૂપોમાં ના નો ફેરફાર કરતી વેળા વિકારક ને અવિકારક પ્રત્યયો ધ્યાનમાં રાખો.

૨. જો આ ગણના ધાતુને અન્તે વ્યંજન હોય તો આજ્ઞાર્થ પરસ્મૈપદ બીજા પુરૂષના એકવચનનું રૂપ માત્ર ધાતુને आन લગાડવાથી થાય છે; જેમકે मुष् 'ચોરવું' ઉપરથી मुषाण (तुं) ચોરી કર.

### मुष् પરસ્મૈ૦ આજ્ઞાર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मुष्णानि | मुष्णाव | मुष्णाम |
| ૨ જો ,, | मुषाण | मुष्णीतम् | मुष्णीत |
| ૩ જો ,, | मुष्णातु | मुष्णीताम् | मुष्णन्तु |

अग्नितप्तं सुवर्णं विक्लिनाति* ।
प्रियायै दातुं पुष्पस्रजं †ग्रथ्नामि ।
दोहनकाले वत्सं स्तम्भे बध्नन्ति ।
अस्मिन्नरण्ये मार्गं कर्तुं तरूँल्लुनीहि ।
अयं नव सदाचारस्ते लक्ष्मीं पुष्णातु ।
युद्धेषु वीराः शत्रूणां शिरोभिर्भूमिमास्तृणते ।

* પૃ૦ નોંધ ૩૮ જુઓ.+ † પૃ૦ નોંધ ૩૮ જુઓ. §

उद्धतं गच्छन्त्यास्तव गलितमुत्तरीयं गृहाणैतत् ।
विवाहविधौ कन्यायाः पाणिं वरो गृह्णाति ।
सुवर्णशतं दत्त्वा वयमश्वं महाजवं क्रीणीमहे ।
अपेक्षितं वृणतां भवन्त इत्यस्मानवदत्कृपालुर्भगवान् ।
रुद्रो देवानवददहं वरं वृणे । वृणीध्वेति तेऽभाषन्त ।
पावकस्तीर्थोदकं च पापकृतः पुनीत इति ब्राह्मणा वदन्ति ।
क्षणध्वंसिनो मनुजा वयमनाद्यनन्तस्य परमेश्वरस्य कथं तत्त्वं जानीमः ।
अस्मिन्महति दुर्भिक्षे धान्यं न लभ्यते ततः किमश्नाम कथं च जीवितं धारयाम ।

*धूनोति चम्पकवनानि धुनोत्यशोकं
चूतं धुनाति धुवति स्फुटितातिमुक्तम् ।
वायुर्विधूनयति चम्पकपुष्परेणू-
स्तत्कानने धवति चन्दनमञ्जरीश्च ॥
बाणावलिं किरत्याजौ करोति शरमण्डपम् ।
कृणोति करिणः शत्रोः स कृणाति हयान्परान् ॥
स्तम्भते पुरुषः प्रायो यौवनेन धनेन च ।
न स्तभ्नाति क्षितीशोऽपि न स्तभ्नोति युवाप्यसौ ॥
कृणात्यसौ द्विषां दर्पं शिरस्तेषां निकृन्तति ।
कीर्तयन्ति गुणांस्तस्य विस्मयेन दिवौकसः ॥
स्तृणोति बाणजालैः स रणे वीरवरूथिनीम् ।
तच्छिरोभि§ स्तृणात्युर्वीं तृणराजफलैरिव ॥

---

*આ પાઠમાં તેમજ આવતા પાઠોમાં આ અને એવી જાતના શ્લોકો કૃષ્ણ નામના રાજાને લાગુ પડે છે અને એનેજ લાગુ પડતા શ્લોકો બે પાછલા પાઠોમાં આપેલા છે.

§ વિસર્ગની પછી श्, ष्, કે स् આવે અને તેની (श्, ष्, કે स्ની) પછી અઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો વિકલ્પે લોપ થાય છે.

स्वप्नेऽपि नानृतां वाणीं संगृणाति स भूपतिः ।
यस्य संगिर ते किंचित्तस्मै तत्प्रतिपादयेत्‡ ॥
क्षिणाति धर्मं पवासौ नेन्द्रियार्थेषु लीयते ॥
प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं य
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. પવન ઝાડોનાં શિખરોને હલાવે છે ( धू ).

૨. તું પૈસા ચોર મા ( मुष् ); કારણ કે રાજાના અધિકારીઓ જેઓ એમ કરે છે તેમને શિક્ષા કરે છે.

૩. ઉપવાસને દિવસે અમે કંઇ ખાતા નથી ( अश् ).

૪. હમણા તો બ્રાહ્મણો મ્લેચ્છો પાસેથી પણ દક્ષિણા લે છે (ग्रह्).

૫. મારે માટે મુંબાઇમાં ધાન્યના મોટા ઢગ ખરીદ કર (क्री).

૬. ગોવિન્દ તે ઝાડની ડાળીઓ કાપી નાખે છે ( लू ).

૭. નારાયણ પોતાનો ઘડો તળાવે પાણીથી ભરે ( पृ ).

૮. તું તેમનાં કાવતરાં જાણતો નથી ( ज्ञा ).

૯. આડે રસ્તે લઇ જનારી ઇચ્છાઓને તેઓ કાબુમાં રાખે (नि+ग्रह्).

૧૦. મારે ઘેર આવતા દરેક માણસને હું ખુશ કરૂં છું ( प्री ).

૧૧. હું અહિં બહુવાર સુધી રહ્યો છું, મને જવા દો. (अनु+ज्ञा).

૧૨. ઓ દેવો ? પાપી માણસો માત્ર તમને સમરે છે એટલે તમે તેમને પાવન કરો છો ( पू ).

---

‡ સામાન્ય રીતે પ્રેરકભેદનો અર્થ હોય તો ધાતુનાં રૂપાખ્યાન ૧૦ ગણનાં રૂપાખ્યાન જેવાં થાય છે.

## શબ્દકોશ ૫.

### નવમા ગણના ધાતુઓ.

अश् પરસ્મૈ૦ ખાવું.
क्री પરસ્મૈ૦ અને આત્મને૦ ખરીદવું
क्लिश् પરસ્મૈ૦ રીબવું, દુઃખ દેવું.
*क्षुभ् પરસ્મૈ૦ આકુળ વ્યાકુળ કરવું.
§ग्रन्थ् પરસ્મૈ૦ ગુંથવું; એકઠું કરવું.
ग्रह् (गृह्) પરસ્મૈ૦ અને આત્મને૦ લેવું, नि જોડે, કબજે રાખવું.
ज्ञा (जा) પરસ્મૈ૦ અને આત્મને૦ જાણવું, अनु જોડે, રજા આપવી.
पुष् પરસ્મૈ૦ પાળવું.
प्री પરસ્મૈ૦ અને આત્મને૦ પ્રેમ રાખવો.
प्लुष् પરસ્મૈ૦ બાળવું.
बन्ध् પરસ્મૈ૦ બાંધવું.
मी પરસ્મૈ૦ અને આત્મને૦ નાશ કરવો.
मुष् પરસ્મૈ૦ ચોરવું.
श्री પરસ્મૈ૦ અને આત્મને૦ રાંધવું.
स्तम्भ् પરસ્મૈ૦ અટકાવવું અથવા ગર્વિષ્ટ થવું.
+पू પરસ્મૈ૦ અને આત્મને૦ પવિત્ર કરવું.
ली પરસ્મૈ૦ ઓગળવું, वि જોડે ઓગળી જવું.
लू પરસ્મૈ૦ અને આત્મને૦ કાપવું.
स्तॄ પરસ્મૈ૦ અને આત્મને૦ आ જોડે, ઢાંકવું, પાથરવું.
कॄ પરસ્મૈ૦ અને આત્મને૦ મારવું.
जॄ પરસ્મૈ૦ ઘરડું થવું, ઘસાઇ જવું.
गॄ પરસ્મૈ+सम् બોલવું.
धू પરસ્મૈ૦ અને આત્મને૦ હલાવવું.
पॄ પરસ્મૈ૦ ભરવું.
दॄ પરસ્મૈ૦ ફાડવું.
वॄ પરસ્મૈ૦ અને આત્મને૦ પસંદ કરવું.

---

अग्नितप्त પુ. ન. સ્ત્રી. (अग्नि, અને तप्त તપેલું,) દેવતાથી તપેલું.
अनाद्यनन्त પુ. ન. સ્ત્રી. (अनादि

---

* આ ધાતુમાં ગણની નીશાની न् નો ण् થતો નથી.

§ આ ગણમાં ધાતુના ઉપાન્ત્ય અનુનાસિકનો લોપ થાય છે.

\+ पू અને તેની પછીના દશ ધાતુઓના અન્ત્ય સ્વર ગણકાર્ય વિશિષ્ટકાળમાં હ્રસ્વ થાય છે.

જેનો આરંભ નહીં તે અને અનન્ત જેનો છેડો નહીં તે) આરંભ અને છેડા વિનાનું,
अपेक्षित ન. (अप+इक्ष्નો કર્મણિ ભૂ. કૃ.) ઇચ્છેલું.
अशोक પુ. ઝાડનું નામ છે.
आजि પુ. સ્ત્રી. લડાઇ, યુદ્ધ.
उत्तरीय ન. ઉપલું વસ્ત્ર.
उद्धतम् उत्+हन्નો ભૂ. કૃ. (ક્રિ. વિ. પેઠે વપરાએલું છે.) એરીકરાઇથી.
उर्वी સ્ત્રી. પૃથ્વી.
करिन् પુ. હાથી.
कलत्र ન. ભાર્યા.
कृ ૫ મો ગણ પરસ્મૈ० અને આત્મને० મારવું.
कृपालु પુ. ન. સ્ત્રી. માયાળુ.
क्षणध्वंसिन् પુ. ન. સ્ત્રી. (क्षण પુ. પળ, ध्वंसिन નાશવાળું). ક્ષણ-ભંગુર.
क्षितीश પુ (क्षिति સ્ત્રી. પૃથ્વી) રાજા.
गलित गल्નો ભૂ. કૃ. પડેલું.
गॄ ૯ મો ગણ પરસ્મૈ० ગળવું. सम् જોડે આત્મને० વચન આપવું.
चन्दनमञ्जरी સ્ત્રી. (चन्दन પુ. સુખેડનું ઝાડ, मञ्जरी સ્ત્રી. ફુલ અથવા મોર) ચંદનના ઝાડનું ડીચકું, ફણગો, મોર વીગેરે.
चम्पकपुष्परेणु પુ. (चम्पक પુ. ચાંપાનું ઝાડ, रेणु પુ. પુષ્પરજ, ચાંપાના ફુલોની રજ.
चम्पककुल ન. આંબાના ઝાડનો સમૂહ અથવા ઘટા.
चूत પુ. આંબાનું ઝાડ
तच्छिरस् ન. તેનું માથું.
तत्कानन ન. (कानन ન. જંગલ. વૃક્ષની ઘટા). તેનું વન. તેની વૃક્ષ ઘટા.
तीर्थोदक ન. (तीर्थ ન પવિત્ર વસ્તુ જેવી કે નદી, उदक ન. પાણી) પવિત્ર પાણી.
तृणराजफल ન. तृणराज પુ. તાડ. ખજૂરીની જાતનું ઝાડ.
त्रय ન. ત્રણ (વસ્તુ) નો સમૂહ.
दत्वा दा આપવું નો અવ્યય ભૂ. કૃ આપીને.
दर्प પુ અભિમાન.
दोहनकाल પુ. दोहन ન. દોહવું काल પુ. વખત. દોહવાનો વખત.
धू (धून्) ૧૦ મો ગણ+વિધૂજાવવું.
धू ૧ લો ગણ પરસ્મૈ० અને આત્મને० ધૂજાવું.

पर સર્વનામ. પુ. ન. સ્ત્રી. બીજા પક્ષને લગતું.
परमेश्वर પુ. જગતનો શ્રેષ્ઠ રાજકર્તા.
पादय+प्रति હવાલે કરવું, આપવું.
पापकृत् પુ. ન. સ્ત્રી. (पाप ન. પાપ, અને कृत् જેણે કીધું છે તે) જેણે પાપ કીધું છે તે.
पावक પુ. અગ્નિ.
पुष्पस्रज् સ્ત્રી. (पुष्प ન. અને स्रज् સ્ત્રી. હાર) ફૂલનો હાર.
प्रायस् અવ્યય. ઘણું કરીને, ઘણી ખરી બાબતોમાં.
बाणजाल ન. (जाल સમૂહ) બાણનો સમૂહ.
मनुज પુ. માણસ.
महाजव પુ. ન. સ્ત્રી. (महत् મોટું અને जव પુ. વેગ) મોટા વેગવાળું.
*युवन પુ. જુવાનીઓ, જુવાન પુરૂષ.
यौवन ન. જુવાની.
रुद्र પુ. શિવ, મહાદેવ.
ली ૪ થો ગણ આત્મને૦ વળગવું, જોરથી વળગી રહેવું. લીન અથવા ગરક થવું.
वर પુ. વરદાન.
वह्नि પુ. અગ્નિ.
विवाहविधि પુ. (विवाह પુ. લગ્ન, અને विधि પુ ક્રિયા) લગ્નની ક્રિયા.
विस्मय પુ. આશ્ચર્ય, અચંબો.
वीरवरूथिनी સ્ત્રી. (वरूथिनी સ્ત્રી. સેના) વીરોની અથવા જોદ્ધાની સેના.
शरमण्डप પુ. ન. બાણનો માંડવો.
सदाचार પુ. सत् પુ. ન. સ્ત્રી. સારૂં. અને आचार પુ. ચાલ) સારી ચાલ.
समक्रीय પુ. ન. સ્ત્રી. (सम સરખું, અને क्रिया સ્ત્રી. કરણી) સરખી રીતે વર્તનારૂં, નિષ્પક્ષપાત.
सुवर्णशत ન. (सुवर्ण પુ. સોનાનો સિક્કો, અને शत ન. સો) સોનાના સો સિક્કા.
†स्तम्भ् ૧ લો ગણ આત્મને૦ અને ૫ મો ગણ પરસ્મૈ૦ ચોંટી જવું, વળે નહીં એવું થવું, મગરૂર થવું.
स्तम्भ પુ. થાંભલો.
स्तृ ૫ મો ગણ પરસ્મૈ૦ અને આત્મને૦ ઢાંકવું, પાથરવું, વિખેરવું.

---

* આ શબ્દના રૂપ અનિયમિત થાય છે. (પાઠ ૧૬)

† પાંચમાં ગણમાં આ ધાતુનો અનુનાસિક લોપાય છે.

स्फुटितातिमुक्त न. ખીલેલું. અતિમુક્તાનું ફુલ.
स्वप्न પુ. સમણું.
हय પુ. ઘોડો.

---

આડે રસ્તે उत्पथम् ક્રિ. વિ.
મુંબાઇ मुम्बापुरी સ્ત્રી.
ડાળી शाखा સ્ત્રી.
અપવાસનો દહાડો उपवासदिन न. उपवास પુ. અપવાસ, અને दिन न. દિવસ.
કાવતરૂં कपटप्रबन्ध પુ.
હાલ सम्प्रति ક્રિ. વિ. અ.
રાજાનો અધિકારી राजपुरुष પુ.
ઘડો कुंभ પુ.
માત્ર केवलम् ક્રિ. વિ.
રહેવું. स्था, રહ્યું स्थित ભૂ. કૃ.
મ્લેચ્છ यवन પુ.

## પાઠ ૬.

## નવમો ગણ (ચાલુ).

### હ્યસ્તન ભૂતકાળ.

પરસ્મૈપદ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अक्रीणाम् | अक्रीणीव | अक्रीणीम |
| ૨ જો ,, | अक्रीणाः | अक्रीणीतम् | अक्रीणीत |
| ૩ જો ,, | अक्रीणात् | अक्रीणीताम् | अक्रीणन् |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अक्रीणि | अक्रीणीवहि | अक्रीणीमहि |
| ૨ જો ,, | अक्रीणीथाः | अक्रीणाथाम् | अक्रीणीध्वम् |
| ૩ જો ,, | अक्रीणीत | अक्रीणाताम् | अक्रीणत |

## વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणीयाम् | क्रीणीयाव | क्रीणीयाम |
| ૨ જો ,, | क्रीणीयाः | क्रीणीयातम् | क्रीणीयात |
| ૩ જો ,, | क्रीणीयात् | क्रीणीयाताम् | क्रीणीयुः |

વિધ્યર્થના પરસ્મૈપદ પ્રત્યયો અવિકારક છે એ ધ્યાન રાખવું. તે વ્યંજનથી શરૂ થાય છે તેથી નાનો ની થાય છે.

## આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणीय | क्रीणीवहि | क्रीणीमहि |
| ૨ જો ,, | क्रीणीथाः | क्रीणीयाथाम् | क्रीणीध्वम् |
| ૩ જો ,, | क्रीणीत | क्रीणीयाताम् | क्रीणीरन् |

मन्थ् પરસ્મૈ૦ હ્યસ્તન ભૂતકાળ ૧ લો પુ. अमथ्नाम्–अमथ्नीव–अमथ्नीम
लू પરસ્મૈ૦ ,, ,, ,, अलुनाम्–अलुनीव–अलुनीम
,, આત્મને ,, ,, ,, अलुनि–अलुनीवहि–अलुनीमहि

कार्तिक्येकादश्यां कथयत कान्पदार्थानाक्रीत ।
क्व तानि वस्त्राणि यानि त्वमक्रीणीथाः ।
रे परिचारक किमर्थमद्य भूमिं कटैर्नास्तृणाः ।
यज्ञांस्तन्वाना वयं बहून्पशून्यूपे देवेभ्योऽबध्नीम ।
तस्मिन्देशे मया सार्धं योद्धुं बहवो भटा आगतास्तानहमेकाकी शस्त्रास्त्रैरमृद्नाम ।
न कन्यायाः शुल्कं गृह्णीयादिति शास्त्रप्रतिषेधे सत्यपि केचिदुर्दरंभरया ब्राह्मणा गृह्णन्त्येव ।

दमयन्त्याः स्वयंवरकाले बहवो राजानो मामियं वृणीत मामियं वृणीतेति मन्यमानाः कुण्डिनपुरमागता रङ्गं प्राविशन् । नलं वुवूर्षुर्दमयन्ती रङ्गागतान्नृपान्प्रेक्षमाणा नलतुल्याकृतीन्पञ्च पुरुषानपश्यत् । ततः संदेहान्नाभ्यजानान्नलं नृपम् । तेषां चत्वारो नलरूपधारिण इन्द्रादयो देवा इति ज्ञात्वाभाषत ।

कथं देवाञानीयां कथं च नळं नृपं बोधेयम । यदा सा देवाञ्शरणं गता तदा ते स्वीयानि रूपाण्याविरकुर्वन् । पश्चान्नलं नृपं दमयन्त्यवृणीत । अनन्तरं देवानां कोपं प्रतिकर्तुं तावुभौस्तुतिभिस्तानप्रीणीताम् । ततो देवा नळं वरैरन्वगृह्णन् ।

यत्कृतेऽरीन् व्यगृह्णीम समुद्रमतराम च ।
सा हृतेति वदन् राममुपातिष्ठन्मरुत्सुतः ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. મંદર પર્વતનું વલોણું કરી દેવોએ સમુદ્ર વલોવ્યો ( मन्थ् ).

૨. મેં મારા પુસ્તક તથા સરસામન વેચ્યો (वी+क्री), પણ બહુ ધન પ્રાપ્ત કર્યું નહીં.

૩. ઇન્દ્રે પોતાનો શત્રુ વૃત્ર કે જે બ્રાહ્મણ હતો તેના ચુરેચુરા કરી નાખ્યા ( मृद् ); આ પ્રમાણે તેણે બ્રહ્મહત્યાનું પાપ કર્યું અને તે પાપમાંથી અમે તેને શુદ્ધ કર્યો નહીં ( पू ).

૪. રૂષીઓનાં વચન તેં ક્યારે એકઠાં કર્યાં ( ग्रन्थ् ) ?

૫. જો તમે તમારી ભકિતથી દેવોને ખુશ કરો (प्री) તો તેઓ તમારા ઉપર કૃપા કરે ( अनु+ग्रह् ).

૬. આ વનમાં રામ અને લક્ષ્મણ સીતા જોડે રહેતા, અને ફળો અને મૂળો ખાતા ( अश् ).

૭. મેં ના કહ્યા છતાં તમે વાડીમાં ડાળીપરથી ફુલો શા માટે તોડયા. (वि+प्र+लू).

૮. જો હું ગોવિન્દની ચોપડીઓ લઉં ( ग्रह् ) તો ગુરૂ મને ઠપકો દે.

૯. વિરાટ દેશમાં પાંડવો એક વર્ષ સુધી રહ્યા તે તમે જાણતા નહોતા (ज्ञा) ?



## શબ્દકોષ ૬.

क्री+वि આત્મને. વેચવું.

ग्रह् ૯ મો ગણ+अनु મિત્ર ભાવથી આવકાર દેવો; ની ઉપર કૃપા કરવી; वि જોડે, ની સાથે લડાઈ કરવી.

ज्ञा ૯ ગણ+अभि, ઓળખવું.

मन्थ् ૯ મો ગણ. પરસ્મૈ૦ વળોવવું.

मृद् ૯ મો ગણ પરસ્મૈ૦ ખાંડવું. ચુરેચુરા કરવા.

---

इन्द्रादि (इन्द्र અને आदि પ્રારંભ) જેમાં ઇન્દ્ર મુખ્ય છે તે; ઇન્દ્ર વિગેરે.

उदरंभरि પુ. ન. સ્ત્રી. (उदर ન. પેટ અને भृ ભરવું) પોતાનું પેટ ભરે તે; પેટ ભરું; એકલપેટું, લોભી.

एकाकिन् પુ ન સ્ત્રી એકલું, એકાંતવાસી.

कट પુ. સાદડી.

कार्तिक्येकादशी સ્ત્રી. (कार्तिकी સ્ત્રી. કાર્તિક માસની અને एकादशी સ્ત્રી. અગિઆરસ) કાર્તિક માસની અગિઆરસ.

कुण्डिनपुर ન. વિશેષ નામ છે. વિદર્ભ એટલે વરાડ પ્રાંતની રાજધાની

कोप પુ. ગુસ્સો, રીસ.

चत्वारः સંખ્યાવાચક પ્ર. બ. વ. ચાર.

दमयन्ती સ્ત્રી. નળની સ્ત્રી.

नलतुल्याकृति પુ. ન. સ્ત્રી. (नल પુ. तुल्य પુ. ન. સ્ત્રી. સમાન અને आकृति સ્ત્રી. આકાર, નળના સમાન રૂપવાળું.

नलरूपधारिन् પુ. ન. સ્ત્રી. (नल, रूप અને धारिन् ધારણ કરનાર).

पञ्च સંખ્યાવાચક પ્ર. દ્વિ. નું બ. વ. પાંચ.

परिचारक પુ ખીજમતદાર.

भट પુ. લડવૈયો.

मरुत्सुत પુ. પવનનો પુત્ર. મારૂતી જે વાંદરો રામનો ભક્ત હતો તે.

यत्कृते અવ્યય જેને માટે, જેને લીધે.

रङ्ग પુ. જે સ્થળે કંઇ મોટું કરવામાં આવે તે.

रङ्गागत પુ. ન. સ્ત્રી. રંગમંડપ વિષે આવેલું.

रूप ન આકાર.

वुवूर्षु પુ. ન. સ્ત્રી. વરવાને આતુર.

शस्त्रास्त्र ન બધી તરેહના હથિઆર.

शास्त्रप्रतिषेध પુ. (शास्त्र ન. શાસ્ત્ર, प्रतिषेध પુ. અટકાવ) શાસ્ત્રનો અટકાવ.

शुल्क પુ. ન. કન્યાના માબાપને જે પૈસા આપેલા હોય તે (અસલ તે પૈસા કન્યાની કિંમત તરીકે આપતા હતા )
संदेह પુ. સંદેહ.
सार्धम् અવ્યય સાથે. (ત્રીજી વિભક્તિના યોગે વપરાય છે).
स्था+उप પાસે જવું.
स्वयंवरकाल પુ. (स्वयंवर પુ. પોતે પસંદ કરવો તે, અને काल પુ. વખત) કન્યાએ પોતે વર પસંદ કરવાનો વખત.

---

બ્રહ્મહત્યા ब्रह्महत्या સ્ત્રી.
રવૈ मन्थनदण्ड પુ. (मन्थन ન. વલોવવું અને दण्ड પુ. હાથો) मन्थान પુ.
સરસામાન गृहोपस्कर પુ.
ભક્તિ भक्ति સ્ત્રી. देवनिष्ठा સ્ત્રી.
ઠપકો દેવો भर्त्स् ૧૦ મો ગણ.
निर् જોડે, प्रति+आ+दिश् ૬ઠો ગણ.
મૂળ मूल ન.
વચન वचन ન. उक्ति સ્ત્રી.
ડાખળી (ફુલનું મૂળ) बन्धन ન.
વિરાટ (રાજાનું નામ છે) विराट् પુ.
વૃત્ર (ઇન્દ્રનો શત્રુ) वृत्र પુ.

---

## પાઠ ૭.

## બીજો ગણ.

### વર્તમાનકાળ અને આજ્ઞાર્થ.

૧. બીજા ગણમાં પ્રત્યયો ધાતુને લાગલાજ લગાડવામાં આવે છે.

या ૨ ગ૦ પરસ્મૈ૦ 'જવું'.

વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | यामि | यावः | यामः |
| ૨ જો ,, | यासि | याथः | याथ |
| ૩ જો ,, | याति | यातः | यान्ति |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | यानि | याव | याम |
| ૨ જો ,, | याहि | यातम् | यात |
| ૩ જો ,, | यातु | याताम् | यान्तु |

આ રૂપોમાં ધાતુમાં કંઇ પણ ફેરફાર થતો નથી. માત્ર ધાતુને પ્રત્યય લગાડવાથી રૂપો થાય છે. स्ना, रा, ला, पा 'રક્ષણ કરવું' ख्या, मा, भा, प्सा, श्रा, અને दा 'કાપવું'—આ ધાતુનાં રૂપો ઉપર પ્રમાણે થાય છે.

જેને છેડે आ હોય એવા ધાતુ શિવાય આ ગણના લગભગ બધા ધાતુઓ અનિયમિત છે. એમાંના ઘણાખરામાં વિશેષ નિયમો અમે નીચે આપીએ છિએ.

૨. अस् ધાતુનો अ અવિકારક પ્રત્યયો પૂર્વે લોપાય છે જેમકે स्तः ૩ પુ. દ્વિ. વ., सन्ति ૩. પુ. બ. વ.

પરસ્મૈ૦ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अस्मि | स्वः | स्मः |
| ૨ જો ,, | असि | स्थः | स्थ |
| ૩ જો ,, | अस्ति | स्तः | सन्ति |

આ રૂપોમાં બીજા પુરૂષનું એકવચન નિયમ પ્રમાણે अस्सि થવું જોઇએ તેમાંનો એક स् લોપાય છે.

પરસ્મૈ૦ આજ્ઞાર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧. લો પુ. | असानि | असाव | असाम |
| ૨ જો ,, | एधि | स्तम् | स्त |
| ૩ જો ,, | अस्तु | स्ताम् | सन्तु |

પહેલા પુરૂષના ત્રણે રૂપોમાં પ્રત્યયો વિકારક છે તેથી अनो લોપ થતો નથી. एधि ૨ પુ એ. વ. અનિયમિત છે.

જ્યારે કેટલેક ઠેકાણે આ ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગે છે ત્યારે વર્તમાનકાળનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | हे | स्वहे | स्महे |
| ૨ જો ,, | से | साथे | ध्वे |
| ૩ જો ,, | स्ते | साते | सते |

આ રૂપોમાં બધા પ્રત્યયો અવિકારક છે. તેથી अનો લોપ થાય છે. स्નો ૧. પુ. એ. વ. માં ह् થાય છે અને ध्वेની પહેલાં લોપાય છે તે નિયમ નીચે પ્રમાણે છે.

૧. ध् થી શરૂ થતા પ્રત્યય પૂર્વે ध्ની પૂર્વના स्નો લોપ થાય છે.

૩. शी 'સુઇ રહેવું' એ ધાતુનો અન્ત્ય સ્વર બધા પુરૂષ વાચક પ્રત્યય પહેલાં ગુણ પામે છે.

આ ધાતુમાં ત્રીજા પુરૂષના બહુવચનમાં પ્રત્યય પહેલાં र् મૂકવામાં આવે છે.

આત્મને૦ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | शये | शेवहे | शेमहे |
| ૨ જો ,, | शेषे | शयाथे | शेध्वे |
| ૩ જો ,, | शेते | शयाते | शेरते |

આત્મને૦ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | शयै | शयावहै | शयामहै |
| ૨ જો ,, | शेष्व | शयाथाम् | शेध्वम् |
| ૩ જો ,, | शेताम् | शयाताम् | शेरताम् |

शीનો ઉપલા નિયમ પ્રમાણે शे થાય છે અને તેનો સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે शय् થાય છે, એટલે शये, शयाथे વિગેરે રૂપો થાય છે.

र्, अते અને अताम् ની પૂર્વે મૂક્યાથી रते અને रताम् પ્રત્યયો થાય છે.

૪. વ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યય પૂર્વે ધાતુનો અન્ત્ય उ (હ્રસ્વ) વૃદ્ધિ પામે છે એટલે તેનો औ થાય છે.

૨. ધાતુને અન્તે (હ્રસ્વ કે દીર્ઘ) इ કે उ હોય અને તેની પછી સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય આવે તો इ (હ્રસ્વ કે દીર્ઘ) નો इय् અને उ (હ્રસ્વ કે દીર્ઘ) નો उव् થાય છે.

नु પરસ્મૈ૰ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો. પુ. | नौमि | नुवः | नुमः |
| ૨ જો ,, | नौषि | नुथः | नुथ |
| ૩ જો ,, | नौति | नुतः | नुवन्ति |

પરસ્મૈ૰ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | नवानि | नवाव | नवाम |
| ૨ જો ,, | नुहि | नुतम् | नुत |
| ૩ જો ,, | नौतु | नुताम् | नुवन्तु |

मि, सि, ति વિકારક પ્રત્યયો પૂર્વે नौमि, नौषि, नौति રૂપો થાય છે. કારણકે તે વ્યંજનથી શરૂ થાય છે, પણ આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો વિકારક છે તો પણ સ્વરથી શરૂ થાય છે માટે ત્યાં नु ના उ નો સામાન્ય નિયમ પ્રમાણે ગુણ થઇ नो થાય છે, અને સ્વર પૂર્વે नो નો नव् થાય છે. यु 'જોડવું' એ ધાતુનાં રૂપો ઉપર પ્રમાણે થાય છે.

૫. स्तु અને रु ધાતુમાં વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પહેલાં વિકલ્પે ई મૂકાય છે.

પરસ્મૈ૰ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | स्तौमि—स्तवीमि | स्तुवः—स्तुवीवः | स्तुमः—स्तुवीमः |
| ૨ જો ,, | स्तौषि—स्तवीषि | स्तुथः स्तुवीथः | स्तुथ—स्तुवीथ |
| ૩ જો ,, | स्तौति—स्तवीति | स्तुतः—स्तुवीतः | स्तुवन्ति |

ति અને બીજા વિકારક પ્રત્યયો પૂર્વે उ વૃદ્ધી પામે છે, પણ જ્યારે એ પ્રત્યયો પૂર્વે ई મૂકવામાં આવે છે ત્યારે તેઓ વ્યંજનથી શરૂ થતા નથી તેથી તે અસિદ્ધ અવસ્થામાં સામાન્ય નિયમ પ્રમાણે ગુણ થાય છે એટલે स्तु નો स्तो થાય છે, પછી स्तव् થઇ स्तवीति વિગેરે રૂપો થાય છે. ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યય अन्तिમાં પહેલો સ્વર છે, વ્યંજન નથી, માટે તેની પહેલાં ई મૂકાતી નથી, એટલે ત્યાં માત્ર એકજ રૂપ થાય છે.

આજ નિયમો પ્રમાણે આજ્ઞાર્થનાં રૂપો કરવાં. स्तौतु–स्तवीतु ૩. પુ. એ. વ. स्तुहि–स्तुवीहि ૨ પુ. એ. વ. स्तवानि ૧ પુ. એ. વ. स्तवाव ૧ પુ. દ્વિ. વ. વિગેરે.

આત્મનેપદ રૂપો–स्तुते–स्तुवीते ૩ પુ. એ. વ. स्तुवाते ૩ પુ. દ્વિ. વ. स्तुवते ૩ પુ. બ. વ. વિગેરે આ રૂપો નિયમ પ્રમાણે સિદ્ધ કરવાં. रुનાં રૂપો स्तुનાં રૂપોની પેઠેજ કરવાં.

૬. ब्रू ધાતુ પછી વ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યયની પહેલાં ई મૂકાય છે.

પરસ્મૈ૦ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ब्रवीमि | ब्रूवः | ब्रूमः |
| ૨ જો ,, | ब्रवीषि | ब्रूथः | ब्रूथ |
| ૩ જો ,, | ब्रवीति | ब्रूतः | ब्रुवन्ति |

આમાનું છેલ્લું ब्रुवन्ति ઉપલા નિયમો પ્રમાણે સિદ્ધ થાય છે. આત્મનેપદ રૂપો–ब्रूते ૩ પુ. એ. વ, ब्रुवाते ૩ પુ. દ્વિ. વ, ब्रुवते ૩. પુ. બ. વ. વિગેરે.

આજ્ઞાર્થનાં ૧ પુ. ના રૂપો ब्रवाणि વિગેરે થાય છે.

૭. નીચે લખેલાં પાંચ એક ખંડિત ધાતુ જેનોઅર્થ 'બોલવું' થાય છે તેનાં વર્તમાનકાળનાં અનિયમિત રૂપ થાય છે. आह ૩. પુ.

એ. વ. आहतुः ૩. પુ. દ્વિ વ., आहुः ૩. પુ. બ. વ., आत्थ ૨ પુ. એ. વ. आहथुः ૨. પુ. દ્વિ. વ.

૮. सू 'પ્રસવવું,' 'જન્મ આપવો' એના આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો અવિકારક છે.

આત્મનેપદ વર્તમાનકાળ—सूते ૩. પુ. એ. વ. सुवाते ૩. પુ. દ્વિ. વ., सुवते ૩. પુ. બ. વ. વિગેરે. આજ્ઞાર્થ—सूष्व ૨. પુ. એ. વ., सुवै ૧. પુ. એ. વ. सुवावहै ૧. પુ. દ્વિ. વ., सुवामहै ૧. પુ. બ. વ.

૯. रुद्, स्वप्, श्वस्, अन् અને जक्ष् ધાતુઓ પછી य् શિવાયના વ્યંજનથી શરૂ થતા પ્રત્યયની પૂર્વે इ મૂકાય છે; જેમકે रोदिमि, रुदिवः વિગેરે.

પરસ્મૈ૦ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रोदिमि | रुदिवः | रुदिमः |
| ૨ જો ,, | रोदिषि | रुदिथः | रुदिथ |
| ૩ જો ,, | रोदिति | रुदितः | रुदन्ति |

આજ્ઞાર્થનાં રૂપો એજ નિયમ પ્રમાણે સમજવાં—रुदिहि ૨. પુ એ. વ., रोदानि ૧. પુ. એ. વ. વિગેરે ૯મા નિયમમાં આપેલા બીજા ધાતુનાં રૂપાખ્યાન એજ પ્રમાણે કરવાં. जक्षના ૩. પુ. બ. વ. ના પ્રત્યયમાંના न् નો લોપ, થાય છે તે વિશે આગળ કહેવામાં આવશે.

૧૦. इ 'જવું' એ ધાતુ અપવાદરૂપ છે. એની પછી સ્વરથી શરૂ થતો અવિકારક પ્રત્યય આવે તો એનો य् થાય છે.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | एमि | इवः | इमः |
| ૨ જો ,, | एषि | इथः | इथ |
| ૩ જો ,, | एति | इतः | यन्ति |

આજ્ઞાર્થ ૧. પુ. अयानि વિગેરે.

अधि+इ 'અભ્યાસ કરવો', આત્મનેપદ.

વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अधीये | अधीवहे | अधीमहे |
| ૨ જો ,, | अधीषे | अधीयाथे | अधीध्वे |
| ૩ જો ,, | अधीते | अधीयाते | अधीयते |

अधि પૂર્વે ન મૂકે તો છેલ્લાં ત્રણ રૂપો इते, इयाते, इयते થાય છે. તેમાં इનો आते અને अते પૂર્વે इय् થાય છે, તેજ પ્રમાણે બીજામાં.
આજ્ઞાર્થ. ૧. પુ. अध्ययै–अध्ययावहै–अध्ययामहै.
इ નો ગુણ થઇ ए થાય છે અને ए નો अय् થઇ પ્રત્યયો સાથે મળી अयै વિગેરે રૂપો થાય છે.

आस् આત્મનેપદ.

આજ્ઞાર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आसै | आसावहै | आसामहै |
| ૨ જો ,, | आस्स्व | आसाथाम् | आध्वम् |
| ૩ જો ,, | आस्ताम् | आसाताम् | आसताम् |

ध्व ની પૂર્વે म् લોપાય છે.

अस्मिञ्जगति ये सन्ति कवयस्तान्नमस्कृत्यैनं ग्रन्थमारभे ।
पृच्छ बालकः किं रोदिति ।
हे कृपानिधे जगदात्मंस्त्वां ब्रह्मादयः सर्वे देवाः स्तुवन्त्यृषयश्च सर्वे ।
ईदृशं त्वां शरणमुपैमि । प्रसीद । पाहि मां नरकाद्घोरात् ।
अस्यां पाठशालायां बालकाः काव्यमधीयते ।

तरुषु मधुरं रुवन्ति पक्षिणो वायुश्च शीतलो वाति तस्माद्रम्यमिदं स्थानम् । अत्रैव वृक्षमूले शिलामध्यासामहै* ।
भो भोः पौराः क्व गतोऽस्माकं महाराजः । किं ब्रूथ । देव्या सह क्रीडाशैलमध्यास्ते इति । एवमस्तु । अहं तत्र गच्छामि सर्वं च वृत्तं कथयामि ।
अकिंचनो वितृष्णश्च सुखं स्वपिति रात्रौ । ये प्राणन्ति जीवन्ति च तेषां जन्तूनां चादिहेतुं मे ब्रूहि ।
वत्से समाश्वसिहि समाश्वसिहि । अयमागतस्तव पुत्रको यं त्वं मृतं मन्यसे ।
गोविन्दः स्मितेनात्मनः कोपमपह्नुते ।
अश्विनौ मदनमपि सौन्दर्येऽतिशयाते ॥

राज्ञावुदयते चन्द्रो दिवोदयति भास्करः ।
उदेति स सदैवोग्रं नोदीयन्ते च विद्विषः ॥
प्राणिनामुपकाराय प्राणिति प्रियदर्शनः ।
प्राण्यते पुण्यपुरुषः श्रेयसे यशसे च सः ॥
स स्तौति भास्करं भक्त्या नौति पापहरं हरम् ॥
पथि कार्यकरस्त्वं मे गत्वा प्रवद राघवम् ।
दिदृक्षुर्मैथिली राम पश्यतु त्वाविलम्बितम् ॥

ते जन्मभाजः खलु जीवलोके येषां मनो ध्यायति विश्वनाथम् ॥
वाणी गुणान्स्तौति कथां शृणोति श्रोत्रद्वयं ते भवमुत्तरन्ति ॥

धर्मदूषण नूनं त्वं नाजाना नाशृणोरिदम् ।
निराकृत्य यथा बन्धूल्लँघुत्वं यात्यसंशयम् ॥
भूमौ शेते दशग्रीवो महार्हशयनोचितः ।
नेक्षते विह्वलं मां च न मे वाचं प्रयच्छति ॥

---

* शी, आस्, અને स्था ધાતુની પૂર્વે अधि ઉપસર્ગ આવે તો જે સ્થળે ક્રિયા થઇ હોય તે સ્થળના નામને દ્વિતીયા વિભક્તિ લાગે છે.

समाश्वसिमि केनाहं कथं प्राणिमि दुर्गतः ।
लोकत्रयपतिर्भ्राता यस्य मे स्वपिति क्षितौ ॥
रोदिम्यनाथमात्मानं बन्धुना रहितस्त्वया ।
प्रमाणं नोपकाराणामवगच्छामि यस्य ते ॥
आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति‡ चरतो भगः ॥
गाधोदके मत्स्य इव सुखं विन्देत कस्तदा ।
अनवाप्तेषु कामेषु मृत्युरभ्येति मानवम् ॥
जातमेवान्तकोऽन्ताय जरा चान्वेति देहिनम् ।
अनुषक्ता द्वयेनैते भावाः स्थावरजङ्गमाः ॥

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

## ગુજરાતી વાક્યો.

૧. અમે ગોવિન્દના વચન ઉપર વિશ્વાસ રાખતા નથી(वि+श्वस्).
૨. જેઓ નિન્દાને પાત્ર છે તેમને તમે વખાણો છો (स्तु).
૩. પક્ષીઓ ગોમતીના કિનારાઓ ઉપર સુઇ રહે છે (शी).
૪. હે બાળક, તું રડીશ નહિ (रुद्); આ તારી મા હાથમાં ખાવાનું લઇ અહિં આવે છે (अभि+आ+इ).
૫. આ બે ગાયો દર વર્ષે વાછરડાઓને જન્મ આપે છે (सू).
૬. જનક રામનો સસરો હતો એ તું જાણતો નથી (अव+इ).

‡ 'चरति' ને બદલે નિયમ વિરૂદ્ધ રૂપ, અથવા છન્દ રચના માટે રમાંના અનું દીર્ઘ રૂપ થયું છે.

૭. તું અને તારો ભાઇ નિશાળમાં શું ભણો છો (अधि+इ આ).
૮. ઉંચા પર્વતોના શિખરો ઉપર માણસો મુશ્કેલાઇથી શ્વાસ લે છે (नि+श्वस्).
૯. આ જગ્યાના લોકો ગરીબ છે એમ મને લાગે છે (भा).
૧૦. એવો કોઇ પુરૂષ છે (प्र+अन्) કે જે ગરીબ લોકોને અને આશ્રય વગરના લોકોને પીડે છે ?
૧૧. આળસુ માણુસ ઘણો વખત ઉંઘે છે (स्वप्).
૧૨. ખરા ઇશ્વર શિવાય બીજાને જે લોકો ઉપાસે છે (उप+आस्) તેઓ નિત્ય સુખ મેળવતા નથી.
૧૩. ઘોડો કઇ જાતનું જનાવર છે તે અમને કહો (ब्रू).

---

## શબ્દકોષ ૭.

### બીજા ગણુના ધાતુ.

अन પરસ્મૈ૦ શ્વાસ લેવો; प्र જોડે, શ્વાસ લેવો, જીવવું.

*अस् પરસ્મૈ૦ હોવું.

आस् આત્મને૦ બેસવું; अधि જોડે, બેસવું. उप જોડે, પૂજવું, ઉપાસના કરવી.

इ પરસ્મૈ૦ જવું; + शरणम् અને उप, તાબે થવું. શરણે થવું;+अभि તરફ જવું;+आ ઉગવું, આબાદ થવું, ઉદય થવો.

इ+अधि આત્મને. અભ્યાસ કરવો, અધ્યયન કરવું.

ख्या પરસ્મૈ૦ કહેવું.

जक्ष् પરસ્મૈ૦ ખાવું.

दा પરસ્મૈ૦ કાપવું.

नु પરસ્મૈ૦ વખાણુવું.

पा પરસ્મૈ૦ રક્ષણુ કરવું.

प्सा પરસ્મૈ૦ ભક્ષણુ કરવું.

*ब्रू પરસ્મૈ૦ અને આત્મને૦ બોલવું.

भा પરસ્મૈ૦ દેખવું, ભાસવું, પ્રકાશવું.

या પરસ્મૈ૦ જવું.

यु પરસ્મૈ૦ જોડવું.

रा પરસ્મૈ૦ આપવું.

रु પરસ્મૈ૦ શોક કરવો, અવાજ કરવો.

*अस् અને ब्रू ફક્ત ગણુકાર્ય વિશિષ્ટ કાળોમાં વપરાય છે.

रुद् પરસ્મૈ૦ રડવું, શોક કરવો.
ला પરસ્મૈ૦ આપવું.
वस् આત્મને૦ પહેરવું.
वा પરસ્મૈ૦ વાવું.
शी આત્મને૦ સુઇ રહેવું, ઉંઘવું; अति જોડે, ચઢિયાતા થવું.
श्रा પરસ્મૈ૦ રાંધવું.
श्वस् પરસ્મૈ૦ શ્વાસ લેવો; नि જોડે દમ લેવો, શ્વાસ લેવો ને કાઢવો; वि જોડે માનવું, વિશ્વાસ રાખવો सम्+आ જોડે, મન શાન્ત કરવું.
सू આત્મને૦ જન્મ આપવો.
स्तु પરસ્મૈ૦ અને આત્મને૦ વખાણવું.
स्ना પરસ્મૈ૦ ન્હાવું.
स्नु પરસ્મૈ૦ ઝરવું. ટપકવું.
स्वप् પરસ્મૈ૦ ઉંઘવું.
ह्नु આત્મને૦ સંતાડવું; अप અથવા नि જોડે છુપાવવું.

---

अकिंचन પુ. ન. સ્ત્રી. (अ નહીં અને किंचन ન. કંઇક) જેની પાસે કંઇ પણ ન હોય તે, ગરીબ
अण् ૪ થો ગણુ આત્મને૦+प्र, શ્વાસ લેવો, જીવવું.
अनाथ પુ. ન. સ્ત્રી. લાચાર.
अनुषक्त (अनु અને सक्त, सञ्जनो કર્મણિ ભૂ. કૃ.) સાથે રહેવું, યુક્ત.
अन्त પુ. છેડો. નાશ.
अन्तक પુ. યમરાજા.
अय् ૧ ગણુ આત્મને૦ + उद्, ઉદય થવો.
अविलम्बितम् ક્રિ. વિ. વિલંબ વગર.
अश्विन् (દ્વિ. વ. માં વપરાય છે) અશ્વિની કુમાર.
असंशयम् ક્રિ. વિ શકવિના.
आदिहेतु પુ. મુળ કારણ.
आसीन પુ. ન. સ્ત્રી. બેઠેલું. आस નો વ. કૃ.
आहव પુ. લડાઇ.
इ ૧ ગણુ પરસ્મૈ૦+उद्, જોડે. ઉદય થવો.
ई ૪થો ગણુ, આત્મને+उद्,ઉગવું.
उग्रम ક્રિ. વિ. જોરથી, સખત.
उपकार પુ. પરગજુ કામ. ઉપકાર.
ऊर्ध्व પુ. ન સ્ત્રી. ઉભું, ઉંચું, ઉપલું.
कार्यकर પુ. ન સ્ત્રી. (બીજાને માટે) જે કોઈ કામ કરે તે.
काव्य ન. કવિતા.
कृ ૮ મો ગણુ नमस्, જોડે, પગે લાગવું. નમસ્કાર કરવો.
कृपानिधि પુ. (कृपा સ્ત્રી. દયા,

અને निधि પુ. ભંડાર,) દયાનો ભંડાર.
क्रीडाशैल પુ. (क्रीडा સ્ત્રી. રમત, અને शैल પુ. પર્વત) ગમતને માટે પર્વત.
क्षिति સ્ત્રી. પૃથ્વી.
खलु અ. નક્કી.
गाधोदक ન. (गाध પુ. ન. સ્ત્રી. છાછરૂં, અને उदक ન. પાણી) છાછરૂંપાણી.
गोमती સ્ત્રી. નદીનું નામ છે.
घोर પુ. ન. સ્ત્રી. ભયંકર.
चल्+प्र અને वि, જોડે, દૂર ખસેડવું.
जगदात्मन् પુ. (जगत् ન. વિશ્વ, અને आत्मन् પુ.આત્મા,)પરમાત્મા.
जड પુ. ન. સ્ત્રી. નિર્જીવ,અચેતન.
जन्मभाज् પુ. ન. સ્ત્રી. જન્મ પામેલું; પુ. માણસ.
जीवलोक પુ. પ્રાણીઓની દુનીઆ, મૃત્યુલોક.
दरिद्र પુ. ન. સ્ત્રી. ગરીબ.
दिदृक्षु પુ. ન. સ્ત્રી. જોવાને આતુર.
दिवा ક્રિ. વિ. દિવસે.
दुर्गत પુ. ન. સ્ત્રી. દુઃખી, કંગાળ.
देहिन પુ. દેહવાળો, માણસ.
द्वय ન. બે ચીજોનો સમૂહ.
धर्मदूषण પુ. સ્ત્રી. ધર્મને કલંક લગાડનાર.
ध्यै ૧ ગણ પરસ્મૈ૦ ધ્યાન ધરવું, મનન કરવું.
नरक પુ ન. નરક.
निपद्यमान (पद्+नि નો વ.કૃ.)સુતેલું.
नीतिनिपुण પુ. ન સ્ત્રી. (नीति સ્ત્રી. રાજવિદ્યા, વ્યવહાર બુદ્ધી, निपुण પુ. સ્ત્રી. ન. પ્રવીણ. ) રાજ વિદ્યામાં તથા વ્યવહારમાં પ્રવીણ.
नूनम् અ. નક્કી.
न्याय्य પુ. ન. સ્ત્રી. વાજબી, યોગ્ય.
पथः (पथिन् પુ. 'રસ્તો' એશબ્દનું પંચમીનું એક વચન) રસ્તેથી.
पद् ન. પગલું.
पापहर પુ. ન. સ્ત્રી. પાપ લઇ લેનારૂં.
पुण्यपुरुष પુ. પવિત્ર અથવા સદ્‌ગુણી માણસ.
प्रमाण ન. પ્રમાણ.
प्रियदर्शन પુ. ન. સ્ત્રી. રમણીય દેખાવવાળું.
ब्रह्मन् ન. વિશ્વનું જે તત્વ છે તે.
ब्रह्मादि પુ. (ब्रह्मन् પુ. અને आदि આરંભ) બ્રહ્મ દેવ અને બીજાઓ.
भग પુ. નસીબ, ઉદય.
भव પુ. દુનિયા
भाव પુ. ચીજ, પદાર્થ.
भास्कर પુ. સૂર્ય.

भिन्न પુ. ન. સ્ત્રી. જૂદું.
मधुरम् ક્રિ. વિ. મીઠી રીતે, મધુરાઇથી
महाराज પુ. મોટોરાજા, ધણી
महार्हशयनोचित પુ. ન. સ્ત્રી. (महार्ह પુ ન. સ્ત્રી. ધણી કિંમતવાળું, शयन ન. પથારી, उचित પુ. સ્ત્રી. ન. ટેવાયલું,) કિમતી પથારીમાં સુવાને ટેવ.યલું.
मानव પુ માણુસ.
मैथिली સ્ત્રી. મિથિલા દેશની રાજપુત્રી, સીતા.
यथेष्टम् ક્રિ. વિ મરજી મુજબ, મન માન્યું, ઇચ્છા પ્રમાણે
युगान्तर ન. (युग ન. કાળ, જુગ, अन्तर બીજું) બીજો જુગ અથવા કાળ.
रम्य પુ. ન. સ્ત્રી મનોહર
रहित પુ. ન સ્ત્રી વિનાનું
राघव પુ. રઘુનો વંશજ.
लघुत्व ન. નાનપણુ, અપ્રમાણિકપણું.
लोकत्रयपति પુ. (त्रय ન. ત્રણનો સમૂહ पति પુ સ્વામી) સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ એ ત્રણ દુનીઆનો સ્વામી.
वत्सा સ્ત્રી. વહાલી છોકરી
वितृष्ण પુ. ન. સ્ત્રી. (वि. વિનાનું, અને तृष्णा સ્ત્રી. ઇચ્છા) કંઇ પણ ઇચ્છા વગર.
विश्+सम् અને आ પ્રવેશ કરવો, અંદર આવવું.
विश्वनाथ પુ. જગતનો સ્વામી, ઇશ્વર.
विह्वल પુ. ન સ્ત્રી. આકુળ વ્યાકુળ, બેબાકળું.
वृक्षमूल ન (वृक्ष પુ. ઝાડ, અને मूल ન. મુળિયું) ઝાડનું મુળિયું
वृत्त ન. બની ચુકેલી વાત, બનાવ.
शीतल પુ. ન. સ્ત્રી. થંડું.
श्रोत्रद्वय ન. બે કાન.
सद् (सीद्) ૧ ગણુ પરસ્મૈ૦ બેસવું; +प्र પ્રસન્ન થવું.
सायम् ક્રિ. વિ. સાંજે.
स्थावरजङ्गम પુ. ન. સ્ત્રી. (स्थावर પુ. ન. સ્ત્રી. એક જગ્યાથી બીજી જગ્યાએ ન લઇ જવાય એવું; અને जङ्गम પુ ન. સ્ત્રી. એક જગ્યાએથી બીજે લઇ જવાય.) ચળ—અચળ.
स्मित ન. હાસ્ય.
हर પુ. શિવ મહાદેવ.

---

આળસુ अलस પુ. ન. સ્ત્રી; तन्द्रिल પુ ન. સ્ત્રી.

આશ્રય વગરનું अनाथ પુ. ન. સ્ત્રી.
ઉંચું उच्च પુ. ન. સ્ત્રી.
કઇ જાતનું कीदृश પુ. ન. સ્ત્રી.
જગ્યા अत्रत्य પુ. ન. સ્ત્રી.
પીડા કરવી कृ ૮ ગ૦ + अप અથવા नि. पीड् ૧૦ ગણ.
બાબત विषय પુ.
મુશ્કેલી असौकर्य ન. कष्ट ન. લઇને गृहीत्वा, ग्रह्नो અવ્યયરૂપ કૃદન્ત.
વાછરડો. वत्स પુ.
વેણ वचस् ન, वचन. ન.
સસરો श्वशुर પુ.
સાચો ઇશ્વર सत्यस्वरुप પુ. ન. સ્ત્રી.
પરમેશ્વર परमात्मन् પુ.

---

## પાઠ ૮.

## બીજો ગણ ( ચાલુ ).

### અનદ્યતનભૂત અને વિધ્યર્થ.

૧. આકારાન્ત ધાતુઓ પછી અનદ્યતન ભૂતકાળના ત્રીજા પુરૂષના બહુ વચનનો પ્રત્યય વિકલ્પે उस् થાય છે, અને તેની પહેલાં અન્ત્ય સ્વરનો (આનો) લોપ થાય છે.

| | એ વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अयाम् | अयाव | आयम |
| ૨ જો ,, | अयाः | अयातम् | अयात |
| ૩ જો ,, | अयात् | अयाताम् | अयान्–अयुः |

અહિં या ના आ નો લોપ થયો અને अ એની પૂર્વે મૂકયાથી अय् થયો, અને તેમાં उस् પ્રત્યય મળીને अयुः રૂપ થયું.

### વિધ્યર્થ.

| | એ. વ. | દ્વિ વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | यायाम् | यायाव | यायाम |
| ૨ જો ,, | यायाः | यायातम् | यायात |
| ૩ જો ,, | यायात् | यायाताम् | यायुः |

૨. अस् 'હોવું' એ ધાતુ પછી અનદ્યતન ભૂતકાળના स् અને त् પ્રહેલાં ई (દીર્ઘ) લાગે છે.

| | | |
|---|---|---|
| ૧ લો પુ. आसम् | आस्व | आस्म |
| ૨ જો ,, आसीः | आस्तम् | आस्त |
| ૩ જો ,, आसीत् | आस्ताम् | आसन् |

વિધ્યર્થ ૩ જો પુ. स्यात्–स्याताम्–स्युः

૩. रुद्, स्वप्, श्वस्, अन्, અને जक्ष् ધાતુઓ પછી અદ્યતન ભૂત કાળના स् અને त् એ બે પ્રત્યયો પૂર્વે ई અથવા अ મૂકવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧ લો પુ. अरोदम् | अरुदिव | अरुदिम |
| ૨ જો ,, अरोदीः–अरोदः | अरुदितम् | अरुदित |
| ૩ જો ,, अरोदीत्–अरोदत् | अरुदिताम् | अरुदन् |

अरुदिताम् વિગેરે રૂપોમાં પ્રત્યયો પૂર્વે इ લાગ્યો છે. जक्ष् ધાતુના અદ્યતન ભૂતકાળના ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય આગળ કહેવાશે તેમ उस् છે.

| | | | |
|---|---|---|---|
| વિધ્યર્થ. ૩ જો પુ. | रुद्यात् | रुद्याताम् | रुद्युः |
| शी અનદ્યતન ભૂ.કા. ૩ જો પુ. | अशेत | अशयाताम् | अशेरत |
| ,, વિધ્યર્થ. ૩ જો પુ. | शयीत | शयीयाताम् | शयीरन् |

એ રૂપો માટે જુઓ અને પ્રત્યયો માટે જુઓ

| | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|
| स्तु | અનદ્યતન ભૂ.કા.૩જોપુ. | अस्तौत् / अस्तवीत् | अस्तुताम् / अस्तुवीताम् | अस्तुवन् | પરસ્મૈપદ. |
| | | अस्तुत / अस्तुवीत | अस्तुवाताम् | अस्तुवत | આત્મનેપદ. |
| ,, | વિધ્યર્થ. ૩ જો પુ. | स्तुयात् / स्तुवीयात् | स्तुयाताम् / स्तुवीयाताम् | स्तुयुः / स्तुवीयुः | પરસ્મૈપદ. |
| | | स्तुवीत | स्तुवीयाताम् | स्तुवीरन् | આત્મનેપદ. |

આ રૂપોમાં વૃદ્ધી થઇ છે તેને માટે પાનુ ૪૮ જુઓ, અને ई વિકલ્પે પ્રત્યય પહેલાં મૂકવામાં આવી છે, તેને માટે પાનુ ૪૮ જુઓ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ब्रू | અનદ્યતન ભૂ.કા | ૩જો પુ. | अब्रवीत् | अब्रूताम् | अब्रुवन् | પરસ્મૈપદ. |
| | ,, ,, | ,, | अब्रूत | अब्रूवाताम् | अब्रुवत | આત્મનેપદ. |
| | વિધ્યર્થ ,, | ,, | ब्रूयात् | ब्रूयाताम् | ब्रूयुः | પરસ્મૈપદ. |
| | ,, ,, | ,, | ब्रुवीत | ब्रुवीयाताम् | ब्रुवीरन् | આત્મને૦ |

इ અનદ્યતન ભૂ.કા. ૩જો પુ. ऐत् ऐताम् आयन्

અહિં ધાતુની પૂર્વે आ આગમ લાગે છે અને તેના એકવચનમાં ધાતુનાં ए+इ=વૃદ્ધી ऐ થાય છે. ૩જા પુરૂષ બહુવચનમાં इ+अन्=यन् થાય છે અને आ પહેલા મૂકવાથી आयन्. अधि+इ આત્મને૦ અનદ્યતન ભૂ. કા. ૩ જો પુ. अध्यैत–अध्यैयाताम्–अध्यैयत. आताम् પૂર્વે इ નો इय् થાય છે અને आताम् મળી इयाताम् થાય છે, તેની પૂર્વે आ આગમ મૂકવાથી ऐयाताम् તેની પહેલા अधि મૂકવાથી अध्यैयाताम् થાય છે. બીજા બધા સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે આવાજ ફેરફાર થાય છે. વિધ્યર્થ ૩ જો. પુ. એ. વ. अधीयीत. એજ પ્રમાણે બીજા રૂપો કરવા. आस् અનદ્યતન ભૂ. કા. ૨ જો પુ. आस्थाः आसाथाम् आध्वम्.



अहरहः स्नात्वा संध्यामुपासीत ।

दशरथस्य भार्या कौसल्या चैत्रे नवम्यां तिथौ मध्याह्ने पुत्रं राम प्रासूत ।

पारिक्षितस्य जनमेजयस्य सत्रं सारमेयोऽभ्यैत् ।

तत्र च जनमेजयस्यर्त्विजस्तमताडयन् ।

सोऽरोदीद्रुदंश्च मातरमयात् ।

मातापृच्छद्वत्स किं रोदिषि ।

सोऽब्रवीज्जनमेजयस्य सत्रमायं तत्र केऽपि मां प्राहरन् ।

मातावदत्किं त्वमकरोः किं तानस्पृशः ।

सोऽभाषत नाहं मर्यादामत्यायम् ।
सरमा सत्रभूमिं गत्वोच्चैर्वाचावूत ।
अयं मे पुत्रको न युष्मानस्पृशत्तत्किमेनमनपराधिनमताडयत ।
तां न कोऽपि प्रत्यभाषत । तेन क्रुद्धा सा देवशुनी सरमा
जनमेजयं शप्त्वा गृहमयात् ।
द्रोणाच्छस्त्रविद्यामध्यैयत पाण्डवाः कुशलवौ वाल्मीकेरध्यैयातां
कर्णश्च परशुरामादध्यैत ।
अभिवाद्य गुरुं ब्रूयादधीष्व* भगवन्निति ।
अनिषण्णे गुरौ नासीत ।
विदेहानुपयन्तो वयमेकरात्रं गङ्गायास्तीरेऽवसाम तत्र च
पूर्वरात्रे नाना रम्याः कथाः कृत्वानन्तरमस्वपिम ।
ब्रूयात्क्षमी गभीरोऽसीति बत युधिष्ठिरं प्रभुं को न ।
कथमहं बली स्यां कथं मयि प्रजा विश्वस्युः कथं च प्रकृतयो
मामुपासीरन्नित्येवं चिन्तयतस्तस्य रात्रिरयात् ।
ततः प्रामुह्यतां वीरौ राघवावरुतां तथा ।
उष्णं च प्राणितां दीर्घमुच्चैर्व्याक्रोशतां तथा ।
यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥



## ગુજરાતી વાકયો.

૧. ધૃતરાષ્ટ્રના છોકરા પાંડુના છોકરા સાથે જુગાર રમ્યા અને તેઓ પાસેથી તેમની બધી પુંજી લઇ લીધી. પછી પાંડવો વનમાં ગયા. (इ)

૨. ત્યાં ઘણા બ્રાહ્મણો તેમની પાછળ ગયા (अनु+इ).

---

*अधि+इ શિખવવું એ અર્થમાં વપરાયો છે.

૩. ત્યારે યુધિષ્ઠિરે તેઓને કહ્યું ( ब्रू ) કે તમારે અમારી પાછળ આવવું જોઇએ નહીં ( अनु+इ ); કેમણ્ણા અમે ધન વગરના છિયે (अस्) અને તમને અન્ન આપી શકતા નથી.

૪. ત્યારે બ્રાહ્મણો બોલ્યા ( ब्रू ) કે અમે અમારૂં અન્ન કમાવાને શક્તિમાન છિયે ( अस् ).

૫. ત્યારે યુધિષ્ઠિરે તેમને કાઢી મૂકયા નહીં (प्रति+आ+ख्या).

૬. પણ બ્રાહ્મણો પોતાના અન્નને માટે મહેનત કરે તેથી તે *ખુશી ન હતો.

૭. ત્યારે તેણે પોતાના ગોરને પુછ્યું કે મારે શું કરવું.

૮. તેણે તેને કહ્યું કે સૂર્યની સ્તુતિ કરો (स्तु).

૯. ત્યારે યુધિષ્ઠિરે સૂર્યની સ્તુતિ કરી (स्तु), અને જ્યારે સૂર્ય પ્રસન્ન થયા ત્યારે તેની પાસેથી એક થાળી મળી અને તેમાંથી તેને જોઇએ તેટલું અન્ન મળતું.

૧૦. સગરની સ્ત્રીઓએ ઘણા છોકરાઓને જન્મ આપ્યો (सू).

૧૧. ગઇ રાત્રે હું ઉંઘ્યો નથી ( स्वप् ).

૧૨. તમે ગંગાના પાણીમાં ક્યારે નાહ્યા (स्ना) ?

૧૩. કૃષ્ણ મથુરા ગયા ગયા ત્યારે વ્રજની સ્ત્રીઓ મોટેથી રડી ( रुद् ).

૧૪. હું કાશીમાં ન્યાય ભણ્યો ( अधि+इ ).

૧૫. જો હું હસ્તિનાપુરમાં હોઉં તો ધૃતરાષ્ટ્રને કહું ( ब्रू ) કે પાંડવો પાસેથી કપટવાળા જુગારથી તેમની પુંજી લઇ લીધી એ કંઇ યોગ્ય કીધું ન હતું.

૧૬. કોઇએ પણ દુષ્ટ માણસોનાં વચનો ઉપર વિશ્વાસ રાખવો ન જોઇએ ( वि+श्वस् ).



*ખુશ થવું એ અર્થનો ધાતુ ન સાથે વાપરો.

## શબ્દકોષ ૮.

अनपराधिन् પુ. ન. સ્ત્રી. અપરાધ રહિત. નિર્દોષ.
अनिषण्ण પુ. ન. સ્ત્રી. ન બેઠેલું.
अहरहः અ. હરરોજ.
आप् ૫ ગણ+अव,મેળવવું, પામવું. इ+वि અને अप, જૂદું પડવું;+सम् એકઠું થવું, સાથે આવવું.
उच्चैः અ. ક્રિ. વિ. મોટેથી.
उष्णम् ક્રિ. વિ. ગરમીથી, ઉનું ઉનું.
एकरात्र ન. એક રાત.
कर्ण પુ. વિશેષ નામ છે.
क्षमिन् પુ. ન. સ્ત્રી. ધીરજવાન.
कुश પુ. અને लव પુ. રામના પુત્રો.
क्रुश् ૧ ગણ પરસ્મૈ૦+वि અનેआ ઉંચે, સ્વરે રોવું, શોક કરવો.
गभीर પુ. ન. સ્ત્રી. ગંભીર, ઉંડું.
चैत्र પુ. શાલિવાહન હિંદુ વર્ષનો પહેલો મહીનો, ચૈત્ર.
जनमेजय પુ. પરિક્ષિતનો પુત્ર, અને અર્જુનનો પૌત્ર.
तद्वत् ક્રિ. વિ. તેની પેઠે, તેજ રીતે.
तिथि પુ. સ્ત્રી. મહીનાનો દિવસ.
दीर्घम् ક્રિ. વિ. લાંબો વખત, ચિરકાળ. ઉંડું.
देवशुनी સ્ત્રી. દેવોની કુતરી.
द्रोण પુ. વિશેષ નામ છે.
नवमी સ્ત્રી. પખવાડીઆનો નવમો દિવસ.
नाना અ. જુદા. ઘણાં.
पारिक्षित પુ. પરિક્ષિતનો પુત્ર.
पूर्वरात्र પુ (पूर्व આગળનું, रात्री સ્ત્રી. રાત) રાતનો પહેલો ભાગ.
प्रकृति સ્ત્રી. રૈયત, લોકો, પ્રધાન મંડળ.
बत અ. આશ્ચર્ય, ખેદ વિગેરે દર્શાવનાર અવ્યય.
भाष् ૧ ગણ. આત્મને૦+प्रति, જવાબ આપવો.
भूतसमागम પુ. પ્રાણીઓનું એકઠું અથવા એકત્ર આવવું.
मध्याह्न પુ. ( मध्य ન. વચલું અને अहन ન. દિવસ. ) મધ્યાહ્ન.
मर्यादा સ્ત્રી. હદ, સીમા.
महोदधि પુ. મોટો સમુદ્ર.
मुह्+प्र મોહ પામવો. મૂર્છાગત થવું.
वाल्मीकि પુ. ઋષિનું નામ છે.
विदेह પુ દેશનું નામ છે.(બહુવચન).
शप् ૧ ગણ પરસ્મૈ૦ અને આત્મને. શાપ દેવો. शप्त्वा અવ્યય કૃદંત.
शस्त्रविद्या સ્ત્રી. (शस्त्र અને विद्या) યુદ્ધકળા, યુદ્ધજ્ઞાન.

सत्र न. યજ્ઞનો સભારંભ; सत्रभूमि સ્ત્રી. યજ્ઞની જગ્યા.
सरमा સ્ત્રી દેવોની કુતરીનું નામ છે.
संध्या સ્ત્રી. સંધ્યાકાળ. (સવારે અને સાંજે ઝળવાંઝળાં વખતે અને બપોરે બ્રાહ્મણો ઇશ્વર પ્રાર્થના કરે છે તે.
सारमेय પુ. સરમાનો પુત્ર, કુતરો.

---

અન્ન ન. अन्न.
કપટ યુક્ત જુગાર. ન. कपटद्यूत (कपट ન. છળ, અને द्यूत ન. જુંગટું).
કમાવું अर्ज १ ગ. પ.
ખુંચવી લેવું हृ+अप १ ગ.
ગઇ રાત गता रात्रि સ્ત્રી.
ગોર ઉપાધ્યાય પુ. पुरोहित પુ.
જરૂર હોવી, इक्ष् १ ગ. આત્મને० +अप.
થાળી स्थाली સ્ત્રી.
દુષ્ટ (પુરૂષો) शठ પુ; खल પુ; दुरात्मन् પુ.
દ્યૂત રમવું दिव ४ ગ. આત્મને.
ધન વગરનું धनहीन પુ. ન. સ્ત્રી.
મથુરા मथुरा સ્ત્રી,
મહેનત કરવી परिश्रमं कृ. ૮ ગણ. પરસ્મૈ० અને આત્મને.
મોટેથી उच्चैः અવ્યય.
વાજબી युक्त युज् નો ભૂ. કૃ; उचित પુ. સ્ત્રી. ન.
વ્રજની સ્ત્રીઓ व्रजाङ्गना સ્ત્રી. પ્રથમા બહુવચન.
સગર (રાજાનું નામ છે) सगर પુ.

---

## પાઠ ૯.

## બીજો ગણ (ચાલુ).

બાકીના ધાતુઓને પ્રત્યય લગાડતાં કેટલાક સંધિના ફેરફાર નીચે પ્રમાણે થાય છે.

૧ ધાતુના અન્ત્ય ह् ની પછી અંતઃસ્થ કે અનુનાસિક શિવાય કોઇપણ વ્યજન આવે અથવા કશુંએ નહીં આવે તો ह् નો ढ् થાય છે. જેમકે लिह् પછી + ति लेह् + ति અને આ નિયમ પ્રમાણે लेढ्+ति થયું કારણકે ति પ્રત્યયનો त् અંતઃસ્થ કે અનુનાસિક શિવાયાનો વ્યંજન છે. હવે,

૨. પ્રત્યયમાંનો પ્રથમ અક્ષર त् અને थ् કોઈ પણ વર્ગના ચોથા અક્ષર પછી આવે તો त् અથવા थ् નો ध् થાય. लेह्+ति ह् ચોથો અક્ષર છે માટે ति નો धि થાય છે. लेढ्+धि જ્યારે દન્ત્ય અને મૂર્ધન્ય વ્યંજનોનો યોગ થાય ત્યારે દન્ત્ય વ્યંજનને સ્થાને અનુક્રમે મળતો મૂર્ધન્ય થાય છે. लेढ्+ढि થયું. હવે,

૩. ढ् ની પછી ढ् આવેતો પહેલા ढ् નો લોપ થાય અને તેની પહેલાનો સ્વર જો હ્રસ્વ હોય તો દીર્ઘ થાય; એટલે लेढि થયું જ્યારે ૩ જા પુ. દ્વિ. વ. નો પ્રત્યય तस् લગાડાય છે ત્યારે लिह्+तस् ૨. પ્રમાણે लिह्+धस् પછી लिढ्+ढस् અને પછી ૩. પ્રમાણે પૂર્વ ढ् લોપાઇ હ્રસ્વ इ દીર્ઘ થઈ लीढः થાય છે. આ રૂપમાં ગુણ થતો નથી, કેમકે तस् અવિકારક છે. ૩ જા પુ. બ. વ. નું રૂપ लिहन्ति થાય છે. अन्ति સ્વરથી શરૂ થાય છે તેથી કંઇ ફેરફાર થતો નથી. ૨જા પુ. એ. વ. માં सि વિકારક છે તેથી लेह्+सि થઇ ૧. પ્રમાણે लेढ्+सि. હવે सि નો માર્ગો ૫. પ્રમાણે षि થાય તે પહેલાં નીચેનો નિયમ લાગુ પડે છે.

૪ ढ् અથવા ष् પછી स् આવે તો ढ् અથવા ष् નો क् થાય છે. એટલે लेक्+सि થયું. सि નોषि પહેલી ચોપડી પ્રમાણે એટલે लेक्+षि મળી लेक्षि રૂપ થાય છે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेह्मि | लिह्वः | लिह्मः |
| ૨ જો ,, | लेक्षि | लीढः | लीढ |
| ૩ જો ,, | लेढि | लीढः | लिहन्ति |

लीढः ૨. પુ. દ્વિ. અને लीढ ૨. પુ. બ. વ. આ રૂપો लीढः ૩. પુ. દ્વિ. વ. જેવા કરવાં. मि, वः અને मः પ્રત્યયો પહેલાં

કંઇ ફેરફાર થતા નથી, કારણ કે मि અને मः અનુનાસિકથી શરૂ થાય છે, અને वः અંતઃસ્થથી શરૂ થાય છે.

આત્મનેપદ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लिहे | लिह्वहे | लिह्महे |
| ૨ જો ,, | लिक्षे | लिहाथे | लीढ्वे |
| ૩ જો ,, | लीढे | लिहाते | लिहते |

આ રૂપો ઉપર પ્રમાણે કરવાં.

૧. આજ્ઞાર્થ પરસ્મૈ૦ નું ૨ જા પુરૂષ એક વચનનો પ્રત્યય જ્યારે ધાતુને છેડે અનુનાસિક અને અંતઃસ્થ સિવાય કોઇ પણ વ્યંજન હોય ત્યારે धि થાય છે.

પરસ્મૈ૦ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेहानि | लेहाव | लेहाम |
| ૨ જો ,, | लीढी | लीढम् | लीढ |
| ૩ જો ,, | लेढु | लीढाम् | लिहन्तु |

આત્મને૦ આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेहै | लेहावहै | लेहामहै |
| ૨ જો ,, | लिक्ष्व | लिहाथाम् | लीढ्वम् |
| જો ૩ ,, | लीढाम् | लिहाताम् | लिहताम् |

૧. લા પુરૂષના ત્રણે વચનના પ્રત્યયો વિકારક છે અને પરસ્મૈપદ ૨ જા પુરૂષનો એક વચનનો પ્રત્યય અવિકારક છે તે યાદ રાખવું ૫. ધાતુના પ્રારંભમાં द् અને અન્તે ह् હોય અને પહેલા નિયમમાં કહેલી બાબતો લાગુ હોય તો द् નો ध् થાય છે.

જેમકે दुह्+ति=दोह+ति ઉપલા નિયમ પ્રમાણે दोघ्+ति થયું પછી પૃ. ૬૫ પ્રમાણે दोघ्+धि થયું પછી,

૬. શબ્દ અથવા પદની અસિદ્ધ અવસ્થામાં વર્ગના ત્રીજા કે ચોથા અક્ષર (ग्ज्ड्द्ब्—घ्झ्ढ्धभ्) પૂર્વે અનુનાસિક શિવાયના પૂર્વ વ્યંજનને બદલે પોતાના વર્ગનો ત્રીજો અક્ષર (ग्ज्ड्द्ब्) થાય છે. એવે પ્રસંગે ष् ને ઠેકાણે ड् થાય છે.

એ પ્રમાણે दोघ्+धिનું दोग्+धि=दोग्धि થયું. દ્વિ. વ.નું રૂપ दुग्धः એજ પ્રમાણે કરવું. બ. વ. નું રૂપ दुहन्ति એમાં કંઇ ફેરફાર થતો નથી. ૨જા પુ. એ. વ. નો પ્રત્યય सि ઉમેરતાં નિ. ૫ પ્રમાણે दोघ्+सि થાય. એવામાં માર્ગોપદેશિકાનો નિયમ લાગતા પહેલાં નીચલો નિયમ લાગુ પડે છે.

૭. કોઇ પણ ધાતુ ब्, ग्, કે द्, થી શરૂ થતો હોય અને તેને છેડે વર્ગનો ચોથો અક્ષર ( घ् झ् ढ् ध् भ् ) હોય અથવા તે ધાતુમાં એવીજ રીતે શરૂ થતો અને એવાજ છેડાવાળો એક સ્વર હોય તો स् અથવા ध्व् પૂર્વે અથવા પદને છેડે ब् હોય તો તેનો भ् થાય, ग्नो घ् થાય અને द् નો ध् થાય છે.

આ નિયમ પ્રમાણે दोघ्+सिનું धोघ्+सि થયું; પછી માર્ગો૦ ૫૫૪ નોધમાં આપેલા નિયમ પ્રમાણે धोक्+सि થયું અને માર્ગો૦ ૭૫૫૦ પ્રમાણે धोक्+षि થઇ, धोक्षि થયું.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दोह्मि | दुह्वः | दुह्मः |
| ૨ જો ,, | धोक्षि | दुग्धः | दुग्ध |
| ૩ જો ,, | दोग्धि | दुग्धः | दुहन्ति |

| | | | | |
|---|---|---|---|---|
| આત્મને૦ વર્તમાનકાળ. | ૩ પુ. | दुग्धे, | दुहाते, | दुहते. |
| ,, ,, | ૨. પુ. | धुक्षे, | दुहाथे | धुग्ध्वे વિગેરે |
| પરસ્મૈ૦ આજ્ઞાર્થ | ૩. પુ. | दोग्धु, | दुग्धाम्, | दुहन्तु વિગેરે. |
| આત્મને૦ ,, | ૩. પુ. | दुग्धाम्, | दुहाताम्, | दुहताम् |
| ,, ,, | ૨. પુ. | धुक्ष्व, | दुहाथाम्, | धुग्ध्वम् વિગેરે |

૨. अ. અંતસ્થ અથવા અનુનાસિક શિવાય કોઇપણ વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે हन् નો न् લોપાય છે એટલે સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ઉપાન્ત્ય अ ઉડી જાય છે. आ. આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. जहि થાય છે.

इ. આ ધાતુના ह्‌ની પછી તરતજ न् આવે તો ह्‌નો घ् થાય છે.

૮. કોઇ શબ્દમાં અથવા નિયમાનુસાર બનેલા રૂપમાં न् અને म् પછી જે અક્ષર આવતો હોય તે વર્ગનો અનુનાસિક, न् ને म् ની જગ્યાએ મૂકાય છે અને તેની પછી ह्, स्, श्, ष् આવે તો અનુસ્વાર થાય.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | हन्मि | हन्वः | हन्मः |
| ૨ જો ,, | हंसि | हथः | हथ |
| ૩ જો ,, | हन्ति | हत | घ्नन्ति |

આ રૂપોમાં न् નો ૨. પુ. દ્વિ. વ; અને ૨. પુ. બ. વ. માં લોપ થયો છે; કારણ કે પ્રત્યયો અવિકારક છે અને અંતસ્થ કે અનુનાસિક શિવાયના વ્યંજન શરૂ થાય છે. सि પૂર્વે न् નું ( ૮. પ્રમાણે) અનુસ્વાર થયું. अन्ति સ્વરથી શરૂ થતો અવિકારક પ્રત્યય હોવાથી તેની પહેલાં हन्‌ના ઉપાન્ત્ય अ નો લોપ થયો છે, અને हन्+अन्ति મળીને ૨. इ. પ્રમાણે घ्नन्ति રૂપ થયું છે.

કેટલેક પ્રસંગે આ ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગે છે ત્યારે વર્તમાન કાળના રૂપો નીચે પ્રમાણે થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | घ्ने | हन्वहे | हन्महे |
| ૨ જો ,, | हसे | घ्नाथे | हध्वे |
| ૩ જો ,, | हते | घ्नाते | घ्नते |

ઉપર પ્રમાણે અંતઃસ્થ કે અનુનાસિક શિવાયના વ્યંજન પૂર્વે न् નો લોપ થયો છે અને સ્વર પૂર્વે अ નો લોપ થઇ ह् નો घ् થયો છે.

આજ્ઞાર્થ. પરસ્મૈ૦ ૩. પુ. हन्तु–हताम्–घ्नन्तु.
૨. પુ. जहि
૧. પુ. हनानि
આત્મને૦ ૩. પુ. हताम् घ्नाताम् विगेरे

૩. ईश् અને ईड् ધાતુમાં स् અને ध्व् થી શરૂ થતા પ્રત્યયો પહેલાં इ મૂકાય છે, પણ અનદ્યતન ભૂતકાળના બીજા પુરૂષના બહુ વચનમાં इ મૂકાતી નથી.

૯. व्रश्च्, भ्रस्ज्, सृज्, मृज्, यज्, राज्, भ्राज्, અને शान्त અને छान्त (એટલે જેને છેડે श् અને छ् હોય એવા ધાતુઓ) ધાતુઓના છેલ્લા અક્ષરનો અંતસ્થ અથવા અનુનાસિક શિવાય કોઇ પણ વ્યંજન પૂર્વે અથવા પદાન્તે ष् થાય છે.

ईश् આત્મને૦ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | ईशे | ईश्वहे | ईश्महे |
| ૨ જો ,, | ईशिषे | ईशाथे | ईशिध्वे |
| ૩ જો ,, | ईष्टे | ईशाते | ईशते |

ते પહેલાં ईश् ना श् નો ૯ પ્રમાણે ष् થયો, त् નો ट् થયો, એટલે ते નો टे થયો ईष्टे. से અને ध्वेની પૂર્વે इ મૂકવાથી ईशिषे ને ईशिध्वे થયાં.

આજ્ઞાર્થ. ૩. પુ. ईष्टाम्, ईशाताम्, ईशताम्,
૧ પુ. ईशै विगेरे

૪. मृज् ધાતુનો ઉપાન્ત્ય ऋ વિકારક પ્રત્યય પૂર્વે વૃદ્ધિ પામે છે અને સ્વરથી શરૂ થતા અવિકારક પૂર્વે વિકલ્પે વૃદ્ધિ પામે છે.

मृज् વર્તમાન.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | मार्ज्मि | मृज्वः | मृज्मः |
| ૨ જો ,, | मार्क्षि | मृष्ठः | मृष्ठ |
| ૩ જો ,, | मार्ष्टि | मृष्टः | मृजन्ति–मार्जन्ति |

આમાં અન્ત્ય ज् નો ति, तम् વિગેરે પ્રત્યય પૂર્વે ૯ પ્રમાણે ष् થયો એટલે मार्ष्टि, मृष्टः વિગેરે રૂપો થયાં છે.

ઉપલા નિયમ પ્રમાણે એક વચનમાં રૂપોમાં ऋની વૃદ્ધિ आर् થઇ છે. અને ૩ પુ. બ. વ. માં વિકલ્પે વૃદ્ધિ થઇ છે. सि પૂર્વે ज् નો ૯. પ્રમાણે ष् થયો અને ष् નો क् થયો અને सि નો षि થયો એટલે मार्क्षि રૂપ થયું.

આજ્ઞાર્થ. ૩ પુ. मार्ष्टु–मृष्टाम्–मृजन्तु–मार्जन्तु ૨ પુ. એ. વ. मृड्ढि આ રૂપમાં हि પ્રત્યયનો ढि થયો मृज् ના ज् નો ष् થયો અને ष् નો ड् થયો

૫. वश् ધાતુના व् નો અવિકારક પૂર્વે उ થાય છે.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | वश्मि | उश्वः | उश्मः |
| ૨ જો ,, | वक्षि | उष्ठः | उष्ठ |
| ૩ જો ,, | वष्टि | उष्टः | उशन्ति |

આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. उड्ढि.

वश्+ति=वष्+ति=वष्+टि=वष्टि થાય છે. वश्+सि=वष्+सि ૯ પ્રમાણે वक्+सि=वक्+षि=वक्षि; उष्टः વિગેરે वश्+धि उश्+धि=उष्+धि= उड्+ढि મા. ૫. ૨૦ પ્ર. उड्ढि.

૬. शास् ધાતુના आनो વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે इ થાય છે.

૭. शास्, जक्ष्, चकास्, दरिद्रा, અને जागृ એ ધાતુને ત્રીજા પુરૂષનો બહુ વચનનો પ્રત્યય લગાડતાં તેનો न् લોપાય છે, शास्નું આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. નું રૂપ शाधि છે. અને चकास् નું चकाद्धि કે चकाधि છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | शास्मि | शिष्वः | शिष्मः |
| ૨ જો ,, | शास्सि | शिष्टः | शिष्ट |
| ૩ જો ,, | शास्ति | शिष्टः | शासति |

शास्+तस्=शिस्+तस् ઉપલા ૬. પ્રમાણે शिष्+तस् स् નો ष् થવાથી शिष्+उस् માર્ગો પ. ૨૦ પ્રમાણે शिष्टः शास्+अति ૭. પ્રમાણે शासति. जागृ. પરસ્મૈ० जागर्ति, जागृतः, जाग्रति; આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ. जागृहि; ૧. પુ. એ. વ. जागराणि.

૮. दरिद्रा ધાતુના અન્ત્ય आ નો સ્વરથી શરૂથતા અવિકારક પ્રત્યય પૂર્વે લોપ થાય છે, અને વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે इ થાય છે.

૩. પુ. दरिद्राति, दरिद्रितः दरिद्रति. વિગેરે.

૯. विद् ધાતુનાં આજ્ઞાર્થ રૂપ विदाम् ને कृ નાં આજ્ઞાર્થ રૂપ લગાડયાથી વિકલ્પે થાય છે.

આજ્ઞાર્થ. ૩. પુ. वेत्तु, विदांकरोतु–वित्ताम्, विदां कुरुताम्, विदन्तु, विदांकुर्वन्तु વિગેરે.

વર્તમાન ૩. પુ. वेत्ति वित्तः विदन्ति

૧૦. કોઇ પણ જોડાક્ષરનો પહેલો અક્ષર स् કે क् હોય તો તે स् અથવા क् નો અંતસ્થ અથવા અનુનાસિક શિવાય કોઇ પણ વ્યંજન પૂર્વે અથવા પદને અન્તે લોપ થાય છે. चक्ष्+ते આમાં क्ष् એ જોડાક્ષર છે, એનો પહેલો અક્ષર क् છે અને એની પછી ते પ્રત્યય આવ્યો છે તેમાં त् અંતસ્થ અથવા અનુનાસિક શિવાયનો વ્યંજન છે માટે क् લોપાય છે, એટલે चष्+ते થયું પછી માર્ગો પ. ૨૦ પૃ. * નોંધ પ્રમાણે चष्टे થયું.

चक्ष् આત્મને૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चक्षे | चक्ष्वहे | चक्ष्महे |
| ૨ જો ,, | चक्षे | चक्षाथे | चड्ढ्वे |
| ૩ જો ,, | चष्टे | चक्षाते | चक्षते |

चक्ष्+ध्वे ૧૦. પ્રમાણે चष्+ध्वे માર્ગી ૫. ૨૦. * ૫૦ પ્રમાણે चष्+ढ्वे અને આગળ આવી ગયલા ૬. નિયમ પ્રમાણે चड्ढ्वे આજ્ઞાર્થ, ૩. પુ. चष्टाम्—चक्षाताम् વિગેરે. द्विष् વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. द्वेष्टि. વિગેરે दिह् પરસ્મૈ૦ વર્ત૦ ૩. પુ. એ. વ. देग्धि. વિગેરે.



सविता वै प्रसवानामीष्टे* ।
गोपः सायं धेनूर्दोग्धि पयः ।
अधुनाखिलं भरतवर्षं महाप्रतापा आङ्ग्लभौमाः प्रशासति ।
तस्मिन्पुष्पे भ्रमरौ मधु लीढः ।
अग्निमीडे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।
योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तं घ्नन्त्विमान्यस्माभिः पठ्यमानानि मन्त्राक्षराणि ।
हे जगन्नाथाखिलस्यैतस्य वस्तुजातस्य त्वमीशिषे ।
हे दीनबन्धोयद्यन्मे नम्रस्य पापं भवेत्तत्तत्प्रतिजहि ।
शत्रुं हन्तुं शरान्विषेण देग्धि ।
आचक्ष्व क्व मामेकाकिनीमत्र विहायाकरुण यासि ।
यं मां धर्ममाचड्ढे* तमेव प्रत्यहमाचरामि ।

---

* ૫૦ નોધ જુઓ.

वत्से न युक्तं ते मङ्गलकाले रोदितुं प्रमृड्ढ्यश्रूणि । अथवा सख्यौ प्रमृष्टाम् ।

भाष्यकृत्पतञ्जलिः कात्यायनस्य वचनानि विस्तरतो व्याचष्टे ।

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।
शास्त्यरीन्धर्ममाशास्ते कीर्तिमार्शसते पराम् ।
स शंसति सतां वृत्तं विशसत्युत्पथास्थितान् ।
ईट्टे त्रिविष्टपास्थाने तत्कीर्तिं वासवः स्वयम् ।
इंडयन्ति नरेन्द्राश्च भूमावुद्भूतविस्मयाः ॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥
य एनं|| वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥
करोति पापं योऽज्ञानान्नात्मनो वेत्ति च क्षयम् ।
प्रद्वेष्टि साधुवृत्तांश्च स लोकस्यैति वाच्यताम् ॥
प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥



## ગુજરાતી વાક્યો.

૧. તું દિવસમાં કેટલીવાર ગાયો દોહે છે (दुह्)?

૨. પુષ્પમાંથી મધમાખને ઉરાડ નહિ તેને મધ ચૂસવા દે (लिह्).

૩. જેઓ વિચાર વિના પ્રાણીઓને મારે છે (हन्) તેઓ કદી સુખ ભોગવતા નથી.

૪. નગરના લોકો, જ્યારે જ્યારે પોતાના રાજાઓ શેરીઓમાં પ્રવેશ કરે છે ત્યારે ત્યારે તેને વાળી સાફ કરે છે (सम्+मृज्).

---

||આ આત્માને લાગુ પડે છે.

૫. રાત્રિને પાછલે પહોરે ઋષિના શિષ્યો ઉઠે છે (जागृ) અને ભણે છે.

૬. રાજગૃહ કે પાટલીપુત્ર મગધનું મુખ્ય શહેર હતું તે અમને ખબર નથી ( विद् ).

૭. સજ્જનોને ધિક્કારો નહિ ( द्विष् ).

૮. રાણી અને તેના વંશજો આપણા પર ચિરકાળ રાજ કરો(शास्).

૯. આ સૂત્ર આપ સાહેબ સમજાવો ( वि+आ+चक्ष् ).

---

## શબ્દકોશ ૯.

### બીજા ગણના ધાતુ.

ईड् આત્મને. વખાણવું.
ईश् આ. ધણી થવું, રાજ કરવું.
चकास् પરસ્મૈ૦ પ્રકાશવું.
चक्ष् આ૦ બોલવું+आ કહેવું;+वि અને आ, સમજાવવું.
जागृ પરસ્મૈ૦ જાગવું.
दरिद्रा પરસ્મૈ૦ ગરીબ થવું.
दिह् પરસ્મૈ૦ આ૦ લેપ કરવો.
दुह् પરસ્મૈ૦ આ૦ દોહવું.
द्विष् પરસ્મૈ૦ આત્મને૦ ધિક્કારવું.
मृज् પરસ્મૈ૦ માંજવું, સાફ કરવું; +प्र સાફ કરી નાંખવું; +सम् વાળવું.
लिह् પરસ્મૈ૦ આત્મને૦ ચાટવું.
वश् પરસ્મૈ૦ ઇચ્છવું, પ્રકાશવું.
विद् પરસ્મૈ૦ જાણવું.
शास् પરસ્મૈ૦ રાજ કરવું, નિયમમાં મૂકવું, નિયમિત કરવું.
हन् પરસ્મૈ૦ મારવું.

---

अकरुण પુ. સ્ત્રી. ન. (अ નહીં. અને करुणा સ્ત્રી.) નિર્દય, દયા રહિત.
आत्मघातक પુ. ન. (आत्मन् પોતે, અને घातक નાશ કરનાર) પોતાનો નાશ કરનાર.
आत्महित ન. (आत्मन् અને हित ભલું) પોતાનું ભલું.

इन्द्रियसौष्ठव ન. ( इन्द्रिय ન. અવયવ અથવા ઇન્દ્રિ, અને सौष्ठव ન. ખુબસુરતી ) રૂપવાળો આરોગ્ય શરીર.

इड् ૧૦મો ગણ. વખાણવું.

उत्पथास्थित પુ. ન. સ્ત્રી. (उत्पथ પુ. ખોટો રસ્તો, દોષવાળો માર્ગ, आस्थित आ+स्था નો ભૂ. કૃ. પ્રાપ્ત થએલું) ખોટે રસ્તે ગએલું.

उद्भूतविस्मय પુ. ન. સ્ત્રી. (उद्भूत— उद्+भू 'ઉત્પન્ન થવું' નો ભૂ. કૃ.) જેનામાં અચંબો ઉત્પન્ન થયો છે તે.

उभ સર્વનામ. બન્ને.

कात्यायन પુ. મોટા વૈયાકરણનું નામ છે.

क्षय પુ. નાશ.

जगन्नाथ પુ. (जगत् ન. દુનીઆ, સંસાર, અને नाथ પુ. ધણી) જગતનો ધણી.

तत्कीर्ति સ્ત્રી. તેની આબરૂ.

त्रिविष्टपास्थान ન. (त्रिविष्टप ન. સ્વર્ગ, आस्थान ન. સભા) દિવ્ય સભા, દેવોની સભા.

दीनबन्धु પુ. (दीन પુ. ન. સ્ત્રી. ગરીબ, बन्धु પુ. ભાઇ) ગરીબનો ભાઇ, પરગજુ.

देव પુ. ન. સ્ત્રી. પ્રકાશિત.

नम्र પુ. ન. સ્ત્રી. ગરીબ સ્વભાવનું, વિનયી.

नरेन्द्र પુ. રાજા.

पच्यमान (पठ् ૧ ગણ 'વાંચવું' મોઢે ભણી જવું' નો કર્મણિ વ. કૃ.) વંચાતું.

पतञ्जलि પુ. મહાભાષ્ય નામના મોટા વ્યાકરણ ગ્રન્થનો કર્તા.

पुरोहित પુ. ગોર, કુળગોર.

प्रपन्न પુ. ન. સ્ત્રી. (पद्+प्रनो ભૂ. કૃ. ) શરણે થએલું.

प्रसव પુ. જે કંઈ ઉત્પન્ન થયું હોય તે.

भाष्यकृत पु. ભાષ્ય અથવા અર્થ સમજાવનારા વ્યાકરણ ગ્રન્થનો કર્તા, ટીકાકાર.

मङ्गलकाल પુ. (मङ्गल ન. કોઇ પણ શુભ વસ્તુ, અને काल પુ. વખત) શુભ અવસર.

मन्त्राक्षर ન. પવિત્ર અથવા વૈદિક કવિતાનો બોલ.

वस्तुजात ન. (वस्तु ન. અને जात ન. સમુદાય ) વસ્તુ સમુદાય, વસ્તુનો જથો.

वाच्यता સ્ત્રી. નિન્દાને પાત્રતા, ઠપકો દેવા લાયક પણું.

वासव પુ. ઇન્દ્રદેવ.
विस्तरतः ક્રિ. વિ. વિસ્તારથી.
विहाय (हा 'છોડવું'+वि નો અવ્યય રૂપ ભૂ. કૃ. ) છોડી દઇને.
शस् ૧ ગ. પરસ્મૈ૦+वि. મારવું, નાશ કરવું.
संयमिन् પુ. જેણે બધી ઇન્દ્રિયો વશ કીધી છે એવો રૂષી, યોગી.
सर्वभूतानि ન. પ્રથમા અને બીજીનું બ. વ. સઘળી હયાત ચીજો.
सवितृ પુ. સૂર્ય.
साधुवृत्त પુ. ન. સ્ત્રી. ( साधु પુ. ન. સ્ત્રી. સારૂં, અને वृत्त ન. વર્તણૂંક) સદાચારી.
सायम्. અ. સાંજે.
हन्तृ પુ. ન. સ્ત્રી. મારીનાખનાર.

---

અવિચારથી रभसात्, मोहात् ક્રિ.વિ.
આપ સાહેબ भगवान् અથવા भवान् પ્રથમા એક વચન.
કદિ નહીં न कदा.
કેટલીવાર कतिकृत्वः અવ્યય.
છેલ્લું चरम પુ. ન. સ્ત્રી.
જ્યારે જ્યારે यदा यदा–तदा तदा.
પહોર ( तुरीयो भागः ) याम પુ.
પાટલી પુત્ર [ મગધ દેશમાં એક શહેરનું નામ છે ] पाटलिपुत्र.
ભણવું पठ् ૧ પરસ્મૈ૦
ભમરો भ्रमर. પુ.
મુખ્ય શહેર राजधानी સ્ત્રી.
મગધ मगधाः પુ. (બહુવચનમાં.) એ દેશનું તથા લોકનું નામ.
રાજગૃહ (મગધ દેશમાં એક શહેરનું નામ છે ) राजगृह ન.
વંશજ वंश्य પુ. ન. સ્ત્રી; कुलज, પુ. ન. સ્ત્રી.
શેરી रथ्या સ્ત્રી.
સૂત્ર सूत्र ન.
હાંકી મૂકવું चुद् ૧૦ મો ગણ+प्र.

---

## પાઠ ૧૦.

## બીજો ગણ. ( ચાલુ )

### અનદ્યતન ભૂતકાળ.

૧. અનદ્યતન ભૂતકાળના બીજા અને ત્રીજા પુરૂષના એકવચનના પ્રત્યયો स् અને त्‌ની પૂર્વે વ્યંજન આવે તો તેનો લોપ થાય છે.

૨. અનુનાસિક સિવાય કોઇ વ્યંજન પદને છેડે આવે તો તેને સ્થાને તે વર્ગનો પહેલો કે ત્રીજો વર્ણ થાય, અને ष् નો ट् અથવા ड् થાય.

અ. लिह्‌ના અનદ્યતન ભૂતકાળના ત્રીજા પુરૂષના એકવચનમાં પહેલા अलिह्+त थयुं પછી अलेह्+त् થયું त् નો ઉપલા ૧. પ્રમાણે લોપ થયો એટલે अलेह् રહ્યું. હવે ह् નો ढ् થયો અને ढ् નો ૨ પ્રમાણે ट् અથવા ड् થયો એટલે अलेट्, अलेड् એ પ્રમાણે ૨. પુ. એ. વ. પ્રત્યય स् લોપાય છે અને ૩. પુ. એ. વ.ના રૂપમાં જે નિયમો લાગ્યા તેજ પ્રમાણે अलेट्, अलेड् થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलेहम् | अलिह्व | अलिह्म |
| ૨ જો ,, | अलेट्–ड् | अलीढम् | अलीढ |
| ૩ જો ,, | अलेट्–ड् | अलीढाम् | अलिहम् |

अलीढाम् વિગેરે રૂપો लीढः वर्त ૩. પુ. બ. વ. પ્રમાણે થાય છે.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलिहि | अलिह्वहि | अलिह्महि |
| ૨ જો ,, | अलीढाः | अलिहाथाम् | अलीढ्वम् |
| ૩ જો ,, | अलीढ | अलिहाताम् | अलिहत |

આ. अदुह्+त्=अदोह्+त्–अदोह् પૃ. ૧ પ્રમાણે अदोघ् પૃ. ૫. પ્રમાણે अधोघ् પૃ. ૭. પ્રમાણે अधोक् અથવા अधोग् ઉપલા ૨. પ્રમાણે જ્યારે स् પ્રત્યય લાગે છે ત્યારે अधोक्, ग्.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदोहम् | अदुह्व | अदुह्म |
| ૨ જો ,, | अधोक्–ग् | अदुग्धम् | अदुग्ध |
| ૩ જો ,, | अधोक्–ग् | अदुग्धाम् | अदुहन् |

આત્મને. ૩ પુ. अदुग्ध, अदुहाताम्–अदुहत; ૨. પુ. એ. વ. अदुग्धाः ध् નો घ् થયો છે.

૪. अहन्+त=अहन् પૃ. ૧ પ્રમાણે; अहन्+ताम् (દ્વિ. વ.) પૃ. ૨. અ. પ્રમાણે न् લોપાય છે એટલે अहताम्; अहन्+अन् (બ. વ.) ૨. પ્રમાણે—अघ्नन् ૪ પ્રમાણે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अहनम् | अहन्व | अहन्म |
| ૨ જો ,, | अहन् | अहतम् | अहत |
| ૩ જો ,, | अहन् | अहताम् | अघ्नन् |

આત્મને૦ ૩. પુ. अहत—अघ्नाताम्, अघ्नत વિગેરે. ૪. अमृज्+त =अमार्ज्+त्=अमार्ज्+त पृ. ४ પ્રમાણે अमार्ज् પૃ. ૧૦ પ્રમાણે अमार्ष् પૃ. ૯ પ્રમાણે अमार्ट्—ड् પૃ. ૨. પ્રમાણે. એવીજ રીતે ૨. પુ. એ. વ. अमार्ट्—ड् થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अमार्जम् | अमृज्व | अमृज्म |
| ૨ જો ,, | अमार्ट्—ड् | अमृष्टम् | अमृष्ट |
| ૩ જો ,, | अमार्ट्—ड् | अमृष्टाम् | अमृजन्—अमार्जन् |

૧. विद्, जागृ, शास्, जक्ष, चकास् અને दरिद्रा એ ધાતુઓના અનદ્યતન ભૂતકાળના ૩. પુ. બ. વ. નો પ્રત્યય उस् છે.

द्विष् એ પ્રત્યયને વિકલ્પે લાગે છે.

૩. ધાતુના અન્ત્ય द् નો અનદ્યતન ભૂતકાળના ૨. પુ. એ. વ. માં વિકલ્પે र् અથવા વિસર્ગ થાય છે.

આ નિયમ પ્રમાણે अवेद्+स् નું अवेत्—द् અથવા अवेः થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अवेदम् | अविद्व | अविद्म |
| ૨ જો ,, | अवेत्—अवेद्—अवेः | अवित्तम् | अवित्त |
| ૩ જો ,, | अवेत्—द् | अवित्ताम् | अविदुः |

૨. અન્ત્ય સ્વરનો उस् પૂર્વે ગુણ થાય છે.

जागृ પરસ્મૈ૦ અનદ્યતન ભૂતકાળ ૩. પુ. अजागः अजागृताम् अजागरुः अजागृ+त्=अजागर्+त् અને પૃ. ૧ પ્રમાણે अजागर् अजागः

૪. ધાતુના અન્ત્ય स् નો त् પ્રત્યય પૂર્વે त અથવા द् થાય છે, અને स् પ્રત્યય પૂર્વે વિકલ્પે त् અથવા द् થાય છે.

शास् પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अशासम् | अशिष्व | अशिष्म |
| ૨ જો ,, | अशात्–द् अशाः | अशिष्टम् | अशिष्ट |
| ૩ જો ,, | अशात्–द् | अशिष्टाम् | अशासुः |

अशास्+त्, त્નો લોપ થયો એટલે अशास् થયું ને ઉપલા ૪ પ્રમાણે अशात्–द् થયાં.

इश् આત્મને૦ અનદ્યતન ભૂતકાળ ૩ પુ. ऐष्ट–ऐशाताम्–ऐशत ૨ પુ. બ. વ. ऐड्ढ्वम्, श् નો પૃ. ૯ પ્રમાણે ष् થયો અને ष् નો પૃ. ૬ પ્રમાણે ड् થયો અને ध्वम् નો ढ्वम् થયો. वश् પરસ્મૈ૦ અનદ્યતન ભૂતકાળ. ૩ પુ. अवट्–औष्टाम्–औशन्ताम् પ્રત્યય પૂર્વે व્નો उ થયો અને आ પૂર્વે મૂકી आ+उ ને સ્થાને उ ની વૃદ્ધી औ થઇ.

વિધ્યર્થ.

दुह् પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दुह्याम् | दुह्याव | दुह्याम |
| ૨ જો ,, | दुह्याः | दुह्यातम् | दुह्यात |
| ૩ જો ,, | दुह्यात् | दुह्याताम् | दुह्युः |

આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दुहीय | दुहीवहि | दुहीमहि |
| ૨ જો ,, | दुहीथाः | दुहीयाथाम् | दुहीध्वम् |
| ૩ જો ,, | दुहीत | दुहीयाताम् | दुहीरन् |

हन् ३ पु. हन्यात् हन्याताम् हन्युः
आत्मने० ३ पु. घ्नीत घ्नीयाताम् घ्नीरन्
शास् परस्मै० ३ पु. शिष्यात् शिष्याताम् शिष्युः

---

सायं प्रातर्धेनुमग्निहोत्राययाचोगृषिः ।
दण्डकायां वसन्तौ रामलक्ष्मणौ रक्षसां सहस्राण्यहताम् ।
चाणक्योऽकिंचनो ब्राह्मणो नन्दानहन्बुद्धिप्रभावाच्च तानहन् ।
तेषां च राज्यं चन्द्रगुप्तो नाम नृपतिश्चाणक्यस्य शिष्योऽशात् ।
देवानां संदेशं हरन्नलो दमयन्त्या अन्तःपुरं प्राविशत् ।
प्रविशन्तं च तं देवानां वराद्रक्षितारो नाविदुः ।
केचिद्बटवस्तडागस्य तटमुपगता कोष्टैर्भेकानभ्यघ्नन् ।
स राजा दिग्विजयादारभ्यात्मनः सर्वं वृत्तान्तं गन्धर्वकन्याया* माचष्ट ।
यथा पाण्डवा रणे नास्मान्हन्युस्तथा क्रियताम् ।
कश्चित्कुकुरो यज्ञमण्डपं गतो हवींष्यवालेट् ।तत्रर्त्विजस्तमाघ्नन्सर्वं च समुपाहृतं यज्ञियं द्रव्यं त्यक्त्वा मण्डपं सममार्जन् ।
राजानो धर्मेण वसुधां शिष्युः ।

---

## ગુજરાતી વાક્યો.

૧. નન્દવંશના રાજાઓ પછી મૌર્યવંશના રાજાઓએ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું (शास्)

૨. કલિંગના યોદ્ધાઓએ અમને નીચે પ્રમાણે કહ્યું (चक्ष्).

---

* ૫૦ નોધ જુઓ.

૩. જે અંગ લોકો અમને ઘણો વખત થયાં ધિક્કારતા હતા (द्विष्) તેઓએ અમારા મુલકપર હુમલો કર્યો. અમે તેઓની સાથે લડાઇ લડયા અને તેઓના સરદારોને માર્યા (हन्). તેઓનો રાજા આ જાણતો ન હતો (विद्). અને તેથી તે લડાઇની જગ્યાએ જાતે આવ્યો. પણ પોતાના માણુસોને મુએલાં જોઇને તે પોતાને મુલક પાછો ફર્યો.

૩. તમે ગઇ કાલે ગાયો દોહી (दुह्)?

૪. હરિ આખી રાત વેદ ભણતો જાગતો હતો (जागृ).

૫. દરરોજ માણુસે સવારે પોતાનું મોઢું સાફ કરવું જોઇએ (प्र+मृज्).

---

## શબ્દકોશ ૧૦.

अग्निहोत्र ન. અગ્નિ દેવતાઓનો યજ્ઞ.
कुक्कुर પુ. કુતરો.
गन्धर्वकन्या સ્ત્રી.ગન્ધર્વની છોકરી.
चन्द्रगुप्त પુ. રાજાનું નામ છે.
चाणक्य પુ. પુરૂષનું નામ છે.
तट પુ. ન. સ્ત્રી. કિનારો, કોર.
दिग्विजय પુ. (दिश् સ્ત્રી. દિશા, विजय પુ. જીત) દિશાઓની જીત, દેશોની જીત.
द्रव्य ન. ચીજ, વસ્તુ.
नन्द પુ. રાજવંશનું નામ છે. એ વંશનો માણુસ.
बटु પુ. છોકરો.
भेक પુ. દેડકો.
यज्ञमण्डप પુ. યજ્ઞને માટે તૈયાર કરેલો માંડવો.
मण्डप પુ. માંડવો.
यज्ञिय પુ. ન. સ્ત્રી. યજ્ઞને લગતુ.
रण ન. લડાઇ.
वसुधा સ્ત્રી. પૃથ્વી.
वृत्तान्त પુ. હેવાલ, બનાવ.
समुपाहृत (सम्+उप+आ જોડે हृ નો ક. ભૂ. કૃ. એકઠું કીધેલું.
सहस्र ન. હજાર.
हन्+अभि અથવા आ જોડે, મારવું.

---

અંગદેશ અથવા અંગલોકો अङ्गाः (બ. વ. માં વપરાય છે).
સરદાર चमूपति પુ. सेनापति પુ.
લડાઇની જગ્યા रणभूमि સ્ત્રી.
જાતે स्वयम् અ.
હુમલો કરવો अभि+हृ ૧ લો ગણ પરસ્મૈ૦
કલિંગદેશ અથવા કલિંગ લોકો कलिङ्गाः (બ. વ. માં વપરાય છે)
મૌર્યવંશ અથવા મૌર્યવંશનો કોઇ માણસ मौर्य પુ.
મોડે ભણવું पठ् ૧લો ગણ પરસ્મૈ૦
મુલક विषय પુ.

---

## પાઠ ૧૧.

### ત્રીજો ગણ.

૧. શરૂઆતના વ્યંજન સહિત સ્વર બેવડાય છે, અને જો એકથી વધારે સ્વર હોય તો શરૂઆતના વ્યંજન સહિત પહેલો સ્વર બેવડાય છે, અને સ્વરથી શરૂ થતો ધાતુ હોય તો એકલો સ્વર બેવડાય છે. બેવડાયા પછી ધાતુને પ્રત્યય લાગે છે.

૨. અ. દ્વિરૂક્તિ માટે સામાન્ય નિયમો.

ધાતુના ( ख्, छ्, ठ्, थ्, फ् ) વર્ગના બીજા અક્ષરનો અભ્યાસમાં પહેલો અક્ષર ( क्, च्, ट्, त, प् ) થાય છે, અને ચોથા અક્ષર ( घ्, झ्, ढ्, ध्, भ् ) નો ત્રીજો અક્ષર ( ग्, ज्, ड्, द्, ब् ) મૂકાય છે.

આ પ્રમાણે फल् ની દ્વિરૂક્તિ ૧, પ્રમાણે फफल् અને ઉપલા નિયમ પ્રમાણે पफल् થયું. धा–धा–धा–दधा, भी–भीभी–बिभि.

આ. ધાતુમાંના કંઠસ્થાનીને બદલે તાલવ્ય મૂકાય છે, ह् ની જગ્યાએ ज् આવે છે.

खन्–खखन् ૧. પ્રમાણે छखन् ૨. આ. પ્રમાણે चखन् ૨. અ. પ્રમાણે. हा–हाहा ૧ પ્રમાણે. हहा ૨. પ્રમાણે. जहा ઉપર પ્રમાણે ઇ.

જો જોડાક્ષરથી ધાતુઓ શરૂ થતા હોય તો જોડાક્ષરનો પ્રથમાક્ષરની સ્વર સહિત દ્વિરૂક્તિ થાય છે.

ह्री—हीह्री=ઉપરના નિયમ પ્રમાણે जिह्री.

૪. અપવાદઃ—જો પહેલો અક્ષર श्, ष्, स्, હોય અને બીજો ઘોષ વ્યંજન હોય તો ઘોષ વ્યંજનની દ્વિરૂક્તિ થાય છે.

જેમકે स्पर्ध—पस्पर्ध.

૩. ધાતુના દીર્ઘસ્વરનો અભ્યાસમાં હ્રસ્વ થાય છે અને ऋ નો अ થાય છે જેમકે ह्री—जिह्री; दा—ददा; અને कृ—चकृ.

ત્રીજા ગણમાં અનિયમિતપણું.

मा, हा 'જવું,' भृ, पृ અથવા पॄ, અને ऋ આ ધાતુના અભ્યાસના સ્વરનો इ થાય છે, અને निज्, विज् અને विष् ધાતુઓનો અભ્યાસનો સ્વરનો ગુણ થાય છે.

૪. ऋ ધાતુના અભ્યાસના इ નો इय् થાય છે.

૫. પરસ્મૈપદ અને આત્મનેપદના ૩ પુ. બ. વ. માંથી न् લોપાય છે.

૬. અનદ્યતન ભૂતકાળના પરસ્મૈપદના ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય उस् છે; તેની પૂર્વે ધાતુને છેડે आ હોય તો તે आ લોપાય છે અને જો ( હ્રસ્વ કે દીર્ઘ ) इ, उ, કે ऋ હોય તો તેનો ગુણ થાય છે.

भृ પરસ્મૈ૦

વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभर्मि | बिभृवः | बिभृमः |
| ૨ જો ,, | बिभर्षि | बिभृथः | बिभृथ |
| ૩ જો ,, | बिभर्ति | बिभृतः | बिभ्रति |

અનદ્યતન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अबिभरम् | अबिभृव | अबिभृम |
| ૨ જો ,, | अबिभः | अबिभृतम् | अबिभृत |
| ૩ જો ,, | अबिभः | अबिभृताम् | अबिभरुः |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभराणि | बिभराव | बिभराम |
| ૨ જો ,, | बिभृहि | बिभृतम् | बिभृत |
| ૩ જો ,, | बिभर्तु | बिभृताम् | बिभ्रतु |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभृयाम् | बिभृयाव | बिभृयाम |
| ૨ જો ,, | बिभृयाः | बिभृयातम् | बिभृयात |
| ૩ જો ,, | बिभृयात् | बिभृयाताम् | बिभृयुः |

बिभृ ૧. ૨ અ., અને ૩. પ્રમાણે વિકારક પૂર્વે ગુણ થાય છે. बिभ्रति ૫ પ્રમાણે. અનદ્યતન ભૂતકાળ ૩ પુ, એ. વ. अबिभृ+त्=अबिभर्त પૃ. ૬ પ્રમાણે; अबिभर्-अबिभः પૃ. ૧ પ્ર. ૩ પુ. બ. વ. अबिभरुः ૬ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| આત્મનેપદ વર્તમાનકાળ ૩. પુ. | बिभृते | बिभ्राते | बिभ्रते |
| ,, અનદ્યતન ભૂત. ૩. પુ. | अबिभृत | अबिभ्राताम् | अबिभ्रत |
| ह्री પરસ્મૈ૦ વર્તમાનકાળ ૩. પુ. | जिह्रेति | जिह्रीतः | जिह्रियति |
| ,, ,, અનદ્યતન ભૂત. ૩ પુ. | अजिह्रेत् | अजिह्रीताम् | अजिह्रयुः |

૭. मा અને हा 'જવું' એ ધાતુના અન્ત્ય સ્વરનો વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ई થાય છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે લોપ થાય છે.

| | | | |
|---|---|---|---|
| मा આત્મને૦ વર્તમાનકાળ ૩ પુ. | मिमीते | मिमाते | मिमते |
| हा ,, 'જવું' ,, ૩ પુ. | जिहिते | जिहाते | जिहते |
| ,, ,, અનદ્યતનભૂત ,, | अमिमित | अमिमाताम् | अमिमत |
| | अजिहीत | अजिहाताम् | अजिहत |

૫. ૩ પ્રમાણે મા ની દ્વિરુક્તિ મિમા થયું તે પ્રત્યય વ્યંજનથી શરૂ થતો અવિકારક હોવાથી મા ધાતુના આ નો ઈ થયો, તે પ્રમાણે મિમીતે થયું. આતે, અતે પ્રત્યયો પૂર્વે સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યયો છે માટે ધાતુના આ નો લોપ થાય છે.

૮. हा 'ત્યાગ કરવો' એનો ઉપર પ્રમાણે ફેરફાર થાય છે, પણ ઈ વિકલ્પે હ્રસ્વ इ થાય છે. य् થી શરૂ થતા વિધ્યર્થના પ્રત્યયો પૂર્વે ધાતુના આ નો લોપ થાય છે, અને આજ્ઞાર્થના ૨ પુ. એ. વ. માં આ વિકલ્પે કાયમ રહે છે, એટલે जहाहि, जहिहि, जहीहि એમ ત્રણ રૂપો થાય છે.

हा 'ત્યાગ કરવો' પરસ્મૈ૰ વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जहामि | जहिवः—जहीवः | जहिमः—जहीमः |
| ૨ જો ,, | जहासि | जहिथः—जहीथः | जहिथ—जहीथ |
| ૩ જો ,, | जहाति | जहितः—जहीतः | जहति |
| અનદ્યતનભૂત ૩. પુ. | अजहात् | अजहिताम्—अजहीताम् | अजहुः |
| આજ્ઞાર્થ ,, | जहातु | जहिताम्—जहीताम् | जहतु |
| વિધ્યર્થ ,, | जह्यात् | जह्याताम् | जह्युः |

૯ વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે भी ના ई વિકલ્પે હ્રસ્વ થાય છે.

૧૦. અંગમાં એક કરતાં વધારે સ્વર હોય અને ધાતુના इ (હ્રસ્વ કે દીર્ઘ) ની પૂર્વે જોડાક્ષર આવ્યો હોય તો તે इ નો સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે य् થાય છે. बिभी+अति= =बिभ्यति કારણ કે એમાં એકથી વધારે સ્વર છે. પણ जिह्री+अति નું जिह्रियति થાય છે, કારણ કે ह्रीમાંના ई ની પૂર્વે જોડાક્ષર ह्र આવ્યો છે.

વર્તમાનકાળ ૩ પુ. बिभेति बिभितः—बिभीतः बिभ्यति પરસ્મૈ૰
અનદ્યતન ભૂત. ,, अबिभेत् अबिभिताम् अबिभीताम् अबिभयुः
આજ્ઞાર્થ ૧ લો પુ. बिभयानि बिभयाव बिभयाम

૧૦. અવિકારક પ્રત્યય પૂર્વે दा અને धा ધાતુના અન્ત્ય સ્વરનો લોપ થાય છે, અને स्, ध्, त् અને थ् પૂર્વે धा धत् રૂપ ધારણ કરે છે. પરસ્મૈ૦ આજ્ઞાર્થ ૨. પુ. એ. વ.નાં રૂપો देहि તથા धेहि થાય છે.

धा મૂકવું. પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधामि | दध्वः | दध्मः |
| ૨ જો ,, | दधासि | धत्थः | धत्थ |
| ૩ જો ,, | दधाति | धत्तः | दधति |

અનદ્યતન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदधाम् | अदध्व | अदध्म |
| ૨ જો ,, | अदधाः | अधत्तम् | अधत्त |
| ૩ જો ,, | अदधात् | अधत्ताम् | अदधुः |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधानि | दधाव | दधाम |
| ૨ જો ,, | धेहि | धत्तम् | धत्त |
| ૩ જો ,, | दधातु | धत्ताम् | दधतु |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दध्याम् | दध्याव | दध्याम |
| ૨ જો ,, | दध्याः | दध्यातम् | दध्यात |
| ૩ જો ,, | दध्यात् | दध्याताम् | दध्युः |

આત્મનેપદ. વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधे | दध्वहे | दध्महे |
| ૨ જો ,, | धत्से | दधाथे | धद्ध्वे |
| ૩ જો ,, | धत्ते | दधाते | दधते |

અનદ્યતન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदधि | अदध्वहि | अदध्महि |
| ૨ જો ,, | अधत्थाः | अदधाथाम् | अधद्ध्वम् |
| ૩ જો ,, | अधत्त | अदधाताम् | अदधत |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधै | दधावहै | दधामहै |
| ૨ જો ,, | धत्स्व | दधाथाम् | धद्ध्वम् |
| ૩ જો ,, | धत्ताम् | दधाताम् | दधताम् |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधीय | दधीवहि | दधीमहि |
| ૨ જો ,, | दधीथाः | दधीयाथाम् | दधीध्वम् |
| ૩ જો ,, | दधीत | दधीयाताम् | दधीरन् |

धद्ध्वम् વિગેરે રૂપોમાં त् નો द् થાય છે; કારણ કે તેની પછી અનુનાસિક શિવાય લોપ વ્યંજન આવેલો છે. अदधुः રૂપમાં आ નો લોપ થયો છે પૃ. ૬. પ્રમાણે. ऐ પ્રત્યય શિવાય આજ્ઞાર્થના ૧ લા પુ. ના પ્રત્યયો आથી શરૂ થાય છે. दा ના રૂપો આજ પ્રમાણે કરવાં.

૧૧. સ્વરથી શરૂ થતા વિકારક પૂર્વે આ ગણમાં ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી; જેમકે नेनिजानि આજ્ઞાર્થ. ૧ પુ. એ. વ.

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈ૰ વર્તમાન. ૩ પુ. | नेनेक्ति | नेनिक्तः | नेनिजति |
| આત્મને૰ ,, ,, | नेनिक्ते | नेनिजाते | नेनिजते. |

ति પૂર્વે ज् નો क् થાય છે. માર્ગો ૫. પા. ૨૫ *નોંધ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈ૰ અનદ્યતન ભુ. કા. ૧. પુ. | अनेनिजम् | अनेनिज्व | अनेनिज्म |
| આત્મને૰ ,, ,, ,, | अनेनिजि | अनेनिज्वहि | अनेनिज्महि |
| પરસ્મૈ૰ આજ્ઞાર્થ ,, ,, | नेनिजानि | नेनिजाव | नेनिजाम |
| આત્મને૰ ,, ,, ,, | नेनिजै | नेनिजावहै | नेनिजामहै |

વર્તમાનકાળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| हु | પરસ્મૈ० | ૩ પુ. | जुहोति | जुहुतः | जुह्वति |

અનદ્યતન ભૂતકાળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, | अजुहोत् | अजुहुताम् | अजुहवुः |

આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. जुहुधि આ રૂપમાં हि ને સ્થાને धि આવ્યો છે.

हु ધાતુના उ નો સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે પૃ. ૨ પ્રમાણે उव् થતો નથી, પણ व् થાય છે.

વર્તમાનકાળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| मा | આત્મને० | ૩ પુ. | मिमीते | मिमाते | मिमते |

અનદ્યતન ભૂતકાળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, | अमिमीत | अमिमाताम् | अमिमत |

વર્તમાન કાળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| हा | ,, | ,, | जिहीते | जिहाते | जिहते |
| पृ | પરસ્મૈ० | ,, | पिपर्ति | पिपृतः | पिप्रति |
| पॄ | ,, | ,, | पिपर्ति | पिपूर्तः | पिपुरति |
| ऋ | ,, | ,, | इयर्ति | इयृतः | इयृति |

અનદ્યતન ભૂતકાળ.

| | | |
|---|---|---|
| अजिहीत | अजिहाताम् | अजिहत |
| अपिपः | अपिपृताम् | अपिपरुः |
| अपिपः | अपिपूर्ताम् | अपिपरुः |
| ऐयः | ऐयृताम् | ऐयरुः |

पॄ ધાતુના ऋ નો उर् થાય છે. ऋ—ऋऋ—इऋ—इयृ=आ+इयृ ऐयृ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| विज् | પરસ્મૈ० | ૩. પુ. | वेवेक्ति | वेविक्तः | वेविजति |
| | | | अवेविजम् | अवेविज्व | अवेविज्म |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| *विष् | આ. | ,, | वेविक्ते | वेविजाते | वेविजते | } વર્તમાનકાળ. |
| ,, | પરસ્મૈ० | ,, | वेवेष्टि | वेविष्टः | वेविषति | |
| ,, | આત્મને० | ,, | वेविष्टे | वेविषाते | वेविषते | |

---

धान्यं मिमीते कुडवेन
अग्नौ समिधो जुहोत्यध्वर्युः ।
यथा मे पिता धर्मं न प्रजहातु तथा मे वरं देहि ।
*येभ्यः सर्वे लोका अबिभयुस्तान्राक्षसानरण्ये रामोऽहन् ।
भर्त्रा सह पितुः समीपं गच्छन्तो जिह्रेमीत्यवदच्छकुन्तला
कृष्णश्चक्रमबिभर§ र्जुनो गाण्डीवं दुर्योधन भीमसेनौ गदामबिभृता मन्ये सर्वे योधाः साधारणं धनुरबिभरुः ।
ब्राह्मणोऽब्राह्मणो वा यः कोऽपि निर्धनोऽशक्तश्च भवेत्तस्मै धनं दत्त ।
रामभार्यां जहाहि जहिहि जहीहीति विभीषणो रावणमुपादिशत् ।
यदि कन्यामलंकृत्य वरमाहूय तस्मै तां ददति स ब्राह्मो विवाह उत्तमफलकः ।
हरिचरणयोः प्रक्षिप्तोऽयं पुष्पाणामञ्जलिर्नः कल्याणं विधत्ताम् ।
पुरोहितास्तेषां गृहं गत्वा प्रथमं पादानवानेनिजुः पश्चात्समन्त्रकं कर्म व्यदधुः ।

---

* 'ભય પામવો' અને 'ભયમાંથી રક્ષણ કરવું' એ અર્થના ધાતુઓ (भी, त्रै અને સમાનાર્થ ધાતુઓ) પ્રયુક્ત હોય તો જ્યાંથી ભય ઉત્પન્ન થાય છે, તે હેતુ બતાવનાર શબ્દ પંચમી વિભક્તિમાં વપરાય છે.

§ માર્ગોપ૦ ૭ પ૦

ददाति द्रविणं भूरि दाति दारिद्र्यमर्थिनाम् ।
सोऽवदायति कीर्तिं च शिरोऽवद्यति विद्विषाम् ॥
संदधाति धनुर्ज्यायां यदैवेषून् रुषान्वितः ।
तदैव तं भयाक्रान्ताः संधियन्ति धराधिपाः ॥
न जहाति सदाचारं स सदा चारणस्तुतः ।
उज्जिहीते जगज्जित्वा तस्य कीर्तिः सुरालयम् ॥
न क्राम्यति दिनं कृत्स्नं ददानोऽपि धनं बहु ।
न च क्रामति संग्रामे निघ्नन्गजघटाशतम् ॥
न्यायप्रवृत्तो नृपतिरात्मानमपि च प्रजाः ।
त्रिवर्गेणोपसंधत्ते निहन्ति ध्रुवमन्यथा ॥
अधर्माज्जिह्रसः पाप लोकवादाच्च चाबिभेः ॥
दैवाद्बिभीहि काकुत्स्थ जिह्रीहि त्वं तथा जनात् ॥
मिथ्या *मामभिसंक्रुध्यन्नवशां शत्रुणा हृताम् ॥
आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन ॥
यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥
न बिभेति यदा चायं यदा चास्मान्न बिभ्यति ।
यदा नेच्छति न द्वेष्टि ब्रह्म संपद्यते तदा ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. ધૃતરાષ્ટ્રના છોકરાઓએ ગાયોને છોડી (हा) અને લડાઇને સ્થાનેથી નાઠા.

---

*क्रुध् અને द्रुह् ધાતુની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય તો જે પુરૂષ અથવા વસ્તુ તરફ ક્રોધ અને દ્રોહની વૃત્તિ બતાવવામાં આવે ને પુરૂષ અથવા વસ્તુવાચક શબ્દ દ્વિતીયા વિભક્તિમાં વપરાય છે, ચતુર્થીમાં વપરાતો નથી.

૨. રામે શિવનું ધનુષ વાળ્યું માટે જનકે તેને પોતાની દીકરી દીધી (दा).

૩. શૂરવીર માણુસો પોતાના શત્રુઓથી બીતા નથી (भी).

૪. રાજાના માણુસો મારૂં ધન લઇ ન જાય માટે મેં તે પેલા ઘરમાં નાંખ્યું (नि+धा).

૫. તમારા બળવાન શત્રુઓ જોડે સલાહ કરો (सम्+धा) કે તમારો બધો દેશ નાશ ન પામે.

૬. તું નાગો ફરતાં લાજતો નથી ( ह्री ).

૭. સ્મૃતિઓ વિધવાઓનાં પુનર્લગ્નની આજ્ઞા કરે છે (पि+धा).

૮. જ્યારે ગોવિન્દ વાત કહેતો હતો ત્યારે તેં તારા કાન કેમ બંધ કર્યા ( वि+धा અથવા अपि+धा ) ?

૯. સ્ત્રીઓ શરીરે ઘરેણાં પહેરે છે (परि+धा).

૧૦. માણુસે ટેકમાંથી તોછડાઇઓ આળખી કાઢવી જોઇએ (वि+विज्).

૧૧. તારો હાથ અને પગ ધો ( अव+विज् ) અને પછી તારૂં સંધ્યા પૂજન શરૂ કર.

૧૨. રાજાના અધિકારીઓએ તે જમીનની લંબાઇ માપી (मा).

૧૩. યતિઓ તળાવે પાણીથી પોતાનાં કમંડળ ભરે છે (पृ કે पॄ).

---

## શબ્દકોષ ૧૧.

### ત્રીજા ગણના ધાતુઓ.

दा પરસ્મૈ૦ અને આત્મને. આપવું.
धा પરસ્મૈ૦ અને આત્મને૦ ધરવું, પકડવું, મૂકવું; वि જોડે, અમલ કરવો, કરવું, ( ધર્મ પુસ્તકમાં ) આજ્ઞા કરવી, परि જોડે. પહેરવું; सम् જોડે, સમાધાન કરવું, લગાડવું, ચોંટાડવું; अपि કે पि જોડે, બંધ કરવું; नि જોડે, મૂકવું, રાખી મૂકવું; अव જોડે, ધ્યાન દેવું.
निज् પરસ્મૈ૦ અને આત્મને. સ્વચ્છ કરવું; अव જોડે, ધોવું.
पृ અથવા पॄ પરસ્મૈ૦ ભરવું.

भी પરસ્મૈ૦ બીવું.
भृ પરસ્મૈ૦ અને આત્મને. આશ્રય આપવો, લઈ જવું.
मा આત્મને. માપવું.
विज् પરસ્મૈ૦ અને આત્મને. જૂદું પાડવું, ભેદ જાણવો, पि જોડે.
विष् પરસ્મૈ૦ અને આત્મને૦ ઘેરી લેવું.
हा આત્મને૦ જવું; उत् જોડે, ઉંચે જવું.
हा પરસ્મૈ૦ ત્યાગ કરવો, તજવું.
हु પરસ્મૈ૦ હોમવું.
ह्री પરસ્મૈ૦ શરમાવું, લાજવું.

---

अञ्जलि પુ. ખોબો.
अन्यथा ક્રિ. વિ. નહીતો.
अन्वित अनु+वि इ નો કર્મણિ ભૂ. કૃ. યુક્ત, સહિત, ભરેલું.
अर्थिन् પુ. ન. સ્ત્રી. માગનાર, યાચક.
अवश પુ. ન. સ્ત્રી. આશ્રય રહિત, લાચાર.
अशक्त પુ. ન. સ્ત્રી. નબળું.
उत्तमफलक પુ. ન. સ્ત્રી. (उत्तम પુ. ન. સ્ત્રી.) સુંદર ફલન. ફળ, અને क પ્રત્યય) ફળવાળું. સારા પરિણામવાળું.
काकुत्स्थ પુ. કકુત્થના વંશમાં જન્મેલો પુરૂષ, રામ.
कुडव પુ. અનાજનું માપ.
कृ+अलम् જોડે શણગારવું.
कृत्स्न પુ. ન. સ્ત્રી. આખું.
क्रुध्+अभि અને सम् જોડે, ગુસ્સે થવું
गजघटाशत ન. (घटा) સ્ત્રી. રચના, સમૂહ, સમુદાય, शत ન. સો, હાથીઓની સો હાર, સેંકડો હાથીઓ.
गदा સ્ત્રી. ગદા.
गाण्डीव ન. અર્જુનના ધનુષનું નામ છે.
चारणस्तुत પુ. ન સ્ત્રી. (चारण પુ. ભાટ) ભાટોથી વખણાયલું.
त्रि ક્રિ. વિ. ત્રણવાર.
त्रिवर्ग પુ. ( धर्म પુણ્ય ) (अर्थ પેસો) (काय ઇચ્છા) એ ત્રણ વસ્તુઓનો સમૂહ.
दिनेदिने ક્રિ. વિ. દરરોજ.
दुर्योधनभीमसेनौ પુ. દ્વિ. दुर्योधन અને भीमसेन (સમાસ)
दै ૧ લો ગણ પરસ્મૈ૦ + अव જોડે, સાફ કરવું.

दो ૪ થો ગણ પરસ્મૈ૦+अव જોડે, કાપવું.
द्रविण ન. પૈસો.
धनुर्ज्या સ્ત્રી. ( ज्या સ્ત્રી. દોરી ) ધનુષની દોરી.
धराधिप ન. (धरा સ્ત્રી. પૃથ્વી, अधिप પુ. ધણી). પૃથ્વીપતિ, રાજા.
धि ૬ ઠો ગણ પરસ્મૈ૦ + सम्, જોડે, સલાહ કરવી.
ध्रुवम् ક્રિ. વિ. નક્કી.
निर्धन પુ. ન. સ્ત્રી. ધનરહિત, ગરીબ.
न्यायप्रवृत्त પુ. ન. સ્ત્રી. (न्याय પુ. ઇન્સાફ, પ્રમાણિકપણું, प्रवृत्त प्र+वृत्त) આગળ ચાલવું' નો ભૂ. કૃ. વાજબી વર્તણું કવાણું, ઇન્સાફ પ્રમાણે ચાલનારું.
पद् ૪ થો ગણ આત્મને + सम् જોડે, થવું.
प्रादुस् ક્રિ. વિ. કે નામયોગી. દેખીતું, ખુલ્લું.
बिभीषण પુ. રાવણના ભાઇનું નામછે.
ब्राह्म પુ. બ્રાહ્મણમાં ચાલતું અમુક પ્રકારનું લગ્ન.
भयाक्रान्त પુ. ન. સ્ત્રી. (आक्रान्त आ+क्रम् નો કર્મણિ ભૂ. કૃ. જીતાયલું, વશ કરાયલું) ભયને વશ.
मिथ्या અ. ક્રિ. વિ. ખોટી રીતે; ફોગટ.
रामभार्या સ્ત્રી. રામની સ્ત્રી.
रुष् સ્ત્રી. ગુસ્સો.
लोकवाद પુ. લોકની નિન્દા.
विद्वस् विद् 'જાણવું' નો વ. કૃ. જાણતું.
विशिष्ट પુ. સ્ત્રી. ન. આબરૂદાર.
व्यास પુ. મહાભારત આદી કાવ્યોનો લખનાર.
शकुन्तला સ્ત્રી. દુષ્યન્ત રાજાની વહુ.
शेष પુ. ન બાકી રહેલું.
समन्त्रकम् ક્રિ. વિ. મન્ત્ર સહિત એટલે મન્ત્ર ભણીને.
समिध् સ્ત્રી. ઉંદુંબર જેવા કોઇપણ પવિત્ર ઝાડની હોમાગ્નિમાં નાખવાની નાની ડાળીઓ.
साधारण પુ. ન. સ્ત્રી. મધ્યમ પંક્તિનું.
सुरालय પુ. (सुर પુ. દેવ, आलय પુ. સ્થાન. રહેવાની જગ્યા) દેવોને રહેવાની જગ્યા. સ્વર્ગ.
हन्+नि જોડે, મારવું, નાશ કરવો.

---

લડાઇનું સ્થાન रणभूमि સ્ત્રી. | કર્મણિ ભૂ. કૃ. રામે ધનુષ
વાળ્યું नामित नम् ના પ્રેરક રૂપનો | વાળ્યું માટે रामेण धनुषि नामिते.

| | |
|---|---|
| ક્ષયપામેલું ध्वस्त ध्वंस् નો ભૂ કૃ., | લંબાઇ आयाम પુ. |
| ઉચ્છિન્ન उद्+छिद् નો કર્મણિ ભૂ કૃ. | નાગું नग्न પુ. સ્ત્રી. ન. |
| નાસવું अय् આત્મને ૧ લો ગણ. परा જોડે (परानुं पला થાય છે). | શરીર शरीर ન; देह પુ. |
| કમંડળ कमण्डलु પુ. | પુનર્લગ્ન पुनरुद्वाह પુ |
| યતિ वानप्रस्थ પુ. यति પુ. | તોછડાઇ अविनय પુ. |
| | સંધ્યાપૂજન संध्यावन्दन ન. |
| | ટેક स्वाभिमान પુ |

## પાઠ ૧૨.

## સાતમો ગણ.

૧. આ ગણમાં વિકારક પ્રત્યય પૂર્વે ધાતુનો સ્વર અને અન્ત્ય વ્યંજન એ બેની વચ્ચે न મૂકાય છે, અને અવિકારક પ્રત્યય પૂર્વે न् મુકવામાં આવે છે. પ્રત્યય લગાડતી વખતે ૯ મા અને ૧૦ મા પાઠના નિયમો આવે છે.

૨. ધાતુના અનુનાસિકનો લોપ થાય છે.

૩. વ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યય પૂર્વે तृह् ધાતુના અન્ત્ય વર્ણની પહેલાં न ને બદલે ने મુકાય છે.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

रुध् 'અટકાવવું'.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणध्मि | रुन्ध्वः | रुन्ध्मः |
| ૨ જો ,, | रुणत्सि | रुन्द्धः | रुन्द्ध |
| ૩. જો ,, | रुणद्धि | रुन्द्धः | रुन्धन्ति |

रुध्+ति–रुणध्+ति પૃ. ૧ પ્રમાણે रुणध्+धि ૨. પ્રમાણે रुणद्+धि=रुणद्धि, रुन्द्धः એજ પ્રમાણે થાય છે. रुणत्सि માં ध નો भार्गो. પ. મા. ૧ પ્રમાણે થાય છે.

### અનદ્યતન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | अरुणधम् | अरुन्ध्व | अरुन्ध्म |
| ૨ જો ,, | अरुणत्—द्—: | अरुन्द्धम् | अरुन्द्ध |
| ૩ જો ,, | अरुणत्—द् | अरुन्द्धाम् | अरुन्धन् |

૩ પુ. એ. વ. अरुणध्+त्—अरुणध्—त् પ્રત્યયનો લોપ થયો. अरुणत्—द् ૨. પુ. એ. વ. માં द् નો વિકલ્પે વિસર્ગ થાય છે.

### આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधानि | रुणधाव | रुणधाम |
| ૨ જો ,, | रुन्द्धि | रुन्द्धम् | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धु | रुन्द्धाम् | रुन्धन्तु |

### વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ | रुन्ध्याम् | रुन्ध्याव | रुन्ध्याम |
| ૨ જો ,, | रुन्ध्याः | रुन्ध्यातम् | रुन्ध्यात |
| ૩ જો ,, | रुन्ध्यात् | रुन्ध्याताम् | रुन्ध्युः |

### આત્મનેપદ.

### વર્તમાનકાળ

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धे | रुन्ध्वहे | रुन्ध्महे |
| ૨ જો ,, | रुन्त्से | रुन्धाथे | रुन्द्ध्वे |
| ૩ જો ,, | रुन्द्धे | रुन्धाते | रुन्धते |

### અનદ્યતન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरुन्धि | अरुन्ध्वहि | अरुन्ध्महि |
| ૨ જો ,, | अरुन्द्धाः | अरुन्धाथाम् | अरुन्द्ध्वम् |
| ૩ જો ,, | अरुन्द्ध | अरुन्धाताम् | अरुन्धत |

### આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधै | रुणधावहै | रुणधामहै |

| | | | |
|---|---|---|---|
| ૨ જો ,, | रुन्त्स्व | रुन्धाथाम् | रुन्द्ध्वम् |
| ૩ જો ,, | रुन्द्धाम् | रुन्धाताम् | रुन्धताम् |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धीय | रुन्धीवहि | रुन्धीमहि |
| ૨ જો ,, | रुन्धीथाः | रुन्धीयाथाम् | रुन्धीध्वम् |
| ૩ જો ,, | रुन्धीत | रुन्धीयाताम् | रुन्धीरन् |

अञ्ज् વર્તમાનકાળ, ૩ પુ. એ. વ. अनक्ति એમાં અનુનાસિક લોપાય છે, અને ञ् નો क् થાય છે.ભા. પા. ૨૫.

અનદ્યતન ભૂત. ૩. પુ. એ. વ. आनक्–ग्; આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. अङ्ग्धि.

पिष् વર્તમાન ૩. પુ. એ વ. पिनष्टि એમાં ति નો टि થયો છે.

આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. पिष् + धि – पिन्ष + धि = पिन्ष + ढि = पिन्ड् + ढि = पिण्ढि. પા. ૮.

અનદ્યતન ભૂતકાળ. ૩ પુ. એ. વ. अपिनष्+त=अपिनष्=अपिनट्–ड्.

रिच् પરસ્મૈ૰ વર્ત. ૩. પુ. એ. વ. रिणच्+ति–रिणक्+ति=रिणक्ति

આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ रिङ्ग्धि. અનદ્યતન ભૂ કા. ૩. પુ. એ. વ. अरिणक, ग्.

भिद् પરસ્મૈ૰ વર્તમાન. ૩. પુ. એ. વ. भिनत्ति.

આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ. भिन्द्धि.

અનદ્યતન ભૂ. કા. ૨. પુ. એ. વ. अभिनत्–द् અથવા अभिनः

हिंस् પરસ્મૈ૰ આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. हिन्धि એમાં स् લોપાયો.

અનદ્યતન ભૂ કા. ૩. પુ. એ. વ. अहिनत्–द्. ૨. પુ. એ. વ. अहिनः, अहिनत्–द्.

तृह् ૩. પુ એ. વ. तृणेह्+ति–तृणेढ+ति–तृणेढ+धि–तृणेढ+ढि=तृणेढि

लेढि ની માફક तृण्ढ; દ્વિ. વ.; तृ+न्+ह्+अन्ति=तृहन्ति એમ अतृणेट् अलेट् પેઠે.

दीनाय याचमानाय धनं ददतं मां मा रुन्द्धि पापमेव तस्मात्त्वामाश्रयेत् ।

किर्मीरस्य शरीरं चूर्णवदपिनड्भीमसेनः ।

रिपोः करिणां गण्डस्थलान्यभिन्दत वीराः ।

अद्यप्रभृति त्वां कोशागारे नियुनज्मि तदात्मनोऽधिकारेऽप्रमत्तोभव ।

तस्यां तवानुरागमस्माकं पुरो व्यर्थं किं व्यनक्षि किं तेन लभेथाः । तामेव गच्छ ।

अरण्ये केचित्पशवोऽन्यान्हिंसन्त्यतस्तान्हिंस्रान्ब्रुवन्ति ।
रेरे पान्था जाले निपतितोऽहम् । अत्रागत्य मे पाशांश्छिन्त ।
यत्किंचिल्लभसे तद्भुञ्जीथाः । अन्यस्य कस्यचिद्धनं मा गृध्य ।
न हिंस्यात्सर्वाणि भूतानीत्येतं विधिमक्षरशो जैना अनुसरन्ति ।
स्वगृहमागतमर्थिनं रघुः कियद्धस्विष्यते त्वयेत्यन्वयुङ्क्त ।
रात्रौ नाभुञ्जि मह्यं किंचिद्भक्षयितुं देहि ।
वेत्ति सर्वाणि शास्त्राणि गर्वस्तस्य न विद्यते ।
विन्त्ते धर्मं सदा सद्भिस्तेषु पूजां च विन्दति ॥
वृणक्ति वृजिनैः सङ्गं वृङ्क्ते च वृषलैः सह ।
वर्जत्यनार्जवोपेतैः स वर्जयति दुर्जनैः ॥
न संपृणक्ति कृपणैः संपृङ्क्ते न पृथग्जनैः ।
संपर्चति सदाचारैः संपर्चयति पण्डितैः ॥
नियुङ्क्ते गुल्मपालान् स नियोजति नियोगिनः ।
नियोजयत्यनीकस्थान् स्वयं चात्मनि युज्यते ॥
न हिनस्ति वृथा जन्तूंस्तृणान्यपि न हिंसति ।
तमेव हिंसयत्येकं यस्तदाज्ञां विलङ्घते ॥
खिद्यतेऽसौ न भृत्येषु याचकेषु न खिन्दति ।
खिन्ते तेष्वेव ये द्रव्यं दीयमानं न गृह्णते ॥

प्रणिङ्क्ते दक्षिणीयानां विप्राणां चरणौ च सः ॥
यत्पादौ मुकुटज्योत्स्नाजलैर्नेनेक्ति राजकम् ॥
छिनत्ति संशयं शास्त्रे विदुषां सूक्तिभिस्सदा ।
छेद्यत्यसिधाराभिर्विद्विषां मस्तकं च सः ॥
मनो नोद्विजते तस्य ददतोऽर्थमहर्निशम् ।
उद्विनक्ति तु संसारादसारात्तत्त्ववेदिनः ॥
केचिद्द्युम्नाय धावन्ति प्रद्युम्नाय च केचन ।
नोद्युङ्क्ते कोऽपि धर्माय सर्वाभिप्रेतहेतवे ॥
पीडाकरममित्राणां कर्तव्यमिति शक्रजित् ।
अब्रवीत् खड्गकृष्टश्च तस्या मूर्धानमच्छिनत्* ॥
तृणेह्मि देहमात्मीयं त्वं वाचं न ददासि चेत् ॥
कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥



## ગુજરાતી વાક્યો.

૧. જો હરિ મને અટકાવે નહીં (रुध्) તો હું એ ઝાડની ડાળી કાપી નાખું (छिद्).

૨. તેણે મોટા ભાઈને આપવા માટે તે ઓસડીઆં ખાંડયાં (क्षुद्).

૩. છેલ્લા બ્રાહ્મણ રાજા સાથે વિશ્રામ મહેલમાં ઘણા બ્રાહ્મણો હંમેશા જમતા (भुज्).

૪. વંટોળીઓ ઝાડોને અને ઘરોને તોડી નાંખે છે (भञ्ज्).

* छ् ની પૂર્વે સ્વર આવ્યો હોય તો તેનો च्छ् થાય છે. જો छ्નો પૂર્વ સ્વર દીર્ઘ હોય અને પદને અન્તે હોય તો એ ફેરફાર વિકલ્પે થાય; પણ मा (નિષેધાર્થ અવ્યય) અને आ (ઉપસર્ગ) પછી छ् આવે તો તેનો च्छ नित्य થાય છે.

૫. મેં મારાં દુઃખો તેની આગળ કહી બતાવ્યાં ( वि+अञ्ज् ); તેથી તેનું હૈયું દયાથી પીગળ્યું.

૬. આપ તેને સેનાધિપતિની જગાએ નિમો ( नि+युज् ); તે હોશીઆર અને શૂરો માણસ છે.

૭. મને કાશી જતાં તમે શા માટે અટકાવો છો ( रुध् ).

૮. ઘણું ખરૂં તું કયાં અને કયારે જમે છે ( भुज् ).

૯. હિંદુસ્તાનમાં આપણે હાથવતી અનાજ દળીએ છીએ; પણ વિલાયતમાં સંચાથી દળે છે.

૧૦. હું મંત્રીની જગ્યા ઉપર કોને નિમું ( नि+युज् ).

૧૧. હવે હું જૂદી જૂદી જાતના જનાવરોને વિગતવાર ગણાઉં છું. (विविष् ).

૧૨. ચઢતીની તેની બધી આશા ભાગી ન પાડો ( भञ्ज् ).

૧૩. તે યવને સાકેતને ઘેરો ઘાલ્યો ( रुध् ).

---

## શબ્દકોષ ૧૨.

### સાતમા ગણના ધાતુઓ.

अञ्ज् પરસ્મૈ૦ તેલ ચોપડવું; वि જોડે, ખુલ્લું કરવું, ઉઘાડું કરવું.

इन्ध् આત્મને૦ સળગાવવું,ચેતાવવું.

क्षुद् પરસ્મૈ૦ આત્મને૦ ખાંડવું, ભુકો કરવો.

खिद् આત્મને૦ ખેદ પામવો, નાખુશ થવું, માઠું લાગવું.

छिद् પરસ્મૈ૦ આત્મને૦ કાપવું.

तृह् પરસ્મૈ૦ મારવું, નાશ કરવો.

पिष् પરસ્મૈ૦ દળવું.

पृच् પરસ્મૈ૦ सम् જોડે, સંબંધમાં આવવું, જોડાવવું.

भञ्ज् પરસ્મૈ૦ નાશ કરવો, ભાંગવું.

भिद् પરસ્મૈ૦ આત્મને૦ ચીરવું.

भुज् પરસ્મૈ૦ ભોગવવું. આત્મને૦ જમવું.

युज् પરસ્મૈ૦ આત્મને૦ જોડવું; अनु જોડે, પુછવું, नि જોડે, નીમવું; उद् જોડે, પ્રયત્ન કરવો, ઉદ્યોગ કરવો.

रिच् પરસ્મૈ૦ આત્મને૦ ખાલી કરવું.
रुध् પરસ્મૈ૦ આત્મને૦ અડચણ કરવી, રોકવું, ઘેરો ઘાલવો.
विज् પરસ્મૈ૦ उद् જોડે, ધ્રુજવું, બીવું કંટાળી જવું.
विद् આત્મને૦ વાદવિવાદ કરવો. તકરાર કરવી.
वृज् પરસ્મૈ૦ વેગળાં રહેવું, વર્જવું.
शिष् પરસ્મૈ૦ ભેદ કરવો; वि જોડે, વિગતવાર કહેવું.
हिंस् પરસ્મૈ૦ મારવું. હિંસા કરવી.
अक्षरसः क्रि. वि. અક્ષરે અક્ષર.
अगार न. ઘર.
अद्यप्रभृति क्रि. वि. (अद्य આજ प्रभृति માંડીને) અત્યારથી માંડીને.
अधिकार पु. હોદ્દો, જગ્યા. અખ્તીયાર
अनार्जवोपेत पु. स्त्री. न. (अन् નહીં, आर्जव न. પ્રમાણિકપણું उपेत उप+इ નો કર્મણિ ભૂ. કૃ.) પ્રમાણિકપણા વગરનું, અપ્રમાણિક.
अनीकस्थ पु. स्त्री. न. (अनीक न. સૈન્ય, स्था ઉભા રહેવું, લશ્કરમાં ઉભો રહેનાર, સિપાઈ.
अन्य सर्व બીજું.
अप्रमत्त पु. स्त्री. न. (अ, અને प्रमत्त બેપરવાઈ) બેપરવાઈ નહીં તે.
अर्थिन् पु. ગરજવાન. યાચક.
अलक्ष्मी स्त्री. ખોટું નસીબ, દુર્દૈવ, દરિદ્રતા.
असार पु. स्त्री. न. (सार पु. જીવ, તત્ત્વ વગરનું, જીવ વગરનું. ફાયદા વગરનું, નકામું.
असिधारा स्त्री. (धारा स्त्री. ધાર) તલવારની ધાર.
अहर्निशम् क्रि. वि. રાત દહાડો.
आत्मीय पु. स्त्री. न. પોતાનું.
काम पु. ઇચ્છા.
कियत् पु. स्त्री. न. કેટલું.
किर्मीर पु. રાક્ષસનું નામ છે.
कृपण पु. स्त्री. न. નીચ, કદરી, હલકા મનવાળું.
कृष् १ લો ગણ. પરસ્મૈ૦ ખેંચી કાઢવું; विनेप्र જોડે, વધારે ખરાબ કરવું, નરસું કરવું, કમી કરવું.
कोशागार न. કોઠાર તીજોરી.
खड्गकृष्ट पु. स्त्री. न. (खड्ग पु. તલવાર) જેણે તલવાર ખેંચી કાઢી છે તે.
खिद् ४ થો ગણ. આત્મને૦ ૬ ઠો. ગ. પરસ્મૈ૦; ખેદ પામવો, નાખુશ થવું. માઠું લાગવું.
गण्डस्थल न. હાથીનાં લમણાં.
गुल्मपाल पु. (गुल्म पु. કિલ્લો) કિલ્લાનો રક્ષક.

गृधू ૪ થો ગણ. પરસ્મૈ૦ અતિ લોભ કરવો.

चूर्ण પુ. ન. ધૂળ, ભુકો; चूर्णवत् ધૂળ જેવું.

चेत् અ. જો.

छिद् ૧૦ મો ગ. કાપી નાંખવું, ભાગ કરવા.

जैन પુ. શ્રાવક.

तत्त्ववेदिन् પુ. સ્ત્રી. ન. તત્વ જાણનાર.

दक्षिणीय પુ. સ્ત્રી ન. દક્ષિણાને પાત્ર.

ददत् दा ૩ જો. ગ. વ. કૃ. આપવું.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ.

दुष्कृत ન. દુષ્કર્મ, ઘાતકી કામ, પાપ.

द्युम्न ન. પૈસો.

निज्ज् ૨ જો, ગણ, આત્મને. प्र જોડે, ધોવું, સાફ કરવું.

नियोगिन् પુ. પ્રધાન, અમલદાર.

पान्थ પુ મુસાફર.

पाश પુ. જાળ, ફાંસ.

पीडाकर પુ. સ્ત્રી. ન. દુઃખકારક, ઇજા કરનારૂં.

पृच् ૧ લો ગણ પરસ્મૈ૦; ૨ જો ગણ આત્મને. અને ૧૦ મો ગણ सम् જોડે, સંબંધમાં આવવું, જોડાવવું, મળી જવું,

पृथग्जन પુ. હલકો માણસ. નીચ પુરૂષ.

प्रद्युम्न પુ. કામદેવ.

मङ्गल ન. કલ્યાણ, ભલું, પવિત્ર હોય તે.

मस्तक પુ. ન. માથું.

मुकुटज्योत्स्नाजल ન. ( मुकुट ન. મુગટ) મુગટોની દીપ્તિ અથવા પ્રકાશ રૂપી જળ.

मूर्धन् પુ. માથું.

यत्पाद પુ. જેનો પગ.

युज् ૪ થો ગણ. આત્મને. પોતાનું મન કબજ કરવું.

युज् ૧ લો. ગ પરસ્મૈ૦ અને ૧૦મો. ગ. જોડવું, नि જોડે, નીમવું.

राजक ન રાજ સમુદાય, સઘળા રાજાઓ

विज् ૧ લો ગણ આત્મને૦ उद् જોડે, કાંપવું, બીવું, કંટાળવું.

विप्र પુ. બ્રાહ્મણ.

वृज् ૧ લો ગણ. પરસ્મૈ૦; ૨ જો ગણ આત્મને૦ અને ૧૦ મો ગણ. દૂર રહેવું, વર્જવું.

वृजिन પુ. નિર્દય માણસ.

वृथा ક્રિ. વિ. ફોગટ, નકામું.

वृषल પુ. શુદ્ર, પાપી, વહીગયલું. માણસ.

शक्रजित् પુ. ઇન્દ્રનો જીતનાર, રાવણનો પુત્ર.

श्रि ૧ લો ગણ. પરસ્મૈ૦ આત્મને૦ आ જોડે, વળગી રહેવું. પાસે જવું. આશ્રય લેવો.

सदाचार પુ. સ્ત્રી. ન ( सत् પુ. સ્ત્રી. ન. સારૂં, आचार પુ. ચાલ ચલગત, વર્તણુક.) સારી વર્તણું કવાળુ.

सर्वाभिप्रेतहेतु પુ. (अभिप्रेत अभि+प्र સાથે इ નો કર્મણિ ભૂ. કૃ. ઇચ્છેલું.) સઘળી ઇષ્ટ વસ્તુનું (પ્રાપ્ત કરવાનું) કારણ.

सूनृत પુ. સ્ત્રી. ન. પ્રિય, આનંદકારી.

सूक्ति સ્ત્રી. સારૂં, છટાદાર, उक्ति સ્ત્રી. ( વાણી ) સારી વાણી, સારૂં વચન, ખરી રીતે પ્રસિદ્ધ કરવું તે. શુદ્ધ વિવરણ.

हिंस् ૧ લો ગણ. પરસ્મૈ૦ અને ૧૦ મો ગણ. હિંસા કરવી, નાશ કરવો.

हिंस्र પુ. સ્ત્રી. ન. ખુની, માંસાહારી.

બ્રાહ્મણ રાજા ब्राह्मणराज પુ.
ડાળી शाखा સ્ત્રી.
જનાવર पशु પુ.
મંત્રી मंत्रिन् પુ; धीसचिव પુ.
જૂદું જૂદું विविध પુ. સ્ત્રી. ન.
માંદું रुग्ण પુ. સ્ત્રી. ન.
ઓસડીઆં ओषधी સ્ત્રી.
હોદ્દો अधिकार પુ.
દયા दया સ્ત્રી; દયાથી પીગળેલું दयार्द्र પુ. સ્ત્રી. ન.
જગ્યા (હોદ્દો) पद ન.
સાકેત (શહેરનું નામ છે). साकेत ન.
હોંશીઆર चतुर પુ. સ્ત્રી. ન. कुशल પુ. સ્ત્રી. ન.
ઘણું ખરૂં प्रायेण અ. ક્રિ. વિ. प्रायः અ. ક્રિ. વિ.
વિશ્રામ મહેલ विश्राम प्रासाद પુ.
વંટોળીઓ चक्रवात પુ. झञ्झावात પુ.

## પાઠ ૧૩.

## ગણકાર્ય રહિતકાળ.

### પરોક્ષ ભૂતકાળ.

**સામાન્ય નિયમો**—કેટલાક મૂળ* ધાતુઓને, य् શિવાયના કોઈ પણ વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો ( ગણકાર્ય રહિત કાળને લગતા )

* એકજ સ્વરવાળા બીજા ધાતુઓ ( દશમા ગણના चोरय, कथय વગેરે અને પ્રેરકભેદના ) હમેશાં सेट् છે.

લગાડતાં પહેલાં इ લગાડાય છે. આવા ધાતુઓ सेट् કહેવાય છે અને બાકીના अनिट् કહેવાય છે. બીજા વર્ગના ધાતુઓ કરતાં પહેલા વર્ગના ધાતુઓ ઘણા છે પણ બીજા વર્ગના ઘણાજ જરૂરી છે અને સંસ્કૃત સાહિત્યમાં તે જ્યાં ત્યાં મળે છે ‡

‡ નીચેના શ્લોકો सेट् અને अनिट् ને છુટા પાડી સમજાવે છે તે વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવા કારણ કે મ્હોડે સહેલાઇથી કરાય છે.

ऊदॄदन्तैर्यौति रुक्ष्णु शीङ्स्नुनुक्षुश्विडीङ् श्रिभिः ।
वृङ् वृञ्भ्यां च विनैकाचोऽजन्तेषु निहताः स्मृताः ॥

સ્વર અન્ત્યે હોય એવા (ऊत અને ॠत) એટલે દીર્ઘ ऊ અને દીર્ઘ ॠ, यु અને તેની પછીના બીજા બધા ધાતુઓ શિવાયના અનુદાત્ત એક સ્વરી ધાતુઓ अनिट् કહેવાય છે. દીર્ઘ ऊ અને દીર્ઘ ॠ જેની અન્તે હોય, यु અને તેની પછીના બીજા ધાતુઓ જે એક સ્વરી છે અને જેને છેડે સ્વર આવેલ છે તે બધા सेट् છે. બાકીના બધા अनिट्. डीङ् એટલે डी ઉડવું આત્મને॰ वृञ् એટલે वृ ઉભયપદી ( ङ् એ આત્મનેપદની ને ञ् એ ઉભયપદની નિશાની છે. )

(अनिट् धातुओ). शक्ल् पच् मुचि रिच् वच् विच् सिच् प्रच्छि त्यज् निजिर् भजः । भञ्ज् भुज् भ्रस्ज् मस्जि यज् युज् रुज् रञ्ज् विजिर् स्वञ्जि सञ्ज् सृजः ॥ अद् क्षुद् खिद् छिद् तुदि नुदः पद्य भिद् विद्य तिर्विनद् । शद् सदी स्विद्यतिः स्कन्दि हदि क्रुध् क्षुधि बुध्यती । बन्धिर् युधि रुधी राधि व्यध् शुधः साधि सिध्यती ॥ मन्यहन्आप् क्षिप् छुपि तप् तिपस्तृप्यति दृप्यती । लिप् लुप् वप् शप् स्वप् सृपि यम् रभ् लभ् गम् नम् यमो रमिः ॥ क्रुशिर् दंशि दिशी दृश् मृश् रिश् रुश् लिश् विश् स्पृशः कृषिः । त्विष् तुष् द्विष् दुष् पुष्य पिष् विष् शिष् शुष् श्लिष्यतयो घसिः ॥ वसतिर् दह् दिहि दुहो नह् मिह् रुह् लिह् वहि स्तथा । अनुदात्ता हलन्तेषु धातवो द्व्यधिकं शतम् ॥

૨. પરોક્ષભૂતકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છે.

પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | अ | व | म |
| ૨જો ,, | थ | अथुस् | अ |
| ૩જો ,, | अ | अतुस् | उस् |

૩. અહિં ફક્ત थ, व, અને म, એ ત્રણ પ્રત્યયોજ इ, લે છે,

(અ) कृ, सृ, भृ, वृ, ૨ જો પુ. એ. વ. વવરિથ, स्तु, द्रु, स्रु અને श्रु એ પ્રત્યયો इ લેતા નથી.

(આ.) બીજા ધાતુઓમાં व, म અને थ લે છેજ પણ,

(ઇ) હ્રસ્વ ऋ જેને અન્તે હોય એવા अनिट् ધાતુઓમાં थ ની પૂર્વે इ આવતી નથી, જ્યારે (ઉ) અન્તે સ્વર હોય એવા अनिट् ધાતુઓ અથવા ધાતુઓજમાં अ હોય એવા अनिट् ધાતુઓ વિકલ્પે इ લે છે.

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | ए | वहे | महे |
| ૨ જો ,, | से | आथे | ध्वे |
| ૩ જો ,, | ए | आते | इरे |

૪. ત્રીજા પુરૂષ એકવચન અને બહુવચન સિવાય બીજા પ્રત્યયો ગણના બીજા વિભાગના વર્તમાન કાળમાં જે છે તેજ છે.

---

આ કારિકામાં अनिट् ધાતુઓ છે. માત્ર મેળ માટે કેટલાક ધાતુઓમાં इ ઉમેરવી પડી છે, અને કેટલાકમાં ગણની નિશાની સાથે ति લગાડેલી છે. છેલ્લી લીટીમાંનો શબ્દ अनुदात्तनो અર્થ अनिट् થાય છે.

આ કારિકામાં જે કહ્યું છે તે ગણકાર્ય રહિત કાળોમાં સામાન્ય રીતે ખરૂં છે. પણ કેટલીક ખાસ જગ્યાએ ફેરફાર કરવો પડે છે. પરોક્ષભૂતકાળમાં જે ફેરફાર કરવા પડે છે તે ઉપર બતાવ્યા છે.

કોઇ રૂપમાં अ કે आ સિવાયના બીજા કોઇ પણ સ્વર પછી ध्वे નો ढ्वे થાય છે. જ્યારે તેની પૂર્વે इ લાગે છે અને એ इ પૂર્વે य्र्ल्व् અથવા ह् આવ્યો હોય ત્યારે ઉપલો ફેરફાર વિકલ્પે થાય છે.

૫. इ લે એવા પ્રત્યયો ઉપર લખેલા આઠ ધાતુઓ સિવાયના બીજા ધાતુઓમાં ઉપર કહેલો ફેરફાર થાય છેજ.

૬. કેટલાક ધાતુઓ જેવા કે गुप् (૧ લો પરસ્મૈ૦) त्रप्, सिध् ૧ લો. માન ભેર કાઢવું, શાસન કરવું, વ્યવસ્થા કરવી, क्षम,* मृज्, क्लिन्द्, अञ्ज्, स्यन्द्, क्लृप्, गुह्, गाह्, रध्, नश्, तृप्, दृप्, गृह्, द्रुह्, मुह्, स्नुह्, स्निह्, अश्, 'વ્યાપવું' વિગેરે ગણકાર્ય રહિત કાળમાં તેમજ પરોક્ષ ભૂતકાળમાં વિકલ્પે सेट् છે. (वेट्). स्तृ (દ્વિતીય ભવિષ્યમાં सेट् જ છે વિકલ્પે सेट् નથી) सृ ર જો અને ૪ થો. धू ૫ મો અને ૯ મો વિકલ્પે सेट् છે, પણ પરોક્ષ ભૂતકાળમાં थ સિવાય બીજા બધા પ્રત્યયો પૂર્વે इ ખાસ લે છે.

૭. અંગ. અગિયારમા પાઠમાં આપેલા નિયમ પ્રમાણે સ્વરયુક્ત પ્રથમ વ્યંજનની દ્વિરૂક્તિ થાય છે. પ્રથમ અક્ષર સ્વર હોય તો તેનીજ દ્વિરૂક્તિ થાય છે પછીના વ્યંજનની થતી નથી.

૮. જ્યારે વિજાતીય સ્વર દ્વિરૂક્તિ થયલી इ કે उ પછી આવે તો इ નો इय् ને उ નો उव् થાય છે અને જ્યારે સ્વજાતીય સ્વર આવે ત્યારે બન્ને સ્વર જોડાઇ દીર્ઘ ई કે ऊ થાય છે. પરોક્ષ ભૂતકાળના અધિકારી પ્રત્યય પૂર્વે इ 'જવું' ધાતુની દ્વિરૂક્તિ થયલી इ લંબાય છે.

---

* જ્યારે આ ધાતુ इ લેતો નથી ત્યારે ૧ લો પુ. દ્વિ. અને બ. વ. ના રૂપો चक्षण्वहे, चक्षण्महे થાય છે. એટલે म् નો ण् થાય છે. નિયમ એવો છે કે અન્ત્ય म કોઇ ધાતુમાં હોય અને તેની પછી व् કે म् આવે તો તેનો न् થાય.

આ પ્રમાણે उख्–उउख् ઉપરના ૭. પ્રમાણે उओख्, નીચલા ૯. પ્રમાણે उवोख् તેમજ इष्–इइष्–इएष्–इयेष् જ્યારે ગુણ થતો નથી ત્યારે उख्–उउख्–ऊख् અને इष्–इइष्–ईष् વળી इ–इइ–ईइ અને અન્ત્ય इ નો य् થાય છે. ૧૦ મો નિયમ પાઠ ૭.

૯. પરસ્મૈપદના દ્વિવચન અને બહુ વચનના પ્રત્યયો અને આત્મનેપદના બધા પ્રત્યયો અવિકારી છે, અને પરસ્મૈપદના એક વચનમાં બધા વિકારી છે. (અ) વિકારી પ્રત્યય પૂર્વે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. (બ) અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય अ ની પહેલા પુરૂષ એકવચનમાં વિકલ્પે અને ત્રીજા પુ. એકવચનમાં ખાસ વૃદ્ધિ થાય છે. (ક) બીજા પુરૂષ એકવચનમાં અન્ત્ય સ્વરનો ગુણ થાય છે. અને ઉપાન્ત્ય अ જેમનો તેમ રહે છે.

बुध् પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबोध | बुबुधिव | बुबुधिम |
| ૨ જો ,, | बुबोधिथ | बुबुधथुः | बुबुध |
| ૩ જો ,, | बुबोध | बुबुधतुः | बुबुधुः |

बुध्–बुबुध् ૭. પ્રમાણે, बुबोध् ૯. (અ) પ્રમાણે,–बुबोध, बुबुधिव (પા. ૧૩. ૩. બ.)

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबुधे | बुबुधिवहे | बुबुधिमहे |
| ૨ જો ,, | बुबुधिषे | बुबुधाथे | बुबुधिध्वे |
| ૩ જો ,, | बुबुधे | बुबुधाते | बुबुधिरे |

कृ પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चकार–चकर | चकृव | चकृम |
| ૨ જો ,, | चकर्थ | चक्रथुः | चक्र |
| ૩ જો ,, | चकार | चक्रतुः | चक्रुः |

कृ–कृकृ–चकृ (૯ મો, બ) चकार्–चकर्–चकृव, चकर्थ વિગેરે. (૩. અ).

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चक्रे | चक्रवहे | चक्रमहे |
| ૨ જો ,, | चक्रषे | चक्राथे | चक्रुढ्वे |
| ૩ જો ,, | चक्रे | चक्राते | चक्रिरे |

ढ्वे માટે જુઓ ૪થો પાઠ ૧૩ મો.

नी પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | निनाय–निनय | निन्यिव | निन्यिम |
| ૨ જો ,, | निनयिथ–निनेथ | निन्यथुः | निन्य |
| ૩ જો ,, | निनाय | निन्यतुः | निन्युः |

नी–नीनी (૭ મો. નિયમ), निनी ( ૨. જો નિયમ પા. ૧૧ ) निनै (૯. નિયમ. અ.) निनाय ૩ જો પુ. એ. વ. निनी–निन्यतुः (નિ ૧. પા. ૧૧) निनयिथ–निनेथ ( પા. ૧૩. ૩. (ક) ૯ (ઇ). આત્મને૦ ૧. પુ. निन्ये–निन्यिवहे–निन्यिमहे. गद् ૩. પુ. जगाद–जगदतुः–जगदुः

૧૦. પૂર્વે જોડાક્ષર હોય એવા અન્ત્ય ऋ વાળા ધાતુઓ તેમજ દીર્ઘ ॠ અન્તે હોય એવા ધાતુઓ અને जागृ અને ऋ ધાતુઓમાં અન્ત્ય સ્વરનો ગુણ થાય છે, એટલે અવિકારી પ્રત્યય પૂર્વે તેનો अर् થાય છે, शॄ, दॄ, पॄ. માં વિકલ્પે થાય છે. અને જ્યારે આ ધાતુઓ- માં ગુણ થતો નથી ત્યારે તેમનો સ્વર હ્રસ્વ થાય છે. ऋच्छ् માં પ્રથમાક્ષરનો ગુણ થાય છે.

स्मृ.

| | એ. વ. | બ. વ. | દ્વિ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सस्मार–सस्मर | सस्मरिव | सस्मरिम |
| ૨ જો ,, | सस्मर्थ | सस्मरथुः | सस्मर |
| ૩ જો ,, | सस्मार | सस्मरतुः | सस्मरुः |

(૨ જો નિયમ (ક) પા. ૧૧ મો અને ૩ જો (બ) અને ક પાઠ ૧૩ મો જોવો.

शशार, शशरतुः–शश्रतुः, शशरुः–शश्रुः ઇત્યાદિ.

૧૧. છઠ્ઠા ગણના કેટલાક ધાતુઓ જેવાકે कुट्, स्फुट्, त्रुट्, स्फुर्, नू, અને धू પરોક્ષભૂતકાળના ૧ પુ. એ. વ. અને ૩ પુ. એ. વ પ્રેરક ભેદનો अय, અને અનદ્યતન ભૂત કાળના કર્મણિ ૩. પુ. એ. વ. નો इ શિવાય બીજા કોઇ પણ વિકારી પ્રત્યય પૂર્વે ગુણ કે વૃદ્ધિ લેતા નથી. तुत्रोट ( ૩. પુ. એ. વ. ) तुत्रुटिथ પરોક્ષ ભૂતકાળમાં ૧ લા. એક વચનમાં જે ધાતુઓ વૃદ્ધિ લઇ શકે એવા છે તે ધાતુઓ વૃદ્ધિ વિકલ્પે લે છે પણ ગુણ લેતા નથી, બીજા વિકલ્પે ગુણ લે છે नुनाव,–नुनुव; चुकोट–चुकुट.

૧૨. કેટલાક ધાતુઓ જેવાકે अस् અને ब्रू ખંડિત છે. અને તેઓના ગણ કાર્ય રહિત કાળમાં રૂપજ નથી.

૧૩. आ અન્તે હોય એવા ધાતુઓમાં ( अ ) ૧ લો અને ૩ જો પુ. એ. વ. પરસ્મૈપદમાં अ પ્રત્યયને બદલે औ આવે છે. ( બ ) સ્વરથી શરૂ થતા અવિકારી પ્રત્યયો પૂર્વે અને इ લે એવા પ્રત્યયો પૂર્વે અન્ત્ય आનો લોપ થાય છે.

ज्ञा

| | એ. વ. | બ. વ. | દ્વિ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जज्ञौ | जज्ञिव | जज्ञिम |
| ૨ જો ,, | जज्ञिथ–जज्ञाथ | जज्ञथुः | जज्ञ |
| ૩ જો ,, | जज्ञौ | जज्ञतुः | जज्ञुः |

ज्ञा–जज्ञा. अनो औ થતાં जज्ञौ. इथ પૂર્વે आનો લોપ થતાં તેમજ સ્વર પ્રત્યય પૂર્વે લોપ થતાં जज्ञ+इथ=जज्ञिथ અને जज्ञथुः

૧૪. ગણ કાર્યવાળા ધાતુઓ અને વર્તમાન કૃદંતના પ્રત્યય શિવાય બીજા પ્રત્યય પૂર્વે ધાતુઓનો અન્ત્ય ए, ऐ, ओने બદલે आ મૂકાય છે ग्लै ૩ પુ. जग्लौ–जग्लतुः–जग्लुः ૨ પુ. जग्लिथ–जग्लाथ વિગેરે.

૧૫. (અ) પરોક્ષ ભૂતકાળમાં भूની દ્વિરૂક્તિ થતાં बभूव રૂપ થાય છે.

(બ) जि ના ज् નો ग् થાય છે, हि ના ह् નો घ् થાય છે અને चि ના च् નો વિકલ્પે क् થાય છે.

बभूव, बभूविथ; जिगाय–जिगय, जिग्यिव, जिगेथ–जिगयिथ (૩ જો ) जिघाय; चिकाय કે चिचाय.

૧૬. સ્વરથી શરૂ થતા અવિકારી પ્રત્યય પૂર્વે गम, हन्, जन, खन्, घस्, ધાતુઓમાંના ઉપાન્ત્ય अ નો લોપ થાય છે. ह् નો घ् બધી જગ્યાએ થાય છે. जन् અને घस् માં अ નો લોપ થતાં તેઓ ज्ञ् અને क्ष् અનુક્રમે થાય છે.

हन्

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | जघान–जघन | जघ्निव | जघ्निम |
| ૨ જો ,, | जघनिथ–जघन्थ | जघ्नथुः | जघ्न |
| ૩ જો ,, | जघान | जघ्नतुः | जघ्नुः |

૧૭. इ+अधि ' અભ્યાસ કરવો ' નું પ્રત્યય રહિત રૂપ પરોક્ષ ભૂતકાળમાં अधिजगा થાય છે; अधिजगे–अधिजगाते–अधिजगिरे વિગેરે.

૧૮. (અ) सृज् અને दृश् માં ऋ ને બદલે र् થાય છે એટલે स्रज् ને द्रश् થાય છે, પણ આ ફેરફાર જ્યારે તેની પછી વ્યંજનથી શરૂ થતો વિકારી પ્રત્યય આવ્યો ત્યારે થાય છે. (બ). આ ધાતુઓમાં थ પૂર્વે इ વિકલ્પે મૂકાય છે. सृज्–ससृज्–सस्रज्–सस्रज्+थ–सस्रज्+थ (ઉપર જુઓ) सस्रष्+थ ( ૯ નિ. પાઠ ૯. ) सस्रष्+ठ પહેલી ચોપડી પ્રમાણે सस्रष्ठ. તેજ પ્રમાણે दद्रष्ठ. વળી ससर्जिथ અને ददर्शिथ પણ થાય છે. प्रच्छ–पप्रच्छिथ पप्रष्ठ (૩ જો નિયમ પાઠ ૧૩ મો).

૧૯. अनिट् ધાતુઓ જેમાં ऋ ઉપાન્ત્ય હોય તે ધાતુઓમાં શેષ વ્યંજનથી શરૂ થતો વિકારી પ્રત્યય પૂર્વે તે ऋનો र् થાય છે. જેમકે दद्रष्ठ અથવા ददर्थ. तत्रप्ठ અથવા ततर्प्थ વળી ददर्पिथ અને ततर्पिथ.

૨૦. अद् ને બદલે પરોક્ષ ભૂતકાળમાં વિકલ્પે घस् થાય છે. અને જ્યારે घस् થાય છે ત્યારે थ પૂર્વે इ घस्માં ખાસ આવે છે; અવિકારક પ્રત્યયોથી કેવાં રૂપ થાય છે તે માટે ૧૬ મો નિયમ જોવો.

२१. परोक्ष भूतकाळ એવું બતાવે છે કે ક્રિયાને બન્યાને બહુ વખત થઇ ગયો છે. અથવા તો કહેનાર માણસે તે ક્રિયા થતી જોઇ નથી. સામાન્ય રીતે આ કાળ ઘણા પ્રાચીન સમયની કથા કહેવા માટે વપરાય છે, અને પહેલા પુરૂષમાં બોલનારે જે વાત બેશુદ્ધિમાં કરી હોય અથવા તો તે કોઇવાત ઉંધું બોલી છુપાવવા માગતો હોય તો તે બતાવવામાં વપરાય છે.

---

बहु जगद् पुरस्तात्तस्य मत्ता किलाहम ।
भुक्तं त्वया कलिङ्गेषु । नाहं कलिङ्गाञ्जगाम ।

पुरा किल दुष्यन्तो नाम राजा बभूव । स एकदा मृगयां कर्तुं वनमियाय । तं तस्य सैनिका अमात्याश्चानुजग्मुः । तस्मिन्कानने दुष्यन्तो बहून्मृगाञ्जघान । एकं मृगं पलायमानमनुसरन्मार्गे दिव्याश्रमपदं ददर्श । तस्य सैनिकाः पूर्वस्मिन्नेव स्थाने तस्थुः । कण्वस्यायमृषेराश्रम इति ज्ञात्वा तं प्रविवेश । प्रविश्य च को नु भो अत्रेति पप्रच्छ । कण्वस्य कृतिका दुहिता शकुन्तलाश्रमाद्बहिरागत्य दुष्यन्तं स्वागतं व्याजहार । शकुन्तलां चारुसर्वाङ्गीं दृष्ट्वा दुष्यन्तस्तां चकमे । तस्याः पाणिं गान्धर्वेण विधिना राजा जग्राह । अनन्तरं कंचित्कालं तावुभौ तस्मिन्नाश्रमे चिक्रीडतुः । रममाणं राजानं प्रेक्ष्य सैनिकाः पुरं निववृतिरे । राजापि पश्चात्स्वं नगरमुपययौ ।

कियद्वसु ब्राह्मणेभ्यो यूयं दद । न वयं तेभ्यः किंचिद्ददिम।
उन्मादं वीक्ष्य पद्मानां कुमुदानां च मन्दताम् ।
क्षणिकत्वं विभूतीनां चेतसा निश्चिकाय सः ॥
शुश्राव रामस्तत्सर्वं प्रतस्थे च ससैनिकः ॥
तस्तनुर्जज्वलुर्मम्लुर्जग्लुर्लुलुठिरे क्षताः ।
मुमूर्च्छुर्ववमू रक्तं ततृषुश्चोभये भटाः ॥

जम्बुमाली जहौ प्राणान् प्राण्णा मारुतिना हतः ॥
बभाण स न मे मायां जिगायेन्द्रोऽपि किं नृभिः ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. ગાધિ નામના રાજાએ ભૃગુના છોકરા ઋચીકને પોતાની છોકરી આપી ( दा ).

૨. તેણે જમદગ્નિ નામના છોકરાને જન્મ આપ્યો ( सू ).

૩. જમદગ્નિ રેણુકાને પરણ્યો ( नी+परि ).*

૪. તેની ખરાબ ચાલ માટે તે એક વખત ગુસ્સે થયો ( कुप् ), અને પોતાના છોકરાઓને તેને મારી નાખવા ફરમાવ્યું ( दिश् ).

૫. સૌથી નાના છોકરા પરશુરામ સિવાય તે કામ કોઇએ કર્યું નહિ ( कृ ).

૬. પોતાની કુહાડીથી તેનું માથું તેણે કાપી નાખ્યું ( छिद् ).

૭. જમદગ્નિ એ કામથી ખુશી થયા ( तुष् ) અને કહ્યું, "પુત્ર, તું વર માગ. ( धा+अभि ).

૮. પરશુરામે વિનંતિ કરી કે ( वृ ) મારી મા જીવતી થાય અને તેના પાપથી છૂટે.

૯. ત્યારે જમદગ્નિએ કહ્યું ( ह્ આત્મને૦+वि અને आ ) "તેમ થાઓ" અને રેણુકા જીવતી ઉઠી ( स्था+उद् ).

---

*नद्, नट्, १० ग. नाथ्, नाध्, नन्द् नक्, नृ અને नृत् સિવાયના न્થી શરૂ થતા ધાતુઓમાં र् વાળો ઉપસર્ગ પૂર્વે આવતા ननो ण् થાય છે. र् અને ननी વચ્ચે પહેલી ચોપડીમાં नનો ण् થાય એ નિયમમાં આપેલાજ અક્ષર આવી શકે. કેટલાકના મત પ્રમાણે नाध्, नृ અને नर्द् એ અપવાદમાં ગણાતા નથી.

૧૦. કેટલાક વખત પછી કાર્તવીર્ય નામે રાજા તે આશ્રમે આવ્યો. (गम्+आ).

૧૧. તેણે અને તેના સિપાઇઓએ સઘળાં ઝાડ કાપી નાંખ્યાં (भञ्ज्) જમીન વેરાન કરી (उत्सन्नांकृ) અને ઋષિની ગાયો લઇ ગયો. (हृ+अप). પરશુરામ ઘેર હતા નહિ (भू), જ્યારે તે આવ્યા ત્યારે કાર્તવીર્ય સાથે લડયા (युध्) અને તેને મારી નાખ્યો. (हन्).

૧૨. જ્યારે કાર્તવીર્યના છોકરાઓએ આ સાંભળ્યું ત્યારે (श्रु) તેઓ ગુસ્સે થયા (क्रुध्) અને તે આશ્રમે આવ્યા. (गम्).

૧૩. જમદગ્નિને એકલા દેખી તેના પર તીર નાંખ્યા (क्षिप् કે मुच्) અને તેને મારી નાખ્યા.

૧૪. જ્યારે પરશુરામ ઘેર આવ્યા (वृत+नि) ત્યારે તે ગુસ્સે થયા અને ક્ષત્રિય વંશનું નિકંદન કાઢવા નિશ્ચય કર્યો (चि+निस).

૧૫. કાર્તવીર્યના છોકરાઓને તેણે પૂછ્યું કે "તમે મારા પિતાને મારી નાખ્યા", તેઓએ કહ્યું "ના અમે તેને મારી નાખ્યાજ નથી." (गद्)

૧૬. પણ પરશુરામે જાણ્યું (ज्ञा) કે તે ગુન્હેગાર હતા અને તેઓને તેમજ બીજા ક્ષત્રિયોને મારી નાખ્યા.



## શબ્દકોશ ૧૩.

उख् ૧૦ ગ. પ. જવું.
उन्माद પુ. હર્ષ, પ્રફુલ્લિત થવું તે, વિકાસ.
उपरि ક્રિ. વિ. ઉપર.
उभय સર્વ. પુ. સ્ત્રી. ન. બન્ને પક્ષને લગતું.
एकदा ક્રિ. વિ. અ. એકવાર.
कण्व પુ. ઋષિનું નામ છે.

कम् ૧૦ ગ* આ. ચાહવું. પ્રીતિ કરવી.
कलिङ्ग પુ. દેશનું નામ છે.
कानन ન. જંગલ.
कुमुद ન. રાતે ખીલતું કમળ.
कृतिका સ્ત્રી. દત્તક લીધેલી છોકરી.
क्रुध् ૪ ગ. પરસ્મૈ. ગુસ્સે થવું.
क्षणिकत्व ન. ક્ષણવાર હોવું તે.
क्षत, क्षण् નો કર્મણિ ભૂ. કૃ. ઘાયલ થએલું.
गद् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.
गान्धर्व પુ. એક જાતની પરણવાની રીત. આ રીતે સ્ત્રી અને પુરૂષની માંહોમાંહેની કબુલાતથી પરણાય છે.
×गुप् ૧ ગ. રક્ષણ કરવું.
ग्रावन પુ. પત્થર.
घस् ૧ ગ. પરસ્મૈ૦ ખાવું.
चारुसर्वाङ्गी સ્ત્રી (चारु સુંદર, सर्वाङ्ग સઘળાં અવયવો). જેના બધા અંગ સુંદર છે એવી સ્ત્રી.
निस्+चि નક્કી કરવું, નિશ્ચય કરવો.
जम्बुमालिन् પુ. રાક્ષસનું નામ છે.
ज्वल् ૧ ગ. પરસ્મૈ૦ પ્રકાશવું.
तृप् ૪ ગ. પરસ્મૈ૦ તરસ લાગવી.
दिव्याश्रमपद ન.(दिव्य સ્વર્ગના જેવું. आश्रमपद ન. આશ્રમ) સુંદર આશ્રમ.
दृप् ૪ ગ. પરસ્મૈ૦ ગર્વ ધરવો.
द्रु ૧ ગ. પરસ્મૈ૦ દોડવું.
नु અ. શક અથવા અટકાવ બતાવનાર અવ્યય.
पद्म ન. દિવસે ખીલતું કમળ.
पलायमान (परा જોડે अय् ૧ ગ. આ. "જવું"નો વર્તમાન કૃદન્ત. रा નો ला થાય છે.) દોડતું.
पुरस्तात् ક્રિ. વિ. સામે.
पूर्व સર્વ. પહેલું.
बहिस् ક્રિ. વિ. બહારનું.
भण् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.

---

* ગણકાર્ય રહિત કાળમાં ૧૦ ગણનો अय આ ધાતુમાં વિકલ્પે થાય છે. આ ધાતુના બીજા બધા ધાતુઓમાં अय કાયમ રહે છે પણ તેનો અન્ત્ય अ લોપાય છે. આ ફેરફાર પરસ્મૈ૦ અને આત્મને૦ સિવાય બીજા બધા (ગણકાર્ય રહિતકાળ) અને અર્થમાં આ ગણના ધાતુમાં કાયમ રહે છે.

× આ ધાતુ અને બીજા ધાતુઓ પહેલા પાઠમાં આપ્યા છે તેમાં ગણકાર્ય રહિતકાળ અને અર્થમાં आय् વિકલ્પે લગાડાય છે.

मन्दता સ્ત્રી. ધીમાપણું. સુસ્તી.
मत्त, मद् નું ભૂ કૃ. ઉન્મત્ત.
माया સ્ત્રી. લુચ્ચાઇ, જાદુ જેવું.
मूर्च्छ् ૧ ગ. પરસ્મૈ૦ થાકી જવું, બેભાન થવું.
मृगया સ્ત્રી. શિકાર.
म्लै ૧ ગ. પરસ્મૈ૦ ચીમળાવવું. નરમ થવું.
रक्त ન. લોહી.
रध्+ ૪ ગ. પરસ્મૈ૦ ઇજા કરવી.
लुट् ૧ ગ. આત્મને૦ આળોટવું.
वम् ૧ ગ. પરસ્મૈ૦ ઓકવું, ઉલટી કરવી.
विभूति સ્ત્રી. પૈસો, ચઢતી સ્થિતિ.
ससैनिक પુ. સ્ત્રી. ન. સિપાઇઓ સાથે.
सिध् ૧ ગ. પરસ્મૈ૦ નિયમિત કરવું, સારા નીકળવું.
स्तन् ૧ ગ. પરસ્મૈ૦ રડવું, ગાજ વીજ કરવી.
स्निह् ૪ ગ. પરસ્મૈ૦ સ્નેહ રાખવો.
स्नु ૨ ગ. પરસ્મૈ૦ વહેવું.
स्वृ ૧ ગ. પરસ્મૈ૦ અવાજ કરવો.
हत, हन् નો કર્મણિ. ભૂ. કૃ. મરાયલું.

---

અવિવેક व्यभिचार પુ.
ઋચીક ( ऋचीकનું નામ છે ) કદી નહીં ऋचीक પુ. नैव અ, કાર્તવીર્ય न कर्हिचित् અ. (એક રાજાનું નામ છે. એને પરશુરામે મારી હતો) कार्तवीर्य પુ.
કુહાડી परशु પુ.
ગાધિ (રાજાનું નામ છે) गाधि પુ.
ઘણું भृशम् ક્રિ. વિ.
છુટી मुक्त. मुच् નો કર્મણિ ભૂ. કૃ; मुक्ता સ્ત્રી; છુટા થવું मुच् (કર્મણિ રૂપ વાપરો).
જડ મૂળથી કાપી નાંખવું मूल् ૧૦ ગ. उद् જોડે. उन्मूलयितुम् હેત્વર્થ કૃદન્ત.
જમદગ્નિ ( ઋષિનું નામ છે ) जमदग्नि પુ.
જીવતી जीवन्ती. जीव् નો કર્તરિ

---

+ સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે रध् અને जभ्માંના अ પછી न् ઉમેરાય છે; જેમકે ररन्ध (પરોક્ષ ભૂ કા. ૩ જો એકવચન) અહીં સ્વરની વૃદ્ધિ થતી નથી કારણ કે न् ઉમેરાય છે ત્યારે તે ઉપાન્ત્ય હોતો નથી. रध्માં અદ્યતન ભુતકાળમાં न् ઉમેરાતો નથી તેમને પરોક્ષ ભૂતકાળ સિવાય જ્યારે इ લે છે ત્યારે પણ ઉમેરાતો નથી.

વર્તમાન કૃદન્ત. સ્ત્રી. सजीवा સ્ત્રી. (जीव પુ. જીંદગી, અને स [सह ને ઠેકાણે] અ. સાથે) નામનું નામ અ; नाम्ना તૃ. એ. (नामन् શબ્દ ઉપરથી).
નાનામાં નાનુ कनिष्ठ પુ. સ્ત્રી. ન.
પાછાં જીવતાં થવું जीव्, पुनर् જોડે.
ભૃગુ (ઋષિનું નામ છે) भृगु પુ.
રેણુકા (જમદગ્નિની વહુ અને પરશુરામની મા) रेणुका સ્ત્રી.
શિવાય ऋते અ. (પંચમી લે છે).

---

# પાઠ ૧૪.

## પરોક્ષ ભૂતકાળ (ચાલુ).

૧. જ્યારે ધાતુમાં બે સાદા વ્યંજનની વચ્ચે अ હોય અને ધાતુનો વ્યંજન દ્વિરૂક્ત થયો ન હોય ત્યારે अ ને બદલે ए મૂકાય છે, અને અવિકારી પ્રત્યય પૂર્વે દ્વિરૂક્ત થતો સ્વરયુક્ત વ્યંજન લોપાય છે, તેમજ પરસ્મૈપદના બીજા પુરૂષ બહુવચનના थ પ્રત્યય પૂર્વે જ્યારે તે इ લે છે ત્યારે તે લોપાય છે.

तन्

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ततान–ततन | तेनिव | तेनिम |
| ૨ જો ,, | तेनिथ | तेनथुः | तेन |
| ૩ જો ,, | ततान | तेनतुः | तेनुः |

तन् ધાતુમાં ઉપરના બધા નિયમો આવી જાય છે. नन्द्‌માં બધા નિયમો આવતા નથી, કારણ કે એમાં જોડાક્ષર છે, અને गद् અને भण् માં પણ તેમજ છે, કારણકે દ્વિરૂક્ત થતા સ્વરયુક્ત વ્યંજનમાં ज् અને ब् અનુક્રમે દ્વિરૂક્ત થાય છે. તેથી આ પ્રમાણે રૂપો થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૩ પુ. | ननन्द | ननन्दतुः | ननन्दुः |
| ,, | जगाद | जगदतुः | जगदुः |
| ,, | बभाण | बभणतुः | बभणुः |

પણ नेन्वतुः, गेदतुः, मेणतुः થતાં નથી.

૨ જો પુરૂષ એકવચનમાં पचनुं पेपिथ पपक्थ થાય છે, थ, इ વિકલ્પે લે છે (જુઓ ૩ ૪, પાઠ ૧૩).

જ્યારે इ લે છે ત્યારે ઉપલો ફેરફાર થાય છે. અને જ્યારે इ નથી લેતો ત્યારે નથી થતો, च् નો क् થાય છે (જુઓ માર્ગો ૫૦. પા. ૨૫)

૨. तॄ, फल्, भज्, त्रप्, અને राध् ૫ મો ગણ. (જ્યારે ગુન્હો કરવો એવા અર્થમાં વપરાય છે. ત્યારે) આટલા ધાતુઓમાં अ અથવા आनो ઉપર પ્રમાણે ए થાય છે, અને जॄ, भ्रम्, त्रस् फण्, राज्, भ्राज्, भ्राश्, म्लाश्, स्यम् અને स्वन् માં વિકલ્પે થાય છે.

જે ધાતુઓ ઉપર લખ્યા છે, તેને સામાન્ય નિયમ ૧ લાગતો નથી. तॄ–ततॄ (૧૧ મો પાઠ, ૨ જો નિયમ). ततर्+अतुः (૧૩ મો પાઠ ૧૦ મો નિયમ). અને ઉપર પ્રમાણે तेरतुः તેમજ त्रेपे, त्रेपाते ઇત્યાદિ. बभ्राम–(बभ्रमतुः કે भ्रमतुः)–बभ्रमुः કે भ्रमुः.

૩. व् થી શરૂ થતા ધાતુઓ અને शश् અને दद् માં આ ફેરફાર થતો નથી. वम् ૩ પુ. ववाम–ववमतु.–ववमुः

૪. સામાન્ય રીતે અવિકારક પ્રત્યયો પૂર્વે નીચેના ધાતુઓ; અને કેટલાક બીજા ધાતુઓ यु, वु, ને र्, ને બદલે इ, उ, ને ऋ લે છે. वच्, यज्, वप्, वह्, वस्, ૧ લો ગણ. वे, व्ये, ह्वे, श्वि, वद्, स्वप्, ज्या, वश्, व्यच्, प्रच्छ्, व्रश्च्, भ्रस्ज्, ग्रह् અને व्यध्...; પરોક્ષ ભૂતકાળમાં प्रच्छ्, व्रश्च् ने भ्रस्जने આ ટીપમાંથી કાઢી નાંખવાના છે. આ ફેરફાર संप्रसारण નામે ઓળખાય છે.

૫. પરોક્ષ ભૂતકાળના વિકારી પ્રત્યય પૂર્વે દ્વિરૂક્ત સ્વરયુક્ત વ્યંજનમાંજ સંપ્રસારણ થાય છે. અને व्यध् માં वि એ દ્વિરૂક્ત છે.

૬. સંપ્રસારણ પછીનો સ્વર લોપાય છે.

૭. જ્યારે જોડાક્ષરમાં એક અક્ષર સંપ્રસારણ લે, એમ હોય ત્યારે છેલ્લો અક્ષરજ સંપ્રસારણ લે છે.

यज्

| | પરસ્મૈ૦ | | | આત્મને૦ | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| ૧લો પુ. | इयाज–इयज | ईजिव | ईजिम | ईजे | ईजिवहे | ईजिमहे |
| ૨જો ,, | इयजिथ-इयष्ठ | ईजथुः | ईज | ईजिषे | ईजाथे | ईजिध्वे |
| ૩જો ,, | इयाज | ईजतुः | ईजुः | ईजे | ईजाते | ईजिरे |

यज्–ययज्–इअयज् ૫. પ્રમાણે, इयज् ૬. પ્રમાણે, इयाज्. यज –इज् ૪, ને ૬, પ્રમાણે, इइज्–ईज्+अतुः–ईजतुः यज्–इयजिथ અથવા इयज+थ પાઠ ૧૩મો इयष्+थ ૯ મો નિયમ. इयष्+ठ–इयष्ठ માર્ગોપ૦ ૨૦ પૃ.* પ્રમાણે. व्यध्–व्यव्यध्–विअव्यध् ૫. ને ૭ પ્રમાણે विव्यध् ૬. પ્રમાણે विव्याध्. स्वप्–स्वस्वप्–सुस्वप्–सुष्वप्+अ–सुष्वाप्. व्यध्–विध्–विविध्+अतुः–विविधतुः. स्वप्–सुप्–सुषुप्+अतुः सुषुपतुः. वच् પરસ્મૈ૦ ૩. પુ. उवाच–ऊचतुः–ऊचुः–૨. પુ. એ. વ. उवचिथ કે उवक्थ. આત્મને૦ ऊचे–ऊचाते ઇત્યાદિ.

૧. (અ) द्रुह्, मुह्, स्नुह् અને स्निह्માં જ્યારે ह् ની પછી અનુનાસિક, અન્તઃસ્થ સિવાયનો કોઇપણ વ્યંજન આવે અથવા તો કંઇપણ ન આવે તો ह् નો घ् અથવા ढ् થાય છે.

मुमोहिथ, मुमोह्+थ ( ૬ થો નિયમ પાઠ ૧૩ મો )=मुमोढ्+थ અથવા मुमोघ्+थ मुमोढ અથવા मुमोग्ध.

(બ). ઉપલી સ્થિતિએ नह् માંના અન્ત્ય ह् નો ध् થાય છે; नेहिथ અને ननह्+थ=ननध्+थ=ननद्ध.

---

* ગણકાર્યવાન કાળોમાં અવિકારી પ્રત્યયો પૂર્વે અનુક્રમે ઉપલા પહેલા અગિયાર ધાતુઓમાં આ ફેરફાર કાયમ નથી.

૨. ૯ પાઠના સામાન્ય ૩ જા નિયમ પ્રમાણે, જ્યારે वह् ના
[.ह् નો લોપ થાય છે, ત્યારે પૂર્વના अ અથવા आ નો ओ થાય છે.

वह्–ववह्–उवह्+थ–उवह्+थ (૯ મા પાઠ પ્રમાણે) उवह्+ध
૨ પ્રમાણે उवढ्+ढ ૯ મો પાઠ उवढ પણ આ નિયમ પ્રમાણે उवोढ
થાય છે. પણ उवढ નહિ.

૮. (અ) वे પરસ્મૈ૦ અને આત્મનેપદમાં પરોક્ષ ભૂતકાળના
વિકારી પ્રત્યય પૂર્વે उवय् તે ऊय् અથવા ऊव् રૂપ અવિકારી પ્રત્યય
પૂર્વે લે છે, અને व्ये પરસ્મૈ૦ અને આત્મને૦ 'ઢાંકવું' નું विव्यय्
વિકારી પ્રત્યય પૂર્વે અને विवी અવિકારી પ્રત્યય પૂર્વે થાય છે. वय्
માં थ પહેલાં इ આવે છે.

નહિ તો ૧૩ મા પાઠના ૧૪ મા નિયમ પ્રમાણે કરવું પડત.
व्ये–व्येव्ये–वृ–इएव्ये ૭ મો. विव्ये ૬ ઠો. પ્રમાણે विव्यै+अ–विव्याय.
તેજ પ્રમાણે वे ના વિકારી રૂપ.

(બ). ह्वे પરસ્મૈ૦ અને આત્મને૦ 'બોલાવવું' નાં પરોક્ષ ભૂત-
કાળના બધા રૂપોમાં हु થાય છે. અને श्वि નો शु થાય છે.

એટલે પરોક્ષ ભૂતકાળના બધા વિકારી પ્રત્યયો પૂર્વે સંપ્રસારણ
લે છે. ह्वे हुउए–हु.

(ક) वे અને श्वि ના રૂપો પણ આપેલા અંગ પ્રમાણે થાય
છે. वे–वा ૧૩ મો પાઠ ૧૪ મો નિયમ. ववा–ववौ–ववतुः–ववुः ૧૩
મો પાઠ, ૧૩ મો નિયમ.

૯. अद्. ऋ અને व्येમાં थ પહેલાં इ ખાસ આવે છે. ૨. પુ.
એ. વ. आरिथ ૩. પુ. आर–आरतुः–आरुः.

૧૦. मस्ज् અને नश् ધાતુમાં વ્યંજનથી શરૂ થતા વિકારી પ્ર-
ત્યય પૂર્વે अ પછી न् ઉમેરાય છે. એટલે ननंष्ठ અહિં थ પૂર્વે इ
આવતી નથી.

૧૧. (અ). જો દ્વિરૂક્ત સ્વરયુક્ત વ્યંજનમાં अज હોય તો अ લંબાય છે.

(બ). अथी શરૂ થતા ધાતુઓ અને જોડાક્ષર અન્તે હોય એવા ધાતુઓ, અને ऋથી શરૂ થતા ધાતુઓ, તેમજ अश् વ્યાપવું, દ્વિરૂક્ત થતા સ્વરયુક્ત વ્યંજન પછી न् લે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| अर्द् ૩ પુ. | आनर्द | आनर्दतुः | आनर्दुः |
| अन्त ,, | आनन्त | आनन्ततुः | आनन्तुः |
| ऋज् ,, | आनृजे | आनृजाते | आनृजिरे |

૧૨. (અ). अ કે आ સિવાયના કોઇપણ દીર્ઘ સ્વરથી શરૂ થતા અથવા તો હ્રસ્વ હોય કે હ્રસ્વ પછી જોડાક્ષર આવે એવા ધાતુઓનાં પરોક્ષ ભૂતકાળના રૂપો ધાતુને आम् લગાડીને कृ, भू, કે अस्નાં પરોક્ષ ભૂતકાળનાં રૂપ લગાડયાથી થાય છે. ऋच्छ् માંજ ફક્ત આ પ્રમાણે થતું નથી. (બ) ૧૦ મા ગણના ધાતુઓ, પ્રેરક ભેદના, ઇચ્છા દર્શક ભેદના, અને બીજા સાધિત ધાતુઓના અથવા સામાન્ય રીતે એકથી વધારે સ્વરવાળા ધાતુઓના પરોક્ષ ભૂતકાળના રૂપ આ રીતે થાય છે, આ રૂપ आम् યુક્ત પરોક્ષ ભૂતકાળ કહેવાય છે. (ક). જ્યારે ધાતુ આત્મનેપદનો હોય છે ત્યારે આત્મનેપદના कृ ના રૂપ લાગે. પરસ્મૈ, હોય તો પરસ્મૈપદના લાગે.

ईश् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ईशांचक्रे | ईशांचकृवहे | ईशांचकृमहे |
| ૨ જો ,, | ईशांचकृषे | ईशांचक्राथे | ईशांचकृढ्वे |
| ૩ જો ,, | ईशांचक्रे | ईशांचक्राते | ईशांचक्रिरे |

બીજા રૂપ ईशामास, ईशांबभूव વિગેરે.

कथ् १० मो गण. परस्मै०

| | | | |
|---|---|---|---|
| १ लो पु. | कथयांचकार–चकर | कथयांचकृव | कथयांचकृम |
| २ जो ,, | कथयांचकर्थ | कथयांचक्रथुः | कथयांचक्र |
| ३ जो ,, | कथयांचकार | कथयांचक्रतुः | कथयांचक्रुः |

આત્મને० માં कथयांचक्रे વિગેરે.

१३. (અ) दय्, अय्, कास्, અને आस् ધાતુઓ आम् યુક્ત પરોક્ષ ભૂતકાળનાજ રૂપ લે છે, અને उष्, विद् અને जागृ વિકલ્પે પામે છે.

(બ). भी, ह्री, भृ અને हु આ ધાતુઓમાં વિકલ્પે થાય પણ આ ધાતુઓનું અંગ ૩ જા ગણુના રૂપની પેઠે દ્વિરૂક્ત થાય છે, અને પછી आम् અને સહાયક ક્રિયાપદના રૂપ લાગે છે.

१४. आम् એ વિકારી પ્રત્યય છે. તેથી અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વસ્વર (विद् સિવાય) નો એ પ્રત્યય પહેલાં ગુણ થાય છે.

आसांचक्रे, विदांचकार અથવા विवेद. बिभयांचकार, जिह्रयांचकार, बिभरांचकार; વિગેરે.

१५. અદ્યતન ભૂતકાળ અને આશીર્વાદાર્થ શિવાય અન્ય (ગણકાર્ય રહિત કાળમાં) मृने પરસ્મૈપદના પ્રત્યયો લાગે છે. ममर्थ.

१६. કર્મણિ પરોક્ષ ભૂતકાળ આ બે પાઠમાં આપેલા નિયમાનુસાર ફેરફાર કર્યા પછી (આત્મને પદના) પ્રત્યયો લગાડવાથી થાય છે.



गतायां रात्रौ सुप्ता वयं किल बहु विलेपिम ।
युधिष्ठिरेण पृष्टो लोमशोऽगस्त्यस्य प्रभावं कथयामास ।
कृतयुगे कालेया इति विश्रुता दानवा वृत्रं समाश्रित्य मर्ही स्वर्गलोकं च भृशं पीडयांचक्रुः । नैतत्कर्तुमानर्हुस्ते ।
तान्हन्तुं सेन्द्रा विबुधा न शेकुः ।

ते ब्रह्माणमुपसंगम्योचुर्भगवन्नखिलं त्रैलोक्यं दानवैरर्द्यते किमत्र करवामहै ।

परमेष्ठ्युवाच भो देवा दधीचमृषिं गत्वा तस्यास्थीनि याचध्वम् । तेषां वज्रं कृत्वा वृत्रं हत ।

तथेति प्रतिज्ञाय ते सर्वे दधीचस्याश्रममुपययुः ।

तमृषिं देवाः प्रणेमुस्तस्यास्थीनि च ययाचिरे ।

ततः स महात्मा त्रैलोक्यस्य हितायात्मनः प्राणानुत्ससर्ज ।

तस्य परासोरस्थीनि देवा जगृहुस्त्वष्टारं च गत्वा तं* तेषामुग्रं वज्रं कारयामासुः ।

ततस्त्वष्टा शक्रमुवाचैतद्गृहीत्वा वृत्रं जहि ।

इन्द्रेण सहिता देवा रोदसी आवृत्य तिष्ठन्तं कालेयैरभिरक्षितं च वृत्रमासेदुः । तांश्च युद्धायाजुहुविरे ।

तैः सह देवानां तुमुलं युद्धं समापेदे । रजोभिः सर्वा दिशो व्यानशिरे । दानवेभ्यश्च देवा भृशं त्रेसुः ।

इतस्ततः प्रधावतां तेषां वेगं देवा दौर्बल्यान्न सेहिरे भीताश्च पलायामासुः ।

तादृशांस्तान्दृष्ट्वेन्द्रो विष्णुं शरणं वव्राज ।

ततो विष्णुरात्मनस्तेज इन्द्रे निदधे देवाश्च महर्षयश्चापि तथा विदधिरे ।

ततोरणधुरामेकोऽपीन्द्र उवाह ।

स वृत्रस्य वधाय महद्वज्रं मुमोच । तेन हतो वृत्रो भूमौ सुष्वाप ।

कोट्याकोट्या पुरद्वारमेकैकं रुरुधे द्विषाम् ॥

तत्कर्म वालिपुत्रस्य दृष्ट्वा विश्वं विसिष्मिये ।

संत्रेसू राक्षसाः सर्वे बहु मेने च राघवः ॥

सुग्रीवा मुमुदे देवा साध्वित्यूचुः सविस्मयाः । .

विभीषणोऽभितुष्टाव प्रशशंसुः प्लवंगमाः ॥
राघवो न दयांचक्रे दधुर्धैर्यं न केचन ।
मन्त्रे पतङ्गवद्वीरैर्हाहेति च विचुक्रुशे ॥
*प्राणा दध्वंसिरे गात्रं तस्तम्भे च प्रिये हते ।
उच्छ्श्वास चिराद्दीना रुरोदासौ रराम च ॥
लोहबन्धैर्बबन्धे नु वज्रेण किं विनिर्ममे ।
मनो मे न विना रामाद्यत्पुस्फोट सहस्रधा ॥
उत्तेरिथ समुद्रं त्वं मदर्थेऽरीञ् जिहिंसिथ ।
ममर्थ चातिघोरां मां§ धिग्जीवितलघूकृताम् ॥
मालिन्यं मार्जयामास चन्द्रमास्तिमिरैः कृतम् ।
खलैर्दत्तं मृषा दोषमिव सत्पुरुषः सताम् ॥

‡ऐन्द्रेण ह वै महाभिषेकेण संवर्त आङ्गिरसो मरुत्तमाविक्षितमभिषिषेच । तस्मादु मरुत्त आविक्षितः समन्तं सर्वतः पृथिवीं जयन्परीयायाश्वेन च मेध्येनेजे । ‖तदप्येष श्लोकोऽभिगीतः ।

मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे ।
आविक्षितस्यकामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥



## ગુજરાતી વાક્યો.

૧ જ્યારે કાલેયનો નેતા માર્યો ગયો, (हन् कर्मणि) ત્યારે તેઓ અર્જુનથી લડયા ( युध् ), પરંતુ દેવોએ તેમને અંતે વશ કર્યા (जि).

૨ પછી તેઓ માંહો માંહે સલાહ લેવા ભેગા થયા, ( मन्त्र् ) અથવા मन्त्रं कृ ) અને વિશ્વનો નાશ કરવાનો ઠરાવ કર્યો. (निर्+चि.)

૩ એ કાર્ય માટે બ્રાહ્મણ અને ઋષિઓનો નાશ કરવો એજ ઉત્તમ ઉપાય છે એમ ધાર્યું (मन्), કારણ કે જેઓ તે ધર્માદિ ક્રિયાઓ

( तप् કે चर् )તેમજ યજ્ઞાદિ કરતા હતા, (तन् કે आ+हृ) તેને લીધે વિશ્વ ટકી રહ્યું હતું. (आ+श्रि, अव+लम्ब).

૪ તેથી તેઓ દરીઆમાં છૂપાઇ રહ્યા, ( प्र+छद् ) અને રાતે બહાર નીકળી ( चर् ) ઘણા બ્રાહ્મણને મારી નાંખ્યા, અને બધા માણસોને દુઃખ દેવા માંડ્યું ( पीड् કે अर्द् ).

૫ વસિષ્ઠ, ભાર્ગવ, અને બીજા ઋષિઓના આશ્રમોનો ઘાણ કાઢ્યો (अव+साद् પ્રેરક) અને તેમાં કોઇ રહે નહિ એવું કર્યું, ( कृ ) અને પછી તેને બાળી નાંખ્યા ( दह् ).

૬ કોઇ પણ યજ્ઞ કરતું નહતું, ( यज् ) અને દેવો બીધા (भी કે त्रस् ).

૭ તેમને આ કોણ કરતું હતું તેની ખબર ન હતી (ज्ञा) અને તેથી વિષ્ણુ પાસે ગયા (उप+गम्) અને તેની સહાય માંગી ( याच् ).

૮ વિષ્ણુએ તેમને કહ્યું ( कथ् કે चक्ष् ) કે કાલેય નામના રાક્ષસોએ રાત્રે આ કર્યું છે, અને દિવસે દરીઆમાં છૂપાઇ રહે છે.

૯ તેણે તેમને અગસ્ત્ય પાસે જઇ ( आ+दिश् ) દરીઓ પી જવા વિનંતિ કરવા કહ્યું.

૧૦ દેવો તે ઋષિ પાસે ગયા, (उप+इ) અને તેને પ્રણામ કર્યા, (प्र+नम्) અને તેની શક્તિની પ્રશંસા કરી ( स्तु કે प्र+शंस् ).

૧૧ તેણે તેમના આગમનનું કારણ પૂછ્યું (प्रच्छ्).

૧૨ તેઓએ તે કહ્યું ( कथ् ) અને અગસ્ત્ય દરીઆ પાસ ગયા (या) અને દેવો તેમની પાછળ ગયા (इ કે या+अनु) તે દરીઓ પી ગયા (पा) અને કાલેય તેમની સંતાવાની જગ્યામાંથી બહાર ખેંચી કાઢ્યા ( आ+कृष् ).

૧૩ પછી લડાઇ થઇ ( सम+आ+पद् ) અને દેવોએ તેમને મારી નાખ્યા ( हन् ).

## શબ્દકોષ ૧૪.

अगस्त्य પુ. ઋષિનું નામ છે.
अतिघोर પુ. ન. સ્ત્રી ઘણું ભયંકર, દુષ્ટ.
अन्ततः ક્રિ. વિ. અ. આખરે.
अभिगीत કર્મણિ ભૂ. કૃ. गै ૧ લો પરસ્મૈ૦ +अभि ગવાયલું
अर्थ+प्र ૧૦ મો આત્મને૦ વિનંતી કરવી.
अर्द् ૧ લો, ૧૦ મો. દુઃખ દેવું.
अश् ૫ મો. આત્મને૦+वि વ્યાપવું.
* अस्थि ન. હાડકું.
आङ्गिरस પુ. અંગિરસનો વંશજ.
आविक्षित પુ. અવિક્ષિતનો છોકરો.
इ ૨ જો. પરસ્મૈ૦+परि, આસપાસ હોવું.
इतस्ततः ક્રિ. વિ. અ. અહીંથી તહીં.
उ અવ્યય છે.
उग्र પુ. ન. સ્ત્રી. સખત.
उष् ૧ લો પરસ્મૈ૦ બળવું.
एकैक સર્વનામ. પુ. ન. સ્ત્રી. એકએક.
ऐन्द्र પુ. સ્ત્રી. ન. ઇન્દ્રિને લગતું
कामप्रि પુ. જેની ઇચ્છાઓ પુરી પડી છે તે.
कारय कृનું પ્રેરક રૂપ. કરાવવું.
कालेय પુ. રાક્ષસનું નામ છે.
कृतयुग ન. સત્યયુગ.
क्रुश् ૧ લો. પરસ્મૈ૦ +वि બૂમ પાડવી.
चर् ૧ લો પરસ્મૈ૦ જવું, બહાર ભમવું
चिराद् ક્રિ. વિ. અ. ઘણા વખત પછી.
छद् ૧૦ ગણ+प्र સંતાડવું.
(जीवित लवुकृत) પુ. ન સ્ત્રી. જીંદગીથી માન ભંગ થએલો.
तप् ૧ લો પરસ્મૈ૦ તપ કરવું.
तादृश પુ. ન. સ્ત્રી તેના જેવું.
तिमिर પુ. ન સ્ત્રી. અંધારૂં.
तुमुल પુ. ન. સ્ત્રી. ભયંકર.
त्रस्+सम् બીહવું.
त्रैलोक्य ન. ત્રણે લોક.
दद् ૧ લો. આત્મને. આપવું
दधीच પુ. ઋષિનું નામ.
दय् ૧ લો. આત્મને૦ દયા હોવી.
दानव પુ. રાક્ષસ.
दिश् સ્ત્રી. દિશા.
दीन પુ. ન. સ્ત્રી. ગરીબ, નિરાધાર.
दोष પુ. નિંદા.

दौर्बल्य ન. નબળાઈ.
धिक् અવ્યય. ધિક્કાર.
पतङ्गवत् ક્રિ. વિ. અવ્યય. પતંગ જેવો.
परमेष्ठिन् પુ. બ્રહ્મદેવ.
परासु પુ. ન. સ્ત્રી. મરી ગએલી.
परिवेष्टृ પુ. પીરસનાર.
पुरद्वार ન. શહેરનો દરવાજો.
प्रभाव પુ. સામર્થ્ય, મોટાઇ.
प्लवंगम પુ. વાંદરો.
फण् ૧ લો. પરસ્મૈ૦ જવું.
फल् ૧ લો. પરસ્મૈ૦ ફળવું.
बहु ક્રિ. વિ. ઘણું.
बिभीषण પુ. રાવણનો ભાઇ અને રામનો મિત્ર.
* भ्रस्ज् ૬ ઠો પરસ્મૈ૦ આત્મને૦ રાંધવું. સેકવું.
भ्राज् ૧ લો આત્મને૦ પ્રકાશવું.
भ्राश् ૧ લો આત્મને૦ ચળકવું
भ्लाश् ૧ લો આત્મને૦ પ્રકાશવું.
मदर्थे ક્રિ. વિ. મારે માટે.
मन्त्र ૧૦ મો આત્મને. સલાહ લેવી
मरुत् પુ. દેવ.
मरुत्त પુ. રાજાનું નામ છે.
महाभिषेक પુ. (महत् પુ. ન. સ્ત્રી. મોટું અને अभिषेक પુ. રાજ્યાભિષેકની ક્રિયા). મોટો રાજ્યાભિષેક.
मालिन्य ન. અંધારૂં, મેલાપણું.
मृज् ૧૦ મો ગ. સાફ કરવું.
मृषा અવ્યય. ખોટી રીતે.
मेघ्य પુ. ન. સ્ત્રી. યજ્ઞ કરવા યોગ્ય.
रणधुर् (रण પુ. ન. અને धुर् સ્ત્રી. જોંસરી) લડાઇને મોખરે.
रस् ૧ લો ગ. પરસ્મૈ૦ ચીસ પાડવી.
रोदसी ન. દ્વિવચન. પૃથ્વીને સ્વર્ગ.
लप् ૧ લો ગ. પરસ્મૈ+वि શોક કરવો.
लम्ब ૧ લો. ગ. આત્મને૦+अव આધાર રાખવો.
लोमश પુ. ઋષિનું નામ છે.
लोहबन्ध પુ (लोह પુ. ન. લોઢું, बन्ध् પુ. બંધન) લોઢાનું બંધન.
वज्र પુ. ન. ભયાનક હથીઆર.
वालिपुत्र પુ. વાલિનો છોકરો.
विबुध પુ. દેવ.
विश्रुत પુ. ન. સ્ત્રી. કર્મણિ. ભૂ. કૃ. श्रु+वि, પ્રખ્યાત.
विश्वेदेवाः પુ. બહુ વચન. સર્વ દેવો.
वेग પુ. ઝડપ.
शक्र પુ. ઇન્દ્રનું નામ.

आ+श्रि આશ્રય લેવો.
संवर्त પુ. મેઘનું નામ.
सत्पुरुष પુ. સારો માણસ.
सभासद् પુ. મંડળીનો માણસ.
समन्तम् ક્રિ. વિ. અ. આસપાસ, ગમેતેમ
सर्वतः ક્રિ. વિ. અ. બધી દિશાએ.
सविस्मय પુ. ન. સ્ત્રી. આશ્ચર્ય સહીત.
सहस्रधा ક્રિ. વિ. અ. હજારો ભાગમાં.
साधु ક્રિ. વિ. સારૂં.
सुग्रीव પુ. વાનર સેનાપતિ, રામનો મિત્ર.
सृज्+उद् તજવું.
सेन्द्र પુ. ન. સ્ત્રી. ઇન્દ્ર સહીત.
स्तु+अभि વખાણ કરવા.
स्फुट् ૬ ઠો. ગ. પરસ્મૈ૦ ભાંગવું, અથવા છુટું પાડવું.

---

આવવું તે आगमन ન; आगम પુ.
આધારની જગ્યા. आश्रयस्थान ન.
ઉજ્જડ निर्जन પુ. ન. સ્ત્રી.
ઉપાય उपाय પુ; अभ्युपाय પુ.
ઇરાદો कार्य ન; फल ન. फलावाप्तये ચતુર્થી, ઇરાદો પાર પાડવાને.
તપ तपांसि બ. વ.
નાશ ध्वंस् પુ. नाश પુ. अवसाद પુ.
નાશ કરવો छिद् ૭ મો. ગ. +उद् , सद् ૧૦ મો. ગ. +नि, उच्छेत्तुम् હે. કૃ. निषूदयितुम् હે કૃ.
ઝનુનથી प्रसह्य ક્રિ. વિ. અ. आत्मनिरपेक्षम् ક્રિ. વિ. અ साहसेन તૃ. ક્રિ. વિ. અ. તરીકે વપરાયું છે.
મરણ वध પુ.
હેતુ प्रयोजन ન.
શક્તિ प्रभाव પુ.

## પાઠ ૧૫.

## શ્વસ્તન ભવિષ્યકાળ, સામાન્ય ભવિષ્યકાળ, અને ક્રિયાતિપત્ત્યર્થ.

### ૧. શ્વસ્તન ભવિષ્યકાળ.

૧. ધાતુને तृ પ્રત્યય લગાડવો. તે પહેલાં અંત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરવો. तृવાળા નામની પ્રથમા વિભક્તિના જે રૂપો થાય છે તેજ ત્રીજા પુરૂષનાં રૂપો છે એમ ગણવું. પહેલા અને બીજા પુરૂષમાં अस् ધાતુના પરસ્મૈપદના રૂપ પ્રથમા વિભક્તિને લગાડવાં. આત્મનેપદવાળા ધાતુને अस्ના આત્મનેપદના રૂપ લગાડવાં.

૨. तृ પ્રત્યયની પહેલા इ, ધાતુ सेट् હોય તો લગાડવી, અને વિકલ્પે सेट् હોય તો વિકલ્પે લગાડવી, अनिट् ધાતુને તો લાગતીજ નથી. तृ પહેલાં इष्, सह्, लुभ्, रुष् અને रिष् ધાતુઓ इ વિકલ્પે લે છે.

૩. પરોક્ષ ભૂતકાળ સિવાય બધા ગણકાર્ય રહિત કાળોમાં ग्रह् ધાતુની इ હમેશાં દીર્ઘ હોય છે. वृ અને દીર્ઘ ॠ અંતે હોય એવા ધાતુઓ, પરોક્ષ ભૂતકાળ, અદ્યતન ભૂતકાળ પરસ્મૈ૦ અને આશીર્વાદાર્થે આત્મને૦ સિવાય દરેક ગણકાર્ય રહિત કાળમાં વિકલ્પે इ લંબાવે છે.

૪. જ્યારે ૯મા પાઠના ૯મા નિયમાનુસાર सह् ધાતુનો ह् લોપાય છે ત્યારે તેજ સ્થિતિમાં वह् ની પેઠેમ अ કે आ નો ओ થાય છે.

भू પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | भवितास्मि | भवितास्वः | भवितास्मः |
| ૨ જો ,, | भवितासि | भवितास्थः | भवितास्थ |
| ૩ જો ,, | भविता | भवितारौ | भवितारः |

सह्–सह्+ता–सढ्+ता–सढ्+धा–सढ्+ढा–साढा–सोढा ૪ થો નિયમ. वह् એજ પ્રમાણે वोढा; लभ्+ता–लभ्+धा–लब्धा; दह्+ता–दघ्+धा–दग्धा; नह्+ता–नध्+ता–नध्+धा–नद्धा; सृज्+ता–स्रज्+ता પાઠ ૧૪ મો. स्रष्+ता–स्रष्+टा–स्रष्टा; सृप्–सर्प्ता કે स्रप्ता ૧૪ મો પાઠ ૧૯. तृप्–तर्पिता, तर्प्ता त्रप्ता.

मुद् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मोदिताहे | मोदितास्वहे | मोदितास्महे |
| ૨ જો ,, | मोदितासे | मोदितासाथे | मोदिताध्वे |
| ૩ જો ,, | मोदिता | मोदितारौ | मोदितारः |

સામાન્ય ભવિષ્યકાળ.

૧. આ કાળના પ્રત્યયો વર્તમાનકાળના પ્રત્યયની પૂર્વે स्य લગાડવાથી થાય છે. स्य ની પૂર્વે इ લગાડાય છે પણ જે ધાતુ सेट् કે વિકલ્પે सेट् કે अनिट् હોય તે પ્રમાણે इ લગાડવી કે ન લગાડવી. પ્રત્યય પૂર્વે અન્ત્યસ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

૧. ધાતુના અન્ત્ય स्નો त् જ્યારે તેની પછી* અપુરૂષવાચક પ્રત્યય આવે ત્યારે થાય છે.

૨. गम् પરસ્મૈ૦ हन् અને ऋ (હ્રસ્વ) અંતે હોય એવા ધાતુઓ પછી स्यने આ કાળમાં જો કે આ ધાતુઓ अनिट् છે તોપણ इ લગાડાય છે. कृत् અને नृत् सेट् છે તોપણ વિકલ્પે લાગે છે.

૩. क्लृप्, वृत, वृध्, शृध्, અને स्यन्द् સામાન્ય ભવિષ્યકાળમાં વિકલ્પે પરસ્મૈપદી છે અને ત્યારે स्य ને इ લગાડાતી નથી. क्लृप् ધાતુને આ નિયમ (શ્વસ્તન ભવિષ્યમાં એ) લાગુ પડે છે.

लभ्

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लप्स्ये | लप्स्यावहे | लप्स्यामहे |
| ૨ જો ,, | लप्स्यसे | लप्स्येथे | लप्स्यध्वे |
| ૩ જો ,, | लप्स्यते | लप्स्येते | लप्स्यन्ते |

भू

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | भविष्यामि | भविष्याव: | भविष्याम: |
| ૨ જો ,, | भविष्यसि | भविष्यथ: | भविष्यथ |
| ૩ જો ,, | भविष्यति | भविष्यत: | भविष्यन्ति |

लभ्+स्य–लप्+स्य+ते=लप्स्यते; दिश्+स्य–देश्+स्य–देष्–देक्+ष्यति–देक्ष्यति; दुह्+स्य–दोह्–दोघ्–धोघ्–धोक्–धोक्+ष्यति–धोक्ष्यति; दृश्+स्य–द्रश्–द्रष्–द्रक्–द्रक्+ष्यति–द्रक्ष्यति; सृप्+स्यति सर्प્ કે स्रप्–सर्प्स्यति કે स्रप्स्यति; तृप्–तर्पिष्यति, तर्प्स्यति કે त्रप्स्यति; वृध्+स्य–वर्ध्–वर्त्–वर्त्स्यति કે वर्धिष्यते ૧૫ મો પાઠ. स्यन्त्स्यति, स्यन्दिष्यते કે स्यन्त्स्यते.

## ક્રિયાતિપત્ત્યર્થ.

૧. ક્રિયાતિપત્ત્યર્થમાં स्य ને હ્યસ્તન ભૂતકાળના પ્રત્યય લાગે છે ધાતુની પૂર્વે કાળવાચક अ લગાડાય છે. બીજી રીતે સામાન્ય ભવિષ્યના જેવાંજ રૂપો થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलप्स्ये | अलप्स्यावहि | अलप्स्यामहि |
| ૨ જો ,, | अलप्स्यथा: | अलप्स्येथाम् | अलप्स्यध्वम् |
| ૩ જો ,, | अलप्स्यत | अलप्स्येताम् | अलप्स्यन्त |
| ૧ લો પુ. | अभविष्यम् | अभविष्याव | अभविष्याम |
| ૨ જો ,, | अभविष्य: | अभविष्यतम् | अभविष्यत |
| ૩ જો ,, | अभविष्यत् | अभविष्यताम् | अभविष्यन् |

૨. અદ્યતન ભૂતકાળમાં અને ક્રિયાતિપત્ત્યર્થમાં इ+अधिમાં વિકલ્પે इ ને બદલે गा આવે છે અને તે વ્યંજન પૂર્વે गी થાય છે. જેમકે अध्यैष्यत કે अध्यगीष्यत ૩ પુ. એ. વ.

૩. ગણકાર્ય રહિત કાળમાં કર્મણિ તથા ભાવે રૂપો તૈયાર કરેલાં અંગનેજ આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે.

૪. સામાન્ય ભવિષ્યકાળ સાધારણ રીતે આવતો કાળ સૂચવે છે. અને વિશેષે કરીને આવતોજ વખત બતાવે છે. શ્વસ્તન ભવિષ્ય કાળ વિશેષે કરીને આજનો નહિ એવો વખત બતાવે છે. સાંકેતિક વાક્યોમાં જ્યારે સંકેત કે શરત પૂર્ણ થઇ નથી એવો ભાવ બતાવાય છે ત્યારે ક્રિયાતિપત્ત્યર્થ વપરાય છે. તે બે કાળ બતાવે છે. ભવિષ્ય અને ભૂત.

---

हरिद्वारं गमिष्यामि तत्र च गङ्गाया उद्गमं हिमाचलं च द्रक्ष्यामि सर्वासां देवतानां पूजां च विधाय स्वकीयं ग्रामं प्रतिनिवर्त्स्यामि ।

यद्यत्ते हितकरं तत्सर्वं कर्तुं यतिष्ये ।

स्वामिनादिष्टोऽपि पुष्पाणि नानयसि यदानीतानि न वेति स प्रक्ष्यति तदा किं प्रतिवक्ष्यसि ।

अस्माकं मित्रं हिरण्यको नाम मूषकराजो गण्डकीतीरे चित्रवने निवसति सोऽस्माकं पाशांश्छेत्स्यति ।

यदि मे बाणपथमायास्यस्यसंशयं मरिष्यसि ।

सुवृष्टिश्चेदभविष्यत्तदा सुभिक्षमभविष्यत् ।

यदि स धर्ममत्यक्ष्यद्दुःखभाक्तमवर्तिष्यत ।

कुसुमपुर एकस्मिन्गृहे शत्रुणा पातितमग्निं यदि कृष्णवर्मा न निरवापयिष्यत्तदा सर्वमेव नगरमग्निरधक्ष्यत् ।

कुम्भकर्णस्य गात्राणि रामो रणे कर्त्स्यतीति केन संभावितम् ।

पुष्करेण भ्रात्रा द्यूते र्जितो नलो राज्यात्परिभ्रष्टो दमयन्त्या सह वनमियाय । तत्रापि कलिना बहुविधैश्छलैः पीडितः सुप्तां दमयन्तीमुत्सृज्यैकस्मिन्स्थले जगाम । गच्छंश्च महान्तं दावं ददर्श । तन्मध्ये कर्कोटको नाम नाग आसीत् । तं स राजाग्रे-

मध्यादुद्धृत्य कानिचित्पदानि निनाय । दशमे पदे कर्कोटको नलमदशत् । तेन नैषधस्य स्वीयं रूपमन्तरधीयत । आत्मानं विकृतं दृष्ट्वा स राजा विस्मितस्तस्थौ ।

ततः कर्कोटको नागः सान्त्वयन्नलमब्रवीत् ।
मया तेऽन्तर्हितं रूपं न त्वां विद्युर्जना इति ॥
यत्कृते चासि निकृतो दुःखेन महता नल ।
विषेण स मदीयेन त्वयि दुःखं निवत्स्यति ॥
विषेण संवृतैर्गात्रैर्यावत्त्वां न विमोक्ष्यति ।
तावत्त्वयि महाराज दुःखं वै स निवत्स्यति ॥
अनागा येन निकृतस्त्वमनर्हो जनाधिप ।
क्रोधादसूययित्वा तं रक्षा मे भवतः कृता ॥
न ते भयं महावीर दंष्ट्रिभ्यः शत्रुतोऽपि वा ।
ब्रह्मर्षिभ्यश्च भविता मत्प्रसादान्नराधिप ॥
राजन्विषनिमित्ता च न ते पीडा भविष्यति ।
सङ्ग्रामेषु च राजेन्द्र शश्वज्जयमवाप्स्यसि ॥
गच्छ राजन्नितः सूतो बाहुकोऽहमिति ब्रुवन् ।
समीपमृतुपर्णस्य स हि चैवाक्षनैपुणः ॥
अयोध्यां नगरीं रम्यामद्य वै निषधेश्वर ।
स तेऽक्षहृदयं दाता राजाश्वहृदयेन वै ॥
इक्ष्वाकुकुलजः श्रीमान्मित्रं चैव भविष्यति ।
भविष्यसि यदाक्षज्ञः श्रेयसा योक्ष्यसे तदा ॥
समेष्यसि च दारैस्त्वं मा स्म शोके मनः कृथाः ।
राज्येन तनयाभ्यां च सत्यमेतद्ब्रवीमि ते ॥
स्वरूपं च यदा द्रष्टुमिच्छेथास्त्वं नराधिप ।
संस्मर्तव्यस्तदा तेऽहं वासश्चेदं निवासयेः ॥
अनेन वाससा च्छन्नः स्वं रूपं प्रतिपत्स्यसे ।
इत्युक्त्वा प्रददौ तस्मै दिव्यं वासोयुगं तदा ॥

एवं नलं च संदिश्य वासो दत्त्वा च कौरव ।
नागराजस्ततो राजंस्तत्रैवान्तरधीयत ॥



मरिष्यामि विजेष्ये वा हृताश्चेत्तनया मम ।
हनिष्यामि रिपूंस्तूर्णं न जीविष्यामि दुःखितः ॥
स्मेष्यन्ते मुनयो देवाः कथयिष्यन्ति चानिशम् ।
दशग्रीवस्य दुर्नीतैर्विनष्टं रक्षसां कुलम् ॥
मधुकर मदिराक्ष्याः शंस तस्याः प्रवृत्तिं
वरतनुरथवासौ नैव दृष्टा त्वया मे ।
यदि सुरभिमवाप्स्यस्तन्मुखोच्छ्वासगन्धं
तव रतिरभविष्यत्पुण्डरीके किमस्मिन् ॥
अकरिष्यदसौ पापमतिनिष्करुणैव सा ।
नाभविष्यमहं तत्र यदि तत्परिपन्थिनी ॥



## ગુજરાતી વાક્યો.

૧. જો હું આજે નળને જોવું નહિં (दृश्) તો અગ્નિમાં મારા આત્માને ત્યાગ કરીશ (परि+त्यज्) અને મરીશ (मृ).

૨. રાજા પોતાના મેળાપનો હેતુ મને કહેતો નથી, આખરે હું તે જાણીશ (ज्ञा).

૩. સુદેવ, ઋતુપર્ણ પાસે જા અને કહેજે કે દમયન્તી નવો સ્વયંવર કરનાર છે. (आ+स्था), ઘણા રાજાઓ અને રાજકુમારો ત્યાં જાય છે, અને તે કાલે થનાર છે (प्र+वृत्).

૪. જો તમારી મરજી હોયતો કુન્ડિનપુર એક દહાડો જાઓ, કારણ કે સૂર્ય ઉગશે (उद्+इ) કે તે તરતજ બીજાને વરશે (वृ).

૫. દમયન્તીએ પર્ણાદને બહુ ધન આપ્યું અને કહ્યું કે નળ આવશે (आ+गम्) ત્યારે તને ધન વધારે આપીશ. (दा), મારે માટે તેં ઘણું કર્યું છે, એટલું બધું બીજો કોઇ કરશે નહિ, (कृ) કારણકે હવે તારા પ્રયત્નના પરિણામથીજ હું થોડા સમયમાં મારા ધણી ભેગી થઇશ (युज्) કર્મણિ ૩૫, કે सम्+गम् કે सम्+इ).

૬. ઓ બાહુક, તું મને છેતર નહિ, આ નબળા ઘોડા મને એકે દહાડે કુન્ડિનપુર શી રીતે લઇ જશે (वह् કે नी) ?

૭. આપણે હવે આપણા ઘોડા ઉપર ચઢીશું (आ+रुह्) અને ઉતાવળા દોડીશું.

૮. બાહુકે રાજાને કહ્યું કે તેં મને આ ઝાડનાં પાંદડા અને ફળની સંખ્યા કહી છે. ઠીક છે, હવે હું તારી આબરૂ લઇશ. (शद्× પ્રેરક અથવા छिद्) અને પાંદડાં ગણી જોઇશ.

૯. તમે દુષ્ટ જોડે જમો છો માટે હું તમને અડીશ નહીં. (स्पृश्).

૧૦. તે વસવા માટે ઘર ક્યારે બાંધશે તે હું જાણતો નથી. (आ+रम्).

૧૧. જ્યારે ઘરમાં પેઠો ત્યારે યજ્ઞદત્ત તેને નમ્યો હોત, (प्र+नम्) તો તેણે તેને મદ યુક્ત ગણ્યો ન હોત. (मन्).

૧૨. જો તે શત્રુઓ પાસે સહાય કરનાર વિના ગયો હોત (गम्) તો શત્રુએ તેને મારી નાંખ્યો હોત. (हन्).

૧૩. જો દેવદત્તને તે વખતે નાગ કરડયો હોત (दंश्) અને ઓષડ લાવવાને ત્યાં કોઇ નહોત (भू) તો તે ત્યાં નક્કી મરી જાત. (मृ કે उप+रम्).

૧૪. મારા આશીર્વાદથી તું આ લોકમાં શ્રેષ્ઠ રાજ સત્તા ભોગવીશ (भुज्) અને તારા સઘળા ગુણવાળો પુત્ર પામીશ (आप् કે लभ्) તારી બધી પ્રજાને સંતુષ્ટ રાખ.

## ભાગ ૨.

### કર્મણિ રૂપ તથા ભાવે રૂપ.

પહેલી ચોપડીમાં આપેલા નિયમો તેમજ આ ચોપડીમાં આપેલા કેટલાક નિયમો ઉપરાંત નીચે આપેલા નિયમો મ્હોડે રાખવા.

૧. य જે (ગણકાર્ય વાન કાળમાં) ધાતુને લાગે છે તે અવિકારક.

૨. કર્મણિરૂપના य પૂર્વે નીચેના ફેરફાર થાય છે.

(અ) ऋ અન્તે હોય એવા ધાતુમાં ऋનો रि થાય છે, જેમકે क्रियते (कृ).

(બ) ऋની પુર્વે જોડાક્ષર હોય તેમજ जागृ અને ऋ ધાતુમાં ऋ નો ગુણ થાય છે. स्मृનું स्मर्यते.

(ક). ૧૪ મા પાઠનો ૪ થો નિયમ અહિં લાગું પડે છે उच्यते ( वच् ).

(ડ). दा, धा અને બીજા કેટલાક ધાતુઓ જેનાં આવાં અંગ થાય છે (दै ધ.) मा, हा, स्था, गै, पा ('પીવું') सो, हा ('તજવું') આ ધાતુઓમાંના आनो इ, य પૂર્વે થાય છે.

(ઇ). અંત્ય इ કે उ હોય તો લંબાય છે. जीयते (जि), स्तूयते (स्तु).

(ફ). ૧ લો પાઠ ૯ મો નિયમ લાગુ પડે છે.

(ગ) કેટલાક ધાતુઓ જેવાકે मन्थ्, अश् 'જવું' शंस्, दंश्, सञ्ज्, रञ्ज्, अञ्ज्, भञ्ज्, स्कन्द्, ग्रन्थ्, स्तम्भ्, बन्ध्, भ्रंश् ૪૦ ના અનુનાસિકનો લોપ થાય છે.

૩. શ્વસ્તન અને સામાન્ય ભવિષ્ય કાળનાં, ક્રિયાતિપત્યર્થ, અદ્યતન ભૂતકાળ અને આશીર્વાદાર્થના કર્મણિ રૂપો, સ્વરાંત ધાતુઓ તેમજ हन्, ग्रह्, दृश् વિગેરેમાં સ્વરની વૃદ્ધિ * વિકલ્પે કરીને તેતે કાળ અને અર્થનાં अनिट् હોય તો પણ इ પૂર્વે મૂકીને આત્મનેપદ ના પ્રત્યયો લગાડવાથી થાય છે.

(અ). નિચેના રૂપો સમજાવોઃ—स्तर्यते, स्तीर्यते, तीर्ये, पूर्ये, उह्यते, अवसीयते, भाविष्यते, घानिष्यते, भविष्यते, दर्शिष्यते, द्रक्ष्यते, हारिष्यते, नायिष्यते, नेष्यते, स्थास्यते, हरिष्यते, स्थायिष्यते.

(બ) સામાન્ય ભવિષ્યકાળનાં કર્મણિ રૂપો લખોઃ—हृ, ह्व, वप्, यज्, सह्, नह्, रुह्, लिह्, बन्ध्, ग्लै, हा, भिद्, वृत, रुच्, दु, ल्, सो, स्तु, रु, शास्;

વર્તમાન અને હ્યસ્તન ભૂતકાળના રૂપો લખોઃ—शॄ, वप्, यज्, दॄ, वॄ, कॄ, सृ, स्तृ, व्यच्.

---

अक्ष પુ. જુગટાના પાસા.

अक्षज्ञ પુ. સ્ત્રી. ન. પાસે રમવાની કળા જાણનાર

अक्षनैपुण પુ. સ્ત્રી. ન. પાસા નાંખવામાં હોંશીઆર.

अक्षहृदय ન. પાસા નાખવાની કળા.

अतिनिष्करुण પુ. સ્ત્રી. ન. (अति ઘણું, અતિશે) ઘણું નિર્દય અથવા ક્રુર.

अनर्ह પુ. સ્ત્રી. ન. અયોગ્ય.

अनागस् પુ. સ્ત્રી. ન. નિરપરાધી.

अनिशम् ક્રિ. વિ. વારંવાર, હંમેશ, નિરંતર.

अश्वहृदय ન. ઘોડા ચલાવવાની કળા.

असंशय ક્રિ. વિ બેશક.

असूयय॰ ખોટું ઇચ્છવું, દ્વેષભાવ રાખવો.

इक्ष्वाकु પુ. સૂર્યવંશી રાજાઓનો મૂળપુરૂષ.

ईश्वर પુ. રાજા.

उद्गम પુ. મૂળ, ઉત્પત્તિ, નીકળવું તે

कर्कोटक પુ. સાપનું નામ છે.

कलि પુ. પાપરૂપી તત્ત્વ.

कुण्डिनपुर ન. શહેરનું નામ છે.

कुम्भकर्ण પુ. રાવણનો ભાઇ.

कुलज પુ. સ્ત્રી. ન (कुल ન. કુળ, કુટુમ્બ, અને ज जन् ઉત્પન્ન થવું ઉપરથી) કુટુમ્બમાં જન્મેલું, વંશજ.

क्षि नि જોડે, ઇજા કરવી, નુકસાન કરવું.

कृते અ. વાસ્તે, લીધે.

कौरव પુ. કુરૂઓના વંશજ.

गण्डकी સ્ત્રી. નદીનું નામ છે;

गण्डकीतीर ન. ગણ્ડકીનો કિનારો.

गात्र न. અવયવ, શરીર.
चित्रवन न. વનનું નામ છે.
छल न. કપટ
तनय पु. પુત્ર
तन्मध्ये (तन्+मध्ये) તેની વચમાં.
तन्मुखोच्छ्वासगन्ध पु. (उच्छ्वास पु. શ્વાસ લેવો તે, ઉંચો શ્વાસ गन्ध पु. ખુશબો, સુવાસ, પરિમળ) તેના મોઢાના શ્વાસની સુવાસ
दंष्ट्रिन् पु. તીક્ષ્ણ દાંતવાળું પ્રાણી, સાપ.
दशम पु. સ્ત્રી. न. દશમું.
दाव पु. જંગલની આગ, દવાગ્નિ, જંગલ.
दिव्य पु. સ્ત્રી. न. સ્વર્ગીય, સુંદર.
दुःखभाज् पु. સ્ત્રી. न. દુઃખ ભોગવનાર, દુઃખી.
दुःखित पु. સ્ત્રી. न. પીડાયલું.
दुर्नीति न. દુષ્ટ અવિચારી કામ.
धा+अन्तर સંતાવવું, છુપાવવું.
निषधेश्वर पु નિષધ દેશનો રાજા,
नैपुण्य न. ચતુરાઇ.
नैषध पु. નિષધ દેશનો રાજા, નળ.
पद् प्रति જોડે, પ્રામ કરવું.
परिपन्थिन् पु. સ્ત્રી. न. રસ્તા વચ્ચે રહીને હરકત કરનાર, રોકનાર.
तत्परिपन्थिनी સ્ત્રી. તેનો રસ્તો રોકનારી.
परिभ्रष्ट परि+भ्रंश् નો કર્મણિ ભૂ. કૃ. પાડેલું.
पातित पत् ના પ્રેરકરૂપનો કર્મણિ ભૂ. કૃ. પાડેલું.
पुष्कर पु. વિશેષ નામ છે.
बहुविध पु. સ્ત્રી. न. ઘણા પ્રકારનું.
बाणपथ पु. ( पथिन् पु. માર્ગ ) બાણ પહોંચે એટલો માર્ગ, બાણમર્યાદા.
बाहुक पु. નળે જ્યારે સારથિનો વેશ લીધો હતો ત્યારનું તેનું નામ.
मूषक पु. ઉંદર; मूषकराज पु. ઉંદરોનો રાજા.
युग न. જોડું वासोयुग न. લુગડાંનો જોટો.
रति સ્ત્રી. પ્રીતિ.
वच् प्रति જોડે, પ્રતિવચન આપવું, પ્રત્યુત્તર દેવો.
वस् પ્રેરકરૂપ नि જોડે, પોશાક પહેરવો, પેહેરવું.
वापय પ્રેરકરૂપ वानुं, निर् જોડે, હોલવવું, બુઝવવું.
विनष्ट वि+नश् નો ભૂ. કૃ., નાશ પામેલું.

शत्रुतस् ક્રિ. વિ. શત્રુથી.
शश्वत् ક્રિ. વિ. હમેશ.
संभावित सम्+भूના પ્રેરક રૂપનો કર્મણિ ભૂ. કૃ. બની શકે એવું ધરાયલું.
संस्मर्तव्य પુ. સ્ત્રી. ન. યાદ રાખવા લાયક.
सुभिक्ष ન. અન્નની પુષ્કળતા.
सूत પુ. સારથિ, રથ હાંકનાર.
हरिद्वार ન હિમાલયનાં તળીઆં આગળ એક પવિત્ર સ્થાન છે.
हिमाचल પુ. હિમાલય.
हिरण्यक પુ. ઉંદરનું નામ છે.

---

આશીર્વાદ आशिस् સ્ત્રી
ગર્વિષ્ઠ अवलिप्त ભૂ. કૃ.
છેતરવું अति+सम्+धा, वि+प्र+लभ्, वञ्च् ૧૦ ગ. આ.
છેવટ उदर्क પુ. अवसान ન; परिणाम પુ.
છેવટે उदर्के વિગેરે.
નીચપુરૂષ कापुरुष પુ.
પર્ણાદ (વિશેષ નામ છે) पर्णाद પુ.
બાંધવું निर्+मा
મેળાપ आगमन ન.
રખવાળવિનાનું अरक्षित કર્મણિ ભૂ. કૃ.
રૂબરૂ (કોઇની) समक्षम् ક્રિ. વિ; प्रत्यक्षम् ક્રિ. વિ.
શ્રેષ્ઠરાજસત્તા साम्राज्य ન; पारमेष्ठ्य ન.
સંખ્યા संख्या સ્ત્રી.
સંતુષ્ટરાખવું अनु+रञ्ज् નો પ્રેરક ભેદ.
સુદેવ (વિશેષ નામ છે) सुदेव પુ.
હેતુ प्रयोजन ન; उद्देश પુ.

---

## પાઠ ૧૬.

## વિભક્તિના નિયમોમાં ભંગ.

પહેલી ચોપડીના ૨૫ માં પાઠને મથાળે આપેલા નિયમો વિદ્યાર્થીઓએ યાદ રાખવા.

૧. કેટલાએક નામની વિભક્તિના રૂપ જેટલાં નિયમ વિરૂદ્ધ છે તેટલું અહીં બતાવાશે. બાકીનાને વિભક્તિના પ્રત્યય લગાડતાં તેમજ સામાન્ય સંધિ નિયમો ધ્યાનમાં રાખતાં કરવાનાં છે. સંબો-

ધન એક વચન પ્રથમા વિભક્તિનું રૂપ વિશેષતા બતાવી ન હોય ત્યાં સુધી તેનું તેજ લે છે.

૨. विश्वपा અને शंङ्खध्मा અને બીજા નામો જેમાં આકારાન્ત અન્તે ધાતુ હોય કે જે પોતેજ આકારાન્ત ધાતુ છે એવાં નામો દ્વિતીયા બહુવચનથી આગળ સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે આ નો લોપ કરે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્રથમા | विश्वपाः | विश्वपौ | विश्वपाः |
| દ્વિતીયા | विश्वपाम् | विश्वपौ | विश्वपः |

૩. સંબોધન એકવચન, ષષ્ટી બહુવચન, અને पति ના પહેલાં છ રૂપો हरि ના જેવાંજ થાય છે. પંચમી, ષષ્ઠી, સપ્તમી એક વચનના રૂપો पत्युः—पत्युः—पत्यौ. થાય છે.

૪. सखि ના પહેલાં પાંચ રૂપો. सखा, सखायौ, सखायः; सखायम् सखायौ. દ્વિતીયા બહુવચન सखीन्. પંચમી—ષષ્ટી—સપ્તમીના એક વચનના રૂપો અને ષષ્ઠીનું બહુવચન सख्युः—ख्युः—ख्या—खीनाम् થાય છે. સંબોધન એક વચન सखे.

૫. श्री, धी, भ्रू, અને બીજાં નામો જે ધાતુમાંથી વગર પ્રત્યયે થએલાં નામો, તેમજ स्त्री અને भ्रू અન્ત્ય इ કે उ હ્રસ્વ કે દીર્ઘ હોય તેનો इय् उव् સ્વરથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે કરે છે. स्त्री ને नदी ના પ્રત્યય લાગે છે. श्री, धी, भ्रू ને આવાં બીજાં સ્ત્રીલિંગ નામો ચતુર્થી, પંચમી, ષષ્ટી, સપ્તમી એક વચન. અને ષષ્ટી બહુવચનમાં વિકલ્પ લે છે. स्त्री નું દ્વિતીયા એકવચન स्त्रीम् કે स्त्रियम्. અને બહુવચન स्त्रीः કે स्त्रियः સંબોધન એક વચન स्त्रि.

૬. અન્તે ई હોય એવાં સ્ત્રીલિંગ ધાતુ નામો જેવાં કે धी, श्री અને तरी, तन्त्री અને लक्ष्मी પ્રથમા એક વચનમાં स् નો લોપ કરતા નથી.*

---

*अवीलक्ष्मीतरीतन्त्री धीह्रीश्रीणामुदाहृतः ।
सप्तानामेवशब्दानां सिलोपो न कदाचन ॥

स्त्री

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र. | स्त्री | स्त्रियौ | स्त्रियः | पं. | स्त्रियाः | स्त्रीभ्याम् | स्त्रीभ्यः |
| द्वि. | स्त्रियम्, स्त्रीम् | ,, | स्त्रियः, स्त्रीः | ष. | ,, | स्त्रियोः | स्त्रीणाम् |
| तृ. | स्त्रिया | स्त्रीभ्याम् | स्त्रीभिः | स | स्त्रियाम् | ,, | स्त्रीषु |
| च. | स्त्रियै | ,, | स्त्रीभ्यः | सं. | हे स्त्रि | स्त्रियौ | स्त्रियः |

श्री

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र. | श्रीः | श्रियौ | श्रियः | प. | श्रियः–याः | श्रीभ्याम् | श्रीभ्यः |
| द्वि. | श्रियम् | ,, | ,, | ष | ,, | श्रियोः | श्रियाम्, श्रीणाम् |
| तृ. | श्रिया | श्रीभ्याम् | श्रीभिः | स. | श्रियि–याम् | ,, | श्रीषु |
| च. | श्रिये–यै | ,, | श्रीभ्यः | स. | हे श्रीः | श्रियौ | श्रियः |

भ्रू

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र. | भ्रूः | भ्रुवौ | भ्रुवः | प. | भ्रुवः–वाः | भ्रूभ्याम् | भ्रूभ्यः |
| द्वि. | भ्रुवम् | ,, | ,, | ष. | ,, | भ्रुवोः | भ्रुवाम्, भ्रूणाम् |
| तृ. | भ्रुवा | भ्रूभ्याम् | भ्रूभिः | स. | भ्रुवि–वाम् | ,, | भ्रूषु |
| च. | भ्रुवे–वै | ,, | भ्रूभ्यः | सं. | हे भ्रूः | भ्रुवौ | भ्रुवः |

૭. (અ). જ્યારે इ કે उ (હ્રસ્વ કે દીર્ઘ) કોઇ ધાતુના અંતે હોય અને તેની પૂર્વે ધાતુમાં જોડાક્ષર ન હોય, તેમજ એ નામમાં ધાતુની પૂર્વે ઉપસર્ગ લાગ્યો હોય કે કોઇ નામ આવ્યું હોય, જેનો સંબંધ સમાસને છૂટો પાડતાં પ્રથમા સિવાય બીજી કોઇપણ વિભક્તિથી થતો હોય ત્યારે તે इ કે उ (હ્રસ્વ કે દીર્ઘ) નો य् કે व् થાય છે. જેમકે ग्रामंनयतिइति ग्रामणी. ग्रामणीः–ण्यौ–ण्यः–ण्यम्; प्रधीः–ध्यौ–ध्यः, उन्नीः–न्यौ–न्यः; ग्रामणी અને नी અન્તે હોય એવાં બીજાં નામની સપ્તમી એકવચન आम् પ્રત્યય લગાડવાથી થાય છે. ग्रामण्याम् ग्रामणी અને सेनानी જેવાં નામો જેનો મૂળ અર્થ પુરૂષથી થતો ધંધો

બતાવે છે તેવાં નામોનાં રૂપો સ્ત્રીલિંગ નામોના વિશેષણ તરીકે વપરાયાં હોય ત્યારે પુલિંગના જેવાં થાય છે. બીજાં ધાતુરૂપ નામો જેનાં અન્ત્ય ई કે ऊ, य् કે व्માં ફેરવાય છે, તેવાં નામો જ્યારે સ્ત્રીલિંગમાં હોય ત્યારે તેનાં नदी કે वधू માફક રૂપાખ્યાન થાય છે. આવાં નામ માટે પ્રથમા એક. વ. ૬ ઠો નિયમ ઉપર જોવો.

प्रधी પુ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| પ્ર० | प्रधीः | प्रध्यौ | प्रध्यः | પં० | प्रध्यः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० | प्रध्यम् | ,, | ,, | ष० | प्रध्यः | प्रध्योः | प्रध्याम् |
| तृ० | प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्यि | ,, | प्रधीषु |
| च० | प्रध्ये | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधीः | प्रध्यौ | प्रध्यः |

प्रधी સ્ત્રી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | प्रधीः | प्रध्यौ | प्रध्यः | पं० | प्रध्याः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० | प्रध्यम् | ,, | ,, | ष० | ,, | प्रध्योः | प्रधीनाम् |
| तृ० | प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्याम् | ,, | प्रधीषु |
| च० | प्रध्यै | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधि | प्रध्यौ | प्रध्यः |

पुनर्भू સ્ત્રી. એજ પ્રમાણે.

(ખ) અપવાદ—सुधी અને બીજાં भू અન્ત્ય હોય એવાં નામો જેમકે सुधीः–धियौ–धियः, स्वयंभूः–भुवौ–भुवः વ૦

આવાં નામો અને બીજાં જેમાં ई કે ऊ નો इय् કે उव् થાય છે, તે જ્યારે સ્ત્રીલિંગ હોય ત્યારે તેનાં श्री પેઠે રૂપાખ્યાન થાય છે.

(ક) અપવાદમાં અપવાદ—वर्षाभू અને पुनर्भू જેમકે वर्षाभ्वौ વ૦

सुधी પુ

| | એ. ક. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | सुधीः | सुधियौ | सुधियः | पं० | सुधियः | सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० | सुधियम् | ,, | ,, | ष० | ,, | सुधियोः | सुधियाम् |
| तृ० | सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि | ,, | सुधीषु |
| च० | सुधिये | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः | सुधियौ | सुधियः |

सुधी સ્ત્રી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र० | सुधीः | सुधियौ | सुधियः | पं० | सुधियः-याः सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० | सुधियम् | ,, | ,, | ष० ,, | सुधियोः | सुधियाम् / सुधीनाम् |
| तृ० | सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि—याम् ,, | सुधीषु |
| च० | सुधिये—यै | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः सुधियौ | सुधियः |

सुधी न.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र. | सुधि | सुधिनी | सुधीनि | प. | सुधियः-नः सुधिभ्याम् | सुधिभ्यः |
| द्वि. | ,, | ,, | ,, | ष. ,, | सुधियोः-नोः | सुधियाम् / सुधीनाम् |
| तृ. | सुधिया—ना | सुधिभ्याम् | सुधिभिः | स. | सुधियि-नि ,, | सुधिषु |
| च. | सुधिये—ने | ,, | सुधिभ्यः | सं. | हे सुधे—धि सुधिनी | सुधीनि |

८. गो અને द्यो માં અન્ત્ય ओ નો औ પહેલાં પાંચ રૂપોમાં થાય છે જેમકે गौः—गावौ—गावः. દ્વિતીયા એક વચન गाम् અને द्याम् થાય છે. અને બહુવચન गाः અને द्याः, પંચમી અને ષષ્ઠી એકવચન गोः અને द्योः. ओ અન્તે હોય એવાં બધાં નામોનાં આ પ્રમાણે રૂપાખ્યાન થાય છે.

गो.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | गौः | गावौ | गावः | पं० | गोः | गोभ्याम् | गोभ्यः |
| द्वि० | गाम् | ,, | गाः | ष० | ,, | गवोः | गवाम् |
| तृ० | गवा | गोभ्याम् | गोभिः | स० | गवि | गवोः | गोषु |
| च० | गवे | गोभ्याम् | गोभ्यः | सं० | हे गौः | गावौः | गावः |

९. नौ અને ग्लौमां કાંઈ વિશેષતા નથી.

१०. रै વ્યંજનથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે रा થાય છે. राः,—रायौ વિગેરે. તૃતીયા राया—राभ्याम्—राभिः, સપ્તમી બ. વ. रासु.

११. अस्थि, दधि, सक्थि, અને अक्षिને अस्थन्, दधन्, सक्थन् અને अक्षन् હોય એમ તૃતીયા એક વચનથી આગળ સ્વરથી શરૂ

થતાં પ્રત્યય પૂર્વે જાણવા, અને अन् અન્ત્ય હોય એવાં નામ પ્રમાણે તેનાં રૂપાખ્યાન કરવાં. वारिनां જેવાં ને એ પ્રથમાને દ્વિતીયામાં ગણવા. પ્રથમાઃ દ્વિતીયા. अस्थि, अस्थिनी, अस्थीनि. તૃતીયા अस्थ्ना, अस्थिभ्याम् अस्थिभिः. ઘણાં ધાતુઓ પ્રત્યય સિવાય નામ તરીકે વપરાય છે.

अस्थि न.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | अस्थि | अस्थिनी | अस्थीनि | पं० | अस्थ्नः | अस्थिभ्याम् | अस्थिभ्यः |
| द्वि० | ,, | ,, | ,, | ष० | ,, | अस्थ्नोः | अस्थ्नाम् |
| तृ० | अस्थ्ना | अस्थिभ्याम् | अस्थिभिः | स० | अस्थ्नि / अस्थनि | ,, | अस्थिषु |
| च० | अस्थ्ने | ,, | अस्थिभ्यः | | | | |
| | | | | सं० | हे अस्थि–स्थे | अस्थिनी | अस्थीनि |

૧૨ ધાતુના અન્ત્ય ह्, તેની પછી કોઇ વિશેષ વ્યંજન આવે ત્યારે તેમાં થતો ફેરફાર ૯ મા અને ૧૪ મા પાઠમાં બતાવ્યો છે. આથી लिह् ધાતુરૂપ નામમાં स् પ્રત્યયનો લોપ થતાં ह् નો ढ् કરે છે અને તે ढ् નો ट् કે ड् થાય છે. ૧૦ મો (૨). भ्याम् પૂર્વે તેમજ એવાં બીજા પ્રત્યય પૂર્વે તેનો ड् થાય છે. પ્રથમા लिट्–ड् लिहौ, लिहः, તૃતીયા लिहा, लिड्भ्याम्, लिड्भिः. दुह्માં स् લોપાતાં दुघ् થાય છે ૯ મો પાઠ. પછી ૭ મા નિયમાનુસાર धुघ् થાય છે, અને ૨ જાથી धुक् કે धुग् થાય છે. भ्याम् અને એવા પ્રત્યયો પર છતાં दुघ् થાય છે.

૧૩. વ્યંજનથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે ૯મા પાઠમાં ૭માં નિયમનો ફેરફાર થાય છે. આથી ૯મા પાઠ ૬થી धुग्भ्याम् થયું સપ્તમી બહુવચન धुक्षु.

दुह्

| | | | |
|---|---|---|---|
| प्र० | धुक्–ग् | दुहौ | दुहः |
| तृ० | दुहा | धुग्भ्याम् | धुग्भिः |
| स० | दुहि | दुहोः | धुक्षु |
| सं० | हे धुक्–ग् | दुहौ | दुहः |

द्रुह्

| | | | |
|---|---|---|---|
| प्र० | ध्रुक्–ग् –ट्–ड् | द्रुहौ | द्रुहः |
| तृ० | द्रुहा | ध्रुग्भ्याम् / ध्रुड्भ्याम् | ध्रुग्भिः / ध्रुड्भिः |
| स० | द्रुहि | द्रुहोः | ध्रुक्षु–ध्रुट्सु ध्रुट्त्सु |
| सं० | हे ध्रुक्–ग्–ट्–ड् | द्रुहौ | द्रुहः |

૧૪. अनडुह्‌ના પ્રથમ પાંચ રૂપો अनड्वान्–ड्वाहौ–हः,–हम्–हौ. સંબોધન એકવચન अनड्वन्. અન્ત्य ह्‌નો વ્યંજનથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે द् થાય છે. अनडुद्भ्याम् ઇત્યાદિ.

૧૫. दिव्‌નું પ્રથમાનું એકવચન द्यौः થાય છે. વ્યંજનથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે द्यु રહે છે; द्युभ्याम्.

૧૬. हन् અન્તે હોય એવા નામો (वृत्रहन् ઇ૦) તેમજ अयमन् અને पूषन्, अन् અન્તે હોય એવાં બીજાં નામોથી પહેલાપાંચ રૂપોમાં જુદાં પડે છે. કેમકે આ નામોમાં अ લંબાય છે. वृत्रहन्‌માં न्‌નો ण् જ્યારે अ લોપાતો નથી ત્યારે થાય છે. वृत्रहा–हणौ–हणः પ્રથમા. वृत्रघ्ना–हभ्याम्–हभिः તૃતીયા अનો લોપ થતાં हનો घ થાય છે તે માટે ૯મો પાઠ ૨ ક જુવો.

૧૭. દ્વિતીયાથી આગળ વિભક્તિમાં સ્વરથી શરૂ થતાં પ્રત્યયો પૂર્વે श्वन्–युवन् અને मघवन्‌માંના वनो उ થાય છે. એટલે शुनः, यूनः मघोनः દ્વિ. બ. બાકીમાં अन् અન્તે હોય એવાં નામો પ્રમાણે રૂપાખ્યાન થાય છે.

૧૮. पथिन् શબ્દનાં પ્રથમ પાંચ રૂપો पन्थाः–न्थानौ–नः; नम्–नौ સ્વરથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે इन् લોપાય છે. બીજા રૂપોમાં इन् અન્તે હોય એવા નામો પ્રમાણે રૂપાખ્યાન થાય છે. पथः દ્વિ. બ. વ. पन्था, पथिभ्याम्–थिभिः તૃતીયા ઇ૦ પ્રથમા એકવચન જેવું સંબોધન એકવચન पन्थाः થાય છે.

૧૯. मथिन् એજ પ્રમાણે છે. ऋभुक्षिन्‌માં પહેલાં પાંચ રૂપોમાં અનુનાસિક ઉમેરાતો નથી એટલો ફેર છે. ऋभुक्षाः–क्षाणौ–क्षाण ऋभुक्षः દ્વિ. બહુ. વ.; ऋभुक्षा તૃતીયા એકવચન.

૨૦. ૯માં પાઠના ૯મા નિયમનો ફેરફાર परिव्राज्‌નાં ज्‌માં થાય છે. પ્રથમા એકવચન परिव्राज्–ष्. स् લોપાતાં परिव्राट्–ड् ( ૧૦મો પાઠ ૨ ) परिव्राड्भ्याम् તૃ. દ્વિ.; परिव्राज्+भ्याम्–परिव्राष्+भ्याम्

ઉપરથી થાય છે. તેજ પ્રમાણે પ્રથમા એકવચન विश्, विश्–विष् સ્નો લોપ થતાં विट्–ड् (૧૦મો ૨). તૃતીયા દ્વિ. વ. विश्–विष्– विड्भ्याम् એજ પ્રમાણે देवेज (देव+यज्), निश्, विश्वसृज्, राज् ઇ૦

૨૧. प्राच्, प्रत्यच्, उदच्, अवाच्, सम्यच् અને तिर्यच् પુલ્લિંગના પ્રથમ પાંચ રૂપોમાં અન્ત્ય વ્યંજન પૂર્વે અનુનાસિક ઉમેરાય છે. પ્રથમા એકવચન प्राङ्, प्रत्यङ्, उदङ्, ઇ૦ દ્વિતીયા બહુવચનથી આગળ વિભક્તિમાં સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે તેમજ નપુ૦ની પ્રથમા—દ્વિતીયા દ્વિવચન ई પૂર્વે प्रत्य, उद, सम्य, અને तिर्यने બદલે प्रती, उदी, समी, અને तिरश् થાય છે. प्रतीचः, उदीचः, समीचः અને तिरश्चः દ્વિતીયા બહુવચન પુ૦; સ્રીલિંગ રૂપો આવાં અંગને ई લાગવાથી થાય છે, प्राची-प्रतीची ઇ૦

तिर्यच् પુ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र० तिर्यङ् | तिर्यञ्चौ | तिर्यञ्चः | प० तिरश्चः | तिर्यग्भ्याम् | तिर्यग्भ्यः |
| द्वि० तिर्यञ्चम् | ,, | तिरश्चः | ष० ,, | तिरश्चोः | तिरश्चाम् |
| तृ० तिरश्चा | तिर्यग्भ्याम् | तिर्यग्भिः | स० तिरश्चि | ,, | तिर्यक्षु |
| च० चिरश्चे | ,, | तिर्यग्भ्यः | स० हे तिर्यङ् | तिर्यञ्चौ | तिर्यञ्चः |

तिर्यच् ન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| प्र० અને द्वि० | तिर्यक्–ग् | तिरश्ची | तिर्यञ्चि. |

બાકીના રૂપો પુલ્લિંગના જેવાં થાય છે.

૨૨. स्रज्, तादृश्, दिश् અને दृश्માં અન્ત્યનો क् કે ग् જ્યારે તેની પછી કોઇપણ વ્યંજન આવે ત્યારે થાય છે, અને કંઇ ન આવે ત્યારે વિકલ્પે થાય છે. પ્રથમા એકવચન स्रक् કે स्रग्; તૃતીયા દ્વિ. વ. स्रग्भ्याम्; સાતમી બહુ૦ स्रक्षु.

૨૩. ૯ મા પાઠના ૭ મા નિયમમાં લખેલા ધાતુઓનાં અને ત્રીજા ગણના વર્તમાન કૃદંત પુલ્લિંગના પ્રથમ પાંચ રૂપોમાં અન્ત્ય

વ્યંજન પહેલાં અનુનાસિક લેતાં નથી. નપુ૦ના પ્રથમા અને દ્વિતીયા બહુવચનમાં અનુનાસિક વિકલ્પે લે છે. નપુંસક પ્રથમા અને દ્વિતિયા દ્વિવચનમાં, સ્ત્રીલિંગ ફક્ત ई ઉમેરવાથી થાય છે.

बिभ्रत्. भृ નું વર્તમાન કૃદંત.

| बिभ्रत् પુ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | बिभ्रत् ન. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | बिभ्रत् | बिभ्रतौ | बिभ्रतः | प्र० | बिभ्रत् | बिभ्रती | बिभ्रति / बिभ्रन्ति |
| द्वि० | बिभ्रतम् | ,, | ,, | द्वि० | ,, | ,, | ,, |

बिभ्रती એ સ્ત્રીલિંગ થયું.

---

પા ૧૩૧* આ कृ ધાતુ આત્મને૦ અદ્યતનભૂતકાળ ૨ પુ. એ. વ. છે. અને એમાં કાળવાચક આગમ લોપાય છે. પાઠ ૨૨ મો જુઓ.

પા. ૧૩૨* આ વાત એક જુલમી સ્ત્રીને માટે છે એક જુવાન સ્ત્રીના પતિ ઉપર વેર રાખીને તે તે સ્ત્રીને મારી નાંખવાનું ચાહતી હતી; પણ આ શ્લોક બોલનારી પવિત્ર સ્ત્રીએ તેને અટકાવી.

પા. ૧૩૩+ यत्नसामर्थ्यात् અથવા બીજું કાંઇ વાપરવું.† द्रू નો પ્રેરકરૂપમાં त् થાય છે.

પા. ૧૩૪§ આવા શબ્દો વાપરવામાં આવે ત્યારે હમેશા दा ૨ જો ગણ 'કાપવું' અને दै ૧ લો ગણ 'સ્વચ્છ કરવું' આ બે ધાતુ ત્યાગ કરવા

પા. ૧૩૪* दृश् ને લાગુ પડતું નથી. दृश् તો ગુણજ પામે છે. વળી ૬ ઠ્ઠા ગણના नू અથવા घू સાધારણ રીતે ગુણ કે વૃદ્ધિ પામતા નથી, તેઓને આ નિયમ લાગુ પડી વૃદ્ધિ થાય છે.

પા. ૧૩૫* આ નામધાતુ છે અને असूया પરથી અન્ત્ય સ્વરનો લોપ કરી દશમા ગણના अय ઉમેરાય છે, તેમ अय ઉમેરવાથી સિદ્ધ થયો છે.

૨૪. બીજા ગણમાં आ અન્તે હોય એવા ધાતુઓનાં વર્તમાન કૃદંત ૬ ઠા ગણના ધાતુઓનાં વર્તમાન કૃદંતની પેઠે સ્ત્રીલિંગના ई પૂર્વે તેમજ નપુ૰ના પ્રથમા અને દ્વિતીયા દ્વિ૰ વ૰ની ई પૂર્વે અનુનાસિક વિકલ્પે લે છે यात्—याती અથવા यान्ती, નપુ૰ પ્રથમા અને દ્વિતીયા દ્વિવચન, અને સ્ત્રીલિંગ.

૨૫. पुंस्‌ના પ્રથમ પાંચ રૂપો पुमान्—मांसौ—मांसः; मांसम्—मांसौ. સંબોધન એક. વ. पुमन्. અન્ત્ય स् વ્યંજનથી શરૂ થતાં પ્રત્યય પૂર્વે લોપાય છે.

૨૬. गिर् અને र् અન્તે હોય એવાં નામો पुर्, धुर् ४० અને आशिस्, વ્યંજનથી શરૂ થતા પ્રત્યયની પૂર્વે અથવા તેની પછી કંઇ આવ્યું હોય ત્યારે ઉપાન્ત્ય લંબાવે છે. आशिस्‌માં स् નો ष् સામાન્ય સ્થિતિ પ્રમાણે થાય છે. સપ્તમી બહુ.વ૰ને નીચેનો નિયમ લાગુ પડે છે.

૧–પહેલી ચોપડીમાં स् નો ष् થવાનો ફેરફારનો અનુનાસિક, વિસર્ગ, કે श् ष् स्, ઉપાન્ત્યસ્વર અને स् ની વચ્ચે હોય તોપણ ચાલુ રહે છે.

आशिःषु કે आशीष्षु.

| | गिर् | | | | आशिस्. | | |
|---|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ્ર૰ | गीः | गिरौ | गिरः | પ્ર૰ | आशीः | आशिषौ | आशिषः |
| દ્વિ૰ | गिरम् | ,, | ,, | દ્વિ૰ | आशिषम् | ,, | ,, |
| તૃ૰ | गिरा | गीर्भ्याम् | गीर्भिः | તૃ૰ | आशिषा | आशीर्भ्याम् | आशीर्भिः |

૨૭. अप् બહુવચનમાંજ રૂપાખ્યાન લે છે. પ્રથમા आपः आप्‌ના પ્‌નો द्. भ्‌થી શરૂ થતા પ્રત્યય પૂર્વે થાય છે. अद्भिः તૃતીયા.

૨૮. પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યય પૂર્વે अहन्‌ના न्‌નો र् થાય છે. અને વ્યંજનથી શરૂ થતા બીજા પ્રત્યય પૂર્વે વિસર્ગ થાય છે. પ્રથમા, દ્વિતીયા अहः, अह्नी, अहनी, अहानी. તૃતીયા अह्ना अहोभ्याम् अहोभिः ४० अहर्भाति અહિં अहर्, પ્રથમા એકવચન છે.

२९. पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अपर, अधर, स्व જ્યારે આ શબ્દો સ્થળનો, કાળનો અથવા પુરૂષનો સંબંધ બતાવે અને अन्तर જ્યારે અંદરનું કે નીચેનું લુગડું એવા અર્થમાં વપરાય, ત્યારે સર્વનામ તરીકે રૂપાખ્યાન લે છે. પ્રથમા બહુ. પંચમી અને સપ્તમી એક. વ. માં તેઓ વિકલ્પે એ પ્રમાણે રૂપાખ્યાન લે છે. पूर्वे—पूर्वा; पूर्वात्—पूर्वस्मात्; पूर्वे—पूर्वस्मिन्.

૩૦. નીચેના દશ શબ્દો સર્વનામ છે. અને તે પ્રમાણે રૂપાખ્યાન લે છે. પણ પ્રથમાને દ્વિતીયા એકવચન નપુંસકમાં त् કે द् લગાડવાથી થાય છે. अन्य, अन्यतर, कतर, कतम, यतर, यतम, ततर, ततम, एकतम इतर. જેમકે अन्यत्—द्.

૩૧. चरम, अल्प, अर्ध, कतिपय અને नेम નું પુ. પ્ર. બ. વ. સર્વનામના જેવું વિકલ્પે થાય છે. नेम સર્વનામ છે.

૩૨. पपी, ययी, અને બીજા ई દીર્ઘ અન્તે હોય એવા પુલ્લિંગ નામોનું દ્વિ. એ. વ. અને બ. વ. म् ને न् લગાડવાથી થાય છે.

૩૩. क्रोष्टु શબ્દના क्रोष्टृ હોય એમ રૂપાખ્યાન થાય છે, પ્રથમ પાંચમાં બ.સ क्रोष्टृ તરીકેજ થાય છે. પણ તૃતીયા એકવચનથી, આગળ બીજી વિભક્તિમાં વિકલ્પે થાય છે, જો પ્રત્યય સ્વરથી શરૂ થતો હોય તો, ષષ્ઠિ બહુવચનમાં આ નિયમ લાગુ નથી. એમાં क्रोष्टूनाम् એવું રૂપ થાય છે. સં. એ. વ. क्रोष्टो થાય છે. બીજી રીતે उ અન્ત્ય નામો પ્રમાણે क्रोष्टु ના રૂપો થાય છે.

૩૪. जरा ને निर्जर વિકલ્પે जरस् અને निर्जरस् ના રૂપો લે છે, જો પ્રત્યય સ્વરથી શરૂ થતો હોય તો, નહિં તો આ અન્ત્ય સ્ત્રીલિંગ નામો પ્રમાણે રૂપાખ્યાન થાય છે. निर्जर્માં અકરાન્ત નામના જેવાં રૂપ થાય છે. जरा, जरसौ કે जरे ४.

૩૫. अर्वन् वत् અન્તે હોય એવા નામો પેઠે રૂપો લે છે. પ્ર. ને સં. એકવચનમાં એમ થતું નથી. જ્યારે નકાર દર્શક अन् શબ્દના પૂર્વે લગાડાય છે ત્યારે તેના आत्मन् પેઠે રૂપો થાય છે.

૩૬. उशनस्, अस् અન્તે હોય એવા નામોથી પ્ર. એ. માં જુદો પડશે. પ્રથમા એક. વ. उशना છે, અને સંબોધન વિકલ્પે उशनन्, उशन, ને उशनः છે.

૩૭. દ્વિતીયા બહુવચન પછીના, સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે કેટલાક શબ્દોમાં અન્ત્ય वाह् નો ऊह् થાય છે. આ ऊ નો પૂર્વના आ કે अ સાથે મળતાં औ થાય છે. જેમકે विश्वौहः દ્વિ. બ. વ. विश्ववाह्नुं. ह् નો ढ् થાય છે. જેમકે लिह् માં થાય છે તેમ અને તેથી विश्ववाट्–ड् પ્ર. એ. વ. થાય છે, विश्ववाड्भ्याम् તૃ. એ. વ.

૩૮. तुरासाह् માંનો स् નો વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે ष् થાય છે.

૩૯. दोषन् પુ. ન; असन् ન, दत् પુ., पद् પુ૦, नस् સ્ત્રી; मास् પુ; हृद् ન, मांस ન; पृत् સ્ત્રી. स्नु પુ. ન. પુ૦, शकन् ન૦, उदन् ન૦ आसन् ન૦, निश् સ્ત્રી. ના પ્ર. ને દ્વિ. એક. વ. ને દ્વિવચનમાં રૂપોજ નથી. બાકીનો સામાન્ય નિયમાનુસાર રૂપાખ્યાન થાય છે. मास् અને मांस् નો स व्यंજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે લોપાય છે. मांसमां स નો सु પૂર્વે લોપ થતો નથી.

---

यदा महान्वयाकरणः पाणिनिः समजायत तदा व्याकरण-विषये प्राचां कानिचिन्मतानि प्रतीचां मतेभ्यो भिन्नान्यासन् ।

पूर्वेषां संप्रदायमनुसृत्य ग्रन्थारम्भे देवतां स्तौमि ।

विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके* शास्त्रविरुद्ध इत्यन्ये कलौ प्रतिषिद्ध इत्यपरे वदन्ति ।

विवाहविधावर्यमणं पूषणं चाधिकृत्य मन्त्रान्पठन्ति ।

अपराधं विना प्रत्युर्नारि तस्मै प्रकुप्यति ।

---

* ૧૭મા પાઠની ૪થી કલમ જુઓ.

प्रजापीडनजो वह्नी राज्ञः श्रियं कुलं प्राणांश्च दहति

यस्मिञ्शकटे सोमो† राजानीयते तस्य धुर्यन्यतरोऽनड्वान्युक्तः स्यादन्यतरो विमुक्तोऽथ राजानमुपावहरेयुः ।

यूनां बुद्धिः शास्त्रैः संस्क्रियते ।

पत्या परित्यक्ता विधवा वा यान्यं पतिं विन्दते सा पुनर्भूर्भवति ।

दिवि यथा संख्यातीतास्तारकास्तथैव दाशरथौ रामे गुणाः।

तस्याश्चार्वङ्ग्याः स्त्रिया लावण्यं पश्यन्तो जना अक्ष्णां फलं प्रापुः ।

इन्द्रियं वा एतदस्मिँल्लोके यद्दधि । यद्दध्नाभिषिञ्चतीन्द्रिय‡मेवास्मिंस्तद्§दधाति ।

मधुराभिर्गीर्भिः साधुं सान्त्वयामास गोविन्दः। स साधुश्च तमाशीर्भिरनुगृह्येष्टं प्रदेशं जगाम ।

+असृग् रक्षः ऽवसृजतात् ।

एकः शब्दः सम्यग्ज्ञातः सम्यक्प्रयुक्तश्च स्वर्गे लोके कामधुग्भवतीति वैयाकरणानां मतम् ।

पुण्येऽहनि पुरोधास्तं राज्येऽभिषिषेच मन्त्रं चेमं पपाठ ।

याभिरिन्द्रमभ्यषिञ्चत्प्रजापतिः सोमं राजानं वरुणं यमं मनुं ताभिरद्भिरभिषिञ्चामि त्वामहं राज्ञां त्वमधिराजो भवेह ।

---

† પવિત્ર સોમવલ્લીને ઘણીવાર રાજાના નામથી વર્ણવી છે. उपावहरेयुः નું કર્મ ऋत्विजः અધ્યાહાર છે.

‡ જે પુરૂષ ઉપર પાણી અથવા દહિં છાંટવામાં આવે છે તે પુરૂષને લાગુ પડે છે.

§ तद्‌નો અર્થ 'તેટલા માટે' જેવો થાય છે.

+ જ્યારે યજ્ઞમાં પશુને મારી નાંખે છે ત્યારે તેનું લોહી રાક્ષસોને આપી દે છે. तात् એ પ્રત્યય આજ્ઞાર્થના ૨ જા પુરૂષના એ. વ ના રૂપ બનાવવામાં વપરાય છે. એ અધિકારક પ્રત્યય છે.

देवासुरा वा एषु लोकेषु संयेतिरे । त एतस्यां प्राच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । ते दक्षिणस्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । ते प्रतीच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । त उदीच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् ।

आदित्यचन्द्रावनिलोऽनलश्च
द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्च रात्रिश्च उभे च संध्ये
धर्मोऽपि जानाति नरस्य वृत्तम् ॥

अवश्यं नश्वरे देहे दुर्दमे च यमे द्विषि ।
हास्यं नास्याद्विनिर्याति यत्पुंसामिदमद्भुतम् ॥

सत्यं संसृतिगर्तेयं दुःखैः पूर्णा निरन्तरम् ।
यतस्तद्व्यतिरेकेण नान्यत्किंचिदिहाप्यते ॥

अनित्ये प्रियसंवासे संसारे चक्रवद्गतौ ।
पथि संगतमेवैतद्भ्राता माता पिता सखा ॥

हृदि विद्ध इवात्यर्थं यया संतप्यते जनः ।
पीडितोऽपि हि मेधावी न तां वाचमुदीरयेत् ॥

तस्य पृथ्वी प्रसूतेऽर्थं धर्ममर्थः प्रसूयते ।
प्रसौति विजयं धर्मः स च प्रसवति श्रियम् ॥

गर्हते न तथा श्वानं चाण्डालं च न गर्हति ।
गर्हयत्याहवे भग्नं यथासौ क्षत्रियं नरम् ॥

हते भर्तरि वैक्लव्यात्क्रन्दन्ति तदरिस्त्रियः ।
अजस्रैरश्रुभिस्तासां क्लिद्यन्ति नयनानि च ॥

ददात्यसौ धनं भूरि ब्राह्मणेभ्यो दिनेदिने ।
ददते ब्राह्मणास्तस्मै संतुष्टा नित्यमाशिषः ॥

असौ स्वप्रायमानोऽपि कत्थते नात्मनो गुणान् ।
कथयन्ति जना एव तस्य तानद्भुतान् भुवि ॥
वृश्चिकानां भुजङ्गानां दुर्जनानां च वेधसा ।
विभज्य नियतं न्यस्तं विषं पुच्छे मुखे हृदि ॥
चन्दनैश्चर्चितेव द्यौर्दिशः काशैरिव श्रिताः ।
क्षीरेण क्षालितेवोर्वी शर्वरीशे विराजति ॥
यथामिषं जले मत्स्यैर्भक्ष्यते श्वापदैर्भुवि ।
आकाशे पक्षिभिश्चैव तथा सर्वत्र वित्तवान् ॥
नक्रः स्वस्थानमासाद्य गजेन्द्रमपि कर्षति ।
स एव प्रच्युतः स्थानाच्छुनापि परिभूयते ॥
बुद्धिमान्पुरुषो जह्याच्छिन्नां नावमिवाम्भसि ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥
जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥
मानुषाणां* प्रमाणं स्याद्भुक्तिर्वै दशवार्षिकी ।
विहंगानां तिरश्चां च यावदेव समाश्रयः ॥
कृष्णसारे ददच्चक्षुस्त्वयि चाधिज्यकार्मुके ।
मृगानुसारिणं साक्षात्पश्यामीव पिनाकिनम्‡ ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥

---

*માણસ અને પશુને માલકીનો હક થવાને કેટલા વરસનો કબજો જોઇએ તે આ શ્લોકમાં લખેલું છે.

‡જ્યારે દુષ્યન્ત રાજા હરણ પાછળ દોડતો હતો ત્યારે તેને આ શ્લોક તેના સારથીએ કહ્યો છે.

## ગુજરાતી વાક્યો.

૧. જ્યારે ભરતને રાજ્યાભિષેક થયો ત્યારે તેણે બ્રાહ્મણોને સો સો ગાયો આપી. દીર્ઘતમસે તેને તે આપતાં ( ददत् ) દીઠો.

૨. ઉત્તર ( उदच् ) ના લોકોએ ગુલામગિરિને અમાનુષિક ગણી અને દક્ષિણ પ્રાન્તના લોકોની સાથે તેને મૂળમાંથી કાઢી નાંખવા લડયા. ( अवाच् )

૩. ઉશનસ્ (उशनस्) અસુર લોકોનો અને બૃહસ્પતિ સુરલોકોનો ગુરૂ હતો. રાજનીતિના કેટલાંક પુસ્તકો મળે છે તેના તેઓ પ્રખ્યાત લેખકો ગણાય છે.

૪. તેમણે ટેકરી ખોદવી શરૂ કરી અને તે કામ કેટલાક દિવસે ( अहन् तृ. ) પૂરૂં કર્યું.

૫. ગામના પટેલને (ग्रामणी) સેનાપતિએ પૂછ્યું કે મારા લશ્કરને દાણા આપીશ ?

૬. ચિત્રકૂટ પાસે જે ઝુંપડું છે, તે ત્યાં બાજુમાં રહેતા જોગીઓએ બાંધ્યું છે. ( परिव्राज् ).

૭. સ્ત્રીઓ ( स्त्री ) છોકરાં ઉછેરશે અને માણસો ( पुंस् ) મહેનત મજુરીથી પૈસો ભેગો કરશે.

૮. ઇન્દ્રથી ( वृत्रहन् કે मघवन् ) દિલીપનો ઘોડો એક વખત હરણ કરાયો હતો.

૯. પ્રારંભે પાણી હતું ( अप् ). આ પાણી પર સ્વયંભૂ ( स्वयंभू ) બ્રહ્મા દેખાયા અને તે સ્વયંભૂથી આ સર્વ વસ્તુઓ રચાઇ.

૧૦. તે એક આંખે ( अक्षि ) કાણો છે.

૧૧. કુંદલતાના ફુલોમાંનું મધ મધમાખોથી પીવાયું ( मधुलिह् ).

૧૨. હાથીનાં હાડકાની ( अस्थि ) મૂર્તિઓ બનાવાય છે.

૧૩. સત્ય માર્ગે ચાલનારની ( पथिन् ) ચઢતી થાય છે.

૧૪. ગ્રીસમાં બે ટેકરીઓ છે તે કુતરાનાં ( श्वन् ) માંથા કહેવાયછે.

૧૫. ગરીબોને પૈસા આપવાને તારા ધણીથી (पति) તને હુકમ કરાયો છે.

૧૬. તેનો ગોઠીયો (सखि) કાશી જઇને ત્યાં એકલોજ રહે છે.

૧૭. ઝંદ ભાષાના ધર્મ પુસ્તકોમાં અર્યમનનું નામ છે.

૧૮. આ પુસ્તકોમાંનું ગમે તે એક (एकतम) મને આપો.

૧૯. વેદ બોલતા બ્રાહ્મણો વરસાદમાં ડેંડેં કરતાં દેડકા (वर्षाभू) જેવાં છે.

---

## શબ્દકોષ ૧૬.

अक्षि ન. આંખ.
अजस्र પુ. સ્ત્રી. ન. હમેશનું, નિરન્તરનું.
अत्यर्थम् ક્રિ. વિ. ઘણુંજ, અતિશે.
अद्भुत પુ. સ્ત્રી. ન. આશ્ચર્યકારક.
अधर સર્વ. પુ. સ્ત્રી. ન. નીચલું. નીચેનું.
अधर्म પુ. દુષ્ટકામ.
अनडुह् પુ. બળદ.
अनल પુ. અગ્નિ.
अनिल પુ. વાયુ.
अप् સ્ત્રી. પાણી (બ. વ. માં વપરાય છે.)
अपर સર્વ. પુ. સ્ત્રી ન. બીજું, અન્ય, ઇતર.
अप्रवक्तृ પુ. જે બોલતો અથવા શિખવતો નથી.
अर्यमन् પુ. દેવ, દેવલોકગત પૂર્વજ.
अर्वन् પુ. ઘોડો.
अवर સર્વ. પુ. સ્ત્રી. ન. પાછલું, પછીનું, ઉતરતું.
अवश्यम् ક્રિ. વિ. નક્કી. નિશ્ચે.
अवाच् પુ. સ્ત્રી. ન. દક્ષિણનું.
असन् ન. લોહી
असृज् ન. લોહી.
अहन् ન. દિવસ.
आमिष પુ ન. માંસ.
आशिस् સ્ત્રી. આશીર્વાદ.
आसन् ન મોહોડું, મુખ.
आस्य ન. મુખ.
आहव પુ. લડાઇ.
इन्द्रिय ન. જોર (અંગનું)
ईर् ૧ગ. પરસ્મૈ૦ અને ૧૦ગ. उद् જોડે, બોલવું.

स्नेहरूपस्तन्तुर्मनुजानां हृदयमर्माणि सीव्यति ।

भार्यायां यद्यदिष्टं तत्तदधिज्यधन्वनस्तस्य भूपतेर्नानासार्थं किंचिदासीत् ।

प्रतिदिनं त्र्यम्बकं यथाविधि पूजयामि यावद्यवकार्थं ग्रन्थानवलोकयाम्यामध्याह्नसमयमक्षमालां गृहीत्वा जपामि ।

त्रिचतुराण्यहान्यस्मिन्मे गृहे वस्तुं त्वमर्हसि यावत्तवार्थसिद्धिं करोमि ।

आसन्नपञ्चाशा गा ब्राह्मणेभ्योऽददाद्यज्ञवर्मा श्रावणस्य प्रथमे सोमवासरे ।

चिरप्रवृत्त एष मृतस्य पुनर्जीवप्रदाने पन्थाः । तथाहि । विश्वावसुना गन्धर्वराजेन मेनकायामुत्पन्नां प्रमद्वरां नाम कन्यामाशीविषविलुप्तजीवितां स्थूलकेशाश्रमे भार्गवस्य नप्ता प्रमतितनयो मुनिकुमारको रुरुर्नाम स्वायुषोऽर्धेन योजितवान् । अर्जुनं चाश्वमेधतुरगानुसारिणमात्मजेन बभ्रुवाहननाम्ना समरशिरसि शरापहृतप्राणमुलूपी नाम नागकन्यका सोच्छ्वासमकरोत् ।

अभिमन्युतनयं च परिक्षितमश्वत्थामास्त्रपावकपरिप्लुष्टमुदरादुपरतमेव निर्गतमुत्तराप्रलापोपजनितकृपो भगवान्वासुदेवो दुर्लभानसून्प्रापितवान् ।

*यान्येव सुरभिकुसुमधूपानुलेपनादीनि चन्द्रापीडसमागमसुखोपभोगायानीतानि तैरेव मृते तस्मिन्देवतोचितामपचितिं

---

* આ કાદમ્બરી નામની કુમારીકા વિશે છે. તે પોતાના આસક ચન્દ્રાપીડને મળવા એક ઠરાવેલી જગ્યાએ ગઈ; પણ ત્યાં એને મુએલો દીઠો; કોઈ અદ્ભુત શક્તિએ તેને આજ્ઞા આપી કે તારો સ્વામી સજીવન થશે અને તેનું શરીર રાખી મૂકવા કહ્યું.

संपाद्य चन्द्रापीडमूर्तौ मूर्तिमतीव शोकवृत्तिरार्तरूपा रूपान्तरमिव तत्क्षणेनैवोपगता गतजीवितेव शून्यमुखी मुखावलोकिनी चन्द्रापीडस्य पीडोत्पीडितहृदयापि रक्षन्ती बाष्पमोक्षमुद्दामवृत्तेः शोकादपि मरणादपि च कष्टतमामवस्थामनुभवन्ती तथैवाङ्के समारोपितचन्द्रापीडचरणद्वया दूरागमनखिन्नेनापि बुभुक्षितेनाप्यप्रतिपन्नस्नानपानभोजनेन मुक्तात्मना राजपुत्रलोकेन स्वपरिजनेन च सह निराहारा कादम्बरी तं दिवसमनयत्।

सज्जन्ति कुञ्जरघटाः खलु तत्प्रयाणे
तं संततं युधि परिष्वजते जयश्रीः ।
चेतः समासजति तस्य गुणानुरागा
द्विद्याविशुद्धहृदये विदुषां समूहे ॥
यं न स्पृशन्त्येनमचिन्त्यतत्त्वं दुरन्तधामानमनन्तरूपम् ॥
मनोवचोवृत्तय आत्मभाजां स एव पूज्यः परमः शिवो नः ॥
अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥
दंष्ट्राभङ्गं मृगाणामधिपतय इव व्यक्तमानावलेपाः ।
नाज्ञाभङ्गं सहन्ते नृवर नृपतयस्त्वादृशाः सार्वभौमाः ।

---

## ગુજરાતી વાક્યો.

૧. મેં પાંચ છ માણસ, પંચાવન કરતાં વધારે ગાયો અને લગભગ સાઠ કુતરાઓ રસ્તાપર જોયા.

૨. આ અંગ દેશનો રાજા છે, જેનો પ્રેમ સ્વર્ગની અપ્સરાઓ ઇચ્છે છે.

૩. શ્રી અને સરસ્વતી દેવીઓ જેનાં રહેઠાણ સ્વાભાવિક રીતે જુદાં છે તે તેનામાં એકઠાં રહે છે.

૪. જે રાજાએ મહાશ્વેતાનું વૃતાન્ત સાંભળ્યું તે દુઃખનો માર્યો શબ્દ પણ કહી શક્યો નહિ.

૫. જેનું તેજ અગાધ છે અને જેણે પ્રજાને સંતોષી મોટી કીર્તિ મેળવી છે તે આ પરંતપ નામે રાજા છે.

૬. મારી શક્તિ પ્રમાણે હું ન્યાયના તત્વો હવે સમજાવું છું.

૭. પતંગીઆ અગ્નિ તરફ ઉડે છે.

૮. દરેક પર્વત પર રઘુએ કીર્તિ સ્થંભ ઉભો કર્યો.

૯. ગોદાવરીના કિનારા પર જનસ્થાન આવેલું છે.

૧૦. ધણીને ઘેર છોકરીને મોકલીને અને જાણે કે મેં કોઇની આપેલી થાપણ પાછી સોંપી હોય તેમ હું સુખી છું

૧૧. લાંબા હાથવાળો, પહોળી છાતીવાળો અને નાજુક કમ્મરવાળો આ અવન્તિનો રાજા છે.

૧૨. કમળ જેવી આંખોવાળી જેનાં અંગોજ નાજુક હતાં તેણે તેને માટે પ્રીતિ રાખી નહિ.

૧૩. કડાંથી શોભાયમાન હાથવાળો મહેન્દ્ર પર્વતની શક્તિ શક્તિવાળો અને જેણે પોતાની શક્તિથી શત્રુઓનો નાશ કર્યો હતો. તે હેમાંગદ કલિંગનો રાજા જે મહેલમાં બેઠો હતો, ત્યાં તે જ્યારે પહોંચી ત્યારે સુનન્દાએ તે ચન્દ્રમુખી સુંદરીને કહ્યું.

---

## શબ્દકોષ ૨૦.

अक्षमाला સ્ત્રી. (अक्ष પુ. એક છોડનું અને તેના મૂળનું નામ છે, અને माला સ્ત્રી. કંઠી, માળા) રૂદ્રાક્ષની માળા.

अङ्क પુ. ખોળો.

अचिन्त्य પુ. ન. સ્ત્રી. અવિચાર્ય, ન ધારી શકાય એવું.

अधिज्यधन्वन् પુ. જેનું ધનુષ ખેંચેલું હોય તે.

अनुराग પ્રીતિ.

अनुलेपन ન. મલમ, અંગને લગાડવાનો સુગન્ધિ પદાર્થ.
अपचिति સ્ત્રી. પૂજા.
अर्घ પુ. ઇચ્છેલી વસ્તુ.
अवलेप પુ. ગર્વ.
अश्वमेध પુ. એક પ્રકારનો યજ્ઞ (એમાં અશ્વનું બળિદાન થાયછે.)
असु પુ. જીવ, પ્રાણ ( આ અર્થમાં તે હંમેશાં બહુવચનમાં વપરાય છે કેમકે પ્રાણ પાંચ છે.)
आ મર્યાદા બતાવનાર અવ્યય, અવધિદર્શક અવ્યય.
आत्मभाज् પુ. જેને આત્મા છે તે, માણસ.
आनीत આ+ની નો કર્મણિ ભૂ કૃ. આણેલું.
आयुस् ન જીંદગી.
आर्त પુ. ન. સ્ત્રી. દુઃખિત, પીડિત.
आशीविष પુ. સર્પ.
आसाद्य પુ ન. સ્ત્રી. મેળવાય તેવું.
उत्पन्न પુ ન. સ્ત્રી. જન્મેલું, ઉપજેલું
उदार પુ. ન. સ્ત્રી. ઉમદા, મોટા મનવાળું, ઉદાર.
उद्दामवृत्ति પુ. ન સ્ત્રી. ઉદ્ધત સ્વભાવ વાળું, અમર્યાદ.
उद्धत પુ. ન. સ્ત્રી. ગર્વિષ્ઠ.
उपजनित उप+जन् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ; ઉપજાવેલું.
उपभोग પુ. ભોગવવું તે.
उलूपी સ્ત્રી. એક નાગકન્યાનું નામ છે. એ થોડા દિવસ અર્જુનની ભાર્યા હતી.
कन्यका સ્ત્રી. દીકરી.
कादम्बरी સ્ત્રી. એક તરુણ સ્ત્રીનું નામ છે.
कुटुम्बक ન. કુટુંબ.
कुमारक પુ. જુવાન છોકરો, કુંવર કુમાર.
कृतिन् પુ. ન. સ્ત્રી જેની ઇચ્છા સંપૂર્ણ થઇ છે તે, કૃતકૃત્ય, સુંદરિ
गतजीवित પુ ન. સ્ત્રી. મુએલું.
चिरप्रवृत्त પુ ન. સ્ત્રી. લાંબા વખતથી ચાલતું.
जप् ૧ ગ. પરસ્મૈ॰ ધીમે ધીમે જપવું.
तनय પુ. દીકરો.
त्र्यम्बक પુ. રૂદ્રનું નામ, શિવ.
दंष्ट्रा સ્ત્રી દાઢ, અણિદાર દાંત.
दुरन्त પુ. ન. સ્ત્રી. જેને છેડે પહોંચવું કઠણ છે એવું, અમર્યાદ.
देवता સ્ત્રી. દેવતા.
धामन् ન. તેજ.
धूप પુ. ધૂપ.
निराहार પુ. ન. સ્ત્રી. ભુખ્યું, અપવાસી.

निसर्ग પુ. સ્વભાવ, પ્રકૃતિ.
परिक्षित् પુ. અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર.
परिजन પુ. સેવક, નોકર.
परिप्लुष्ट परि+प्लुष् નો ભૂ. કૃ. બાળી નાખેલું.
प्रचार પુ. ફેલાવો.
प्रमति પુ. માણસનું નામ છે.
प्रमद्वरा સ્ત્રી. સ્ત્રીનું નામ છે.
प्रयाण ન. જવું તે, કુચ.
प्रापितवत् प्र+आप् નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. પમાડનાર, આપનાર.
बाष्प પુ. ન. આંસુ.
बुभुक्षित પુ. સ્ત્રી. ન. ભુખ્યું.
भार्गव પુ. ઋષિનું નામ છે.
मान પુ. આબરૂ, માન.
मेनका સ્ત્રી. અપ્સરાનું નામ છે.
यथाविधि ક્રિ. વિ. વિધિ પ્રમાણે.
यावत् ક્રિ. વિ. જ્યાં સુધી.
युध् સ્ત્રી. લડાઇ.
योजितवत् युज् નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. જોડનાર.
रुरु પુ માણસનું નામ છે.
लोक्+अव ૧. ગ. આત્મને૦ અને ૧૦ ગ; જોવું, અવલોકન કરવું.
विलुप्त वि+लुप् નો ભૂ. કૃ. નાશ કરેલું.
विश्वावसु પુ. ગન્ધર્વનું નામ છે.
व्यक्त वि+अञ्ज् નો કર્મણિ ભૂ. કૃ. ખુલ્લું, ૨૫૦૯.
शून्यमुखी સ્ત્રી. સુના મ્હોંવાળી, ફીકા મુખવાળી, ઝંખવાણી પડેલી.
समागम પુ. સોબત, મેળાપ.
समारोपित सम्+आ+रुह् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ; મુકાયલું.
सस्ज् ૬ ગ. પરસ્મૈ૦ તૈયાર થવું.
सार પુ. શક્તિ, તાત્પર્ય.
सार्वभौम પુ. સ્ત્રી ન. ચક્રવર્તી.
सुरभि પુ. સ્ત્રી ન. સુગન્ધ, સુવાસવાળું.
सोच्छ्वास પુ. સ્ત્રી ન. શ્વાસવાળું.
स्थूलकेश પુ. ઋષિનું નામ છે.

---

અથાગ अगाध પુ. સ્ત્રી. ન.
કમ્મર मध्य ન.
છાતી वक्षस् ન.
જુદુ भिन्न કર્મણિ ભૂ કૃ. भिद् નું.
તરફ अभि (ઉપસર્ગ).
તીડ शलभ પુ.
તજ सत्त्व ન.
થાપણ न्यास પુ; निक्षेप પુ.
દરેક प्रति (ઉપસર્ગ).
દેવકુમારી अप्सरस् સ્ત્રી; सुराङ्गना સ્ત્રી.
ધામ आस्पद ન; आवास પુ.

પરંતપ(રાજાનું નામ છે) परंतप પુ.
પાછું આપેલું प्रत्यर्पित प्रति+ऋનો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.
પોહળું विशाल પુ. સ્ત્રી. ન.
પ્રકૃતિ निसर्गપુ. प्रकृति સ્ત્રી. स्वभावપુ.
પ્રીતિ प्रीति સ્ત્રી; अनुराग પુ.
બાંધવું बन्ध ૯ ગ.
માંગેલું प्रार्थित प्र+अर्थનો કર્મણિ ભૂ. કૃ.
માર્યું (પીડાયલું) अभिभूत अभि+भूનો કર્મણિ ભૂ. કૃ; पर्याकुल પુ. ન. સ્ત્રી. आकुल પુ. ન. સ્ત્રી.
રીઝવવું તે (રાજાએ પ્રજાને) अनुरञ्जन ન
શૂરપણુ प्रताप પુ. पराक्रम પુ.
હાડકું अङ्गद પુ.
હેમાંગદ(રાજાનું નામ છે)हेमाङ्गदપુ.

---

# પાઠ ૨૧.

## પ્રેરક ભેદ.

૧. કોઇ પણ ધાતુનું પ્રેરકરૂપ अय લગાડી દશમા ગણનાં अय પહેલાં કરવામાં આવતા સ્વરમાં ફેરફારો કરવાથી થાય છે. करोति તે કરે છે. कारयति તે કરાવે છે.

૨. પ્રેરકરૂપ ઉભયપદી છે.

૩. अम् અન્તે હોય એવા ધાતુઓ ( कम्, अम्, અને चम् સિવાયના ) અને जन् जॄ (૪થો ગણુ) दल्, वल्, त्रप्, वन्, ज्वल् અને બીજા કેટલાક બહુ અગત્યના નહિં એવા ધાતુઓમાં સ્વરની વૃદ્ધિ કરતા નથી. जनयति, वलयति, नमयति नामयति, उन्नमयति.

૪. आ અન્તે હોય એવા ધાતુઓ ह्री અને ऋમાં अय પહેલાં प ઉમેરાય છે. दा–दापयति, ह्रेपयति, अर्पयति.

૫. ए, ऐ, ओ અન્તે હોય એવા ધાતુઓમાં અન્ત્ય સ્વરને બદલે आ મૂકાય છે. धे–धा–धापयति, दो–दा–दापयति.

૬. क्षैનો आ નિત્યે હ્રસ્વ થાય છે, ग्लै અને स्नानो વિકલ્પે થાય છે, પણ એ બે ધાતુઓની પૂર્વે ઉપસર્ગ આવે તો સ્વર હ્રસ્વ થતો નથી; જેમકે क्षपयति, ग्लपयति કે ग्लापयति, प्रग्लापयति.

૭. रुह्‌માં ह्‌ને બદલે प्‌ મૂકાય છે, रोपयति, रोहयति. हन्‌નો घात थाय छे.

૮. रभ्‌ અને लभ्‌માં અન્ત્ય અક્ષરની પહેલાં અનુનાસિક આવે છે; रम्भयति, लम्भयति.

૯. शो, छो, सो, ह्वे व्ये, वे અને पा (પીવું) એટલાને अय ની પહેલાં प्‌ને બદલે य्‌ મૂકાય છે, पा 'રક્ષણ કરવું'માં ल्‌ ઉમેરાય છે. शाययति, साययति. जि, क्री, અને इ+अधिमांना સ્વરને બદલે आ મૂકાય છે; જેમકે जापयति, क्रापयति અને अध्यापयति.

૧૦. *अयनी પછી इ પ્રત્યય આવે તો अनो લોપ થાય છે. (અ). ભૂ. કૃના પ્રત્યય પૂર્વે (બ) અને यथी શરૂ થતા પ્રત્યય પૂર્વે (ક) અને ધાતુ સાધિતના સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે अयनो લોપ થાય છે, પણ સ્વરમાં થયલા ફેરફાર કાયમ રહે છે; विद्‌ 'જાણવું' विदित 'જાણેલું', वेदित 'જણાવેલું' संहृत्य ભૂ૦ संहार्य પ્રેરક. હ્રસ્વ ઉપાન્ત્યવાળા ધાતુ પછી અવ્યયી ભૂ કૃ.ના य પ્રત્યય પૂર્વે अयमांना અન્ત્ય अनो લોપ થાય છે. प्रणमय्य.

૧૧. દશમા ગણના પ્રેરકરૂપ મૂળરૂપનાં જેવાંજ છે.

૧૨. અકર્મક ક્રિયાપદના પ્રેરકરૂપો, સકર્મક ક્રિયાપદમાં કર્મ કંઇ સાહિત્યને લગતું કાર્ય હોય અને બીજાં જેવાં કે ગતિ દર્શાવતા હોય કે કંઇ જ્ઞાન, ખબર, ખાવાનું દર્શાવતા હોય અને दृश्‌ ધાતુ જ્યારે વપરાય છે, ત્યારે ક્રિયાપદનો મૂળભેદનો કર્તા દ્વિતીયામાં મૂકાય છે. नी અને वह्‌માં આ નિયમ લાગુ પડતો નથી, અને हृ અને कृમાં વિકલ્પે લાગે છે. બીજી બાબતમાં મૂળકર્તા તૃતીયામાં આવે છે.



*આ માણસ અથવા સૃષ્ટિના આત્માને લાગુ પડે છે.

यजमानो यज्ञकर्मर्त्विग्भिरारम्भयति ।

इन्द्रः स्वयशः किंनरमिथुनानि गापयामास ।

पुष्पमित्रो यजते याजकास्तं याजयन्ति ।

कृष्णवर्मा पुत्रेण ब्राह्मणेभ्यः प्रत्यहं शतं गा दापयति ।

जानकीं रथमारोप्य जाह्नवीतीरमासाद्य रामाज्ञापितो लक्ष्मणस्तां विजहौ ।

प्रभुप्रसादलवोऽप्यचीरप्रकृतेर्दासजनस्य प्रागल्भ्यं जनयति ।

असुरस्य तिग्मतपसा प्रीतात्मा भगवाञ्शंकरः स्वीयं रूपं तं दर्शयामास ।

नगेन्द्रसक्तां दृष्टिं पार्श्वे कस्यापि क्रन्दितमाकर्ण्य राजा निवर्तयामास ।

अस्मिँल्लोकेऽनुष्ठितो धर्मस्तस्य कर्तारं स्वर्गलोकं प्रापयति ।

ग्रीष्मकाले घर्मोऽङ्गानि ग्लपयति स्वेदं प्रवर्तयति तृष्णां परिवर्धयति च ।

बहिर्द्वारि प्रवृत्तमृषिकुमारकं प्रवेशयितुं प्रतिहारीमाज्ञापयामास राजा ।

चिरनष्टमात्मनो बालकं दृष्टवा सा सुन्दरी भृशं रुरोद तं च दृढं परिष्वज्याश्रुभिः स्नपयामास ।

शत्रूनगमयत्स्वर्गं वेदार्थं स्वानवेदयत् ।
आशयच्चामृतं देवान्वेदमध्यापयद्विधिम् ।
आसयत्सलिले पृथ्वीं यः स मे श्रीहरिर्गतिः ॥

रमयन्ति मनस्तावद्भावाः संसारसंभवाः ।
यावन्न श्रूयते साश्रुलोकफूत्कारकाहलः ॥

स्वीयं यशः पौरुषं च गुप्तये कथितं च यत् ।
कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत् ॥

वेदाविनाशिनं नित्यं य *एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥
संयोजयति विद्येव नीचगापि नरं सरित् ।
समुद्रमिव दुर्धर्षं नृपं भाग्यमतः परम् ॥
यदि सत्याभिसंधस्त्वं राजग्रामं प्रवासय ।
नव पञ्च च वर्षाणि निर्जने गहने वने ॥
युधिष्ठिरस्तु कौन्तेयो मयमाहूय सत्वरम् ।
कारयामास वै तेन सभामद्भुतदर्शनाम् ॥
दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रसः किमयमेत्युत दर्प एव ॥

## ગુજરાતી વાક્યો.

૧. રાજા બ્રાહ્મણો પાસે પૈસા લેવડાવે છે ( प्रति+ग्रह् )*

૨. વસિષ્ઠે દશરથ પાસે યજ્ઞ કરાવ્યો ( यज् ).

૩. બાજીરાજાના પાપી કર્મો આપણને લજવે છે (ह्री).

૪. ઇન્દ્રે સ્વર્ગમાં અર્જુનને પોતાની ગાડીમાં માતલિ પાસે તેડાવ્યો (आ+नी)

૫ પહેલાં તે માણસો પાસે પોતાનામાં વિશ્વાસ મૂકાવે છે ( वि+श्वस् ) અને પછી તેનો નાશ પમાડે છે( नश् , अव+सद् ,ध्वंस् ).

૬. પોતાના ગુરૂના હુકમથી તેણે રોજ (आ+ज्ञा પ્રેરક) ગાયોને ખવરાવ્યું અને પછી પીવરાવ્યું (पा).

૭. તેણે પ્રાતઃકર્મ પૂરૂં કર્યા પછી ( सम्+आप् પ્રેરક ) સોળ બ્રાહ્મણોને જમાડ્યા ( भुज् ) અને પછી પોતે ખાધું.

*પ્રેરકભેદ ધાતુઓનું વાપરવું.

૮. ચૌદ વર્ષ વનમાં રામનું જવાનું થયું તેણે દશરથનું મોત કરાવ્યું ( प्र+सञ्ज् ).

૯. જ્યાં પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રો લડતા હતા તે રણ-સંગ્રામમાં શું થયું તે સંજયે ધૃતરાષ્ટ્રને સંભળાવ્યું (श्रु).

૧૦. જે ભાઇઓને અને મિત્રોને પરસ્પર લડાવી મારે છે ( युध् ) અને વખતે તે માણસ પાસે પોતાનું માથુ પણ કપાવે છે તે અદૃષ્ટ× છે.

૧૧. બાપે પોતાની છોકરીને સારી ચાલના, ઉંચા કુળના, સારી કેળવણીવાળા માણસને પરણાવવી જોઇએ (परि+नी, वि+वह्+उद्+वह्).

૧૨. આ છોકરાએ જે શ્લોકો ગાયા છે તે હું જ્યારે મારી પ્રિયા અને લક્ષ્મણ સાથે પસ્રવણ પર્વતના શિખર પર રહ્યો હતો તે સમય યાદ દેવડાવે છે (स्मृ).

૧૩ શૌષધનના યજ્ઞનાં શ્યાપર્ણો ગયા અને વેદીની અંદર આસન લીધાં ત્યારે રાજાએ તેને આસન પરથી ઉઠાડી મૂકવા પોતાના માણસને હુકમ કર્યો. તેઓએ તેમને ઉઠાડી ( उद्+स्था )‡ મૂક્યા ત્યારે મોટેથી બૂમ પાડી.

---

## શબ્દકોષ ૨૧.

अज પુ. ન. સ્ત્રી. નહીં જન્મેલું.

अधीर પુ. સ્ત્રી. ન. સાબીત કે ગંભીર મન વગરનું, અલ્પ મન-વાળું, અધીરું.

अभिसंधा સ્ત્રી. વચન, નિશ્ચય.

अम् ૧ ગ. પરસ્મૈ० હાલવું.

अमृत ન. અમૃત.

अर्थ પુ. ખરોભાવ, અર્થ.

---

‡स्था અને स्तम्भ् ધાતુઓના सનો उद् ઉપસર્ગ પછી લોપ થાય છે.

×આ કલમના નિયમો ૧૦મા ગણના અયને પણ લાગુ પડે છે.

अविनाशिन् પુ. ન. સ્ત્રી. નાશ નહીં પામે એવું, રૂપભેદ નહીં થાય તેવું.
अव्यय પુ સ્ત્રી. ન. ફરે નહીં એવું, નિર્વિકાર.
काहल પુ. શબ્દ.
किंनर પુ. એક પ્રકારના સુરલોક છે.
कृष्णवर्मन् પુ. પુરૂષનું નામ છે.
कौमारक ન. બાલ્યાવસ્થા.
क्रन्दित ભૂ કૃ. (નામ તરીકે વપરાય છે) ન. બૂમ.
क्लिद् ૪ ગ. પરસ્મૈ૦ ભીનું થવું.
क्षै ૧ ગ. પરસ્મૈ૦ ક્ષીણ થતાં જવું.
गति સ્ત્રી. ગમન.
गहन પુ. સ્ત્રી. ન. દુર્ગમ, ભેદાય કે પેસાય નહીં એવું.
गुप्ति સ્ત્રી. ગુપ્તવાત, રક્ષણ.
गुरुता સ્ત્રી. મોટાઇ, દબદબો, ગૌરવ.
ग्लै ૧ ગ. પરસ્મૈ૦ થાકી જવું.
घर्म પુ. ગરમી, ઉષ્ણતા, ઘામ.
जाह्नवी સ્ત્રી. ગંગા.
ज्वल् ૧ ગ. પરસ્મૈ૦ ભડકો થવો, બળવું.
तिग्म પુ. ન. સ્ત્રી. ઉગ્ર, સખ્ત.
तृष्णा સ્ત્રી તરસ.
दल् ૧. ગ. પરસ્મૈ૦ ફાડવું, ચીરવું.
दुर्धर्ष પુ.ન. સ્ત્રી. પાસે જવાય નહીં તેવું, દુર્ગમ.
धरित्री સ્ત્રી. પૃથ્વી.
नगेन्द्र પુ. પર્વતરાજ, હિમાલય પર્વત.
नित्य પુ. સ્ત્રી. ન. હમેશનું, સદાનું.
निर्जन પુ. સ્ત્રી. ન. મનુષ્યરહિત, એકાન્ત.
नीचग પુ. સ્ત્રી. ન. હલકા પુરૂષનો આશ્રય કરનારૂં, હલકા પુરૂષની પાસે હોય તે, નીચ જમીનપર વેહેતું.
पार्थ પુ. પૃથાનો પુત્ર, પાણ્ડવોનું નામ.
पुष्पमित्र પુ. રાજાનું નામ છે.
पौरुष ન. મરદામી, શૂરપણું.
प्रकृति સ્ત્રી. સ્વભાવ.
प्रतिहारी સ્ત્રી. દ્વારપાલિકા.
प्रागल्भ्य ન. હામ, ધીરપણું.
फूत्कार પુ. ડસકાં ખાઇ ખાઇને રડવું તે.
मय પુ એક શિલ્પિનું નામ છે.
मारुत પુ. પવન.
मिथुन ન. જોડું, યુગ્મ.
वम् ૧ ગ. પરસ્મૈ૦ વમન કરવું, ઓકવું.
वल् ૧ ગ. આત્મને૦ ઢાંકવું.
वीररस પુ. શૂરબુદ્ધિ, નવ રસમાંનો એક રસ છે.

શ્રીહરિ પુ. વિષ્ણુદેવનું નામ છે.
संभव પુ. મૂળ.
सलिल ન. પાણી.
स्वेद પુ. પરસેવો.

---

આબરૂદાર विशिष्ट આબરૂદાર કુળનું अभिजनवत् પુ. સ્ત્રી. ન., कुलीन પુ. સ્ત્રી. ન.
કુલ कुल ન.
કેળવણી विद्या સ્ત્રી.; સારી કેળવણીવાળું कृतविद्य પુ. સ્ત્રી. ન; संस्कृत चित्त પુ. સ્ત્રી. ન; सुविनीत પુ. સ્ત્રી. ન.
કોઇ કોઇ પ્રસંગે काले काले, प्रसङ्गवशात्.
કોઇ કોઇ વાર कदाचित्.
તે પ્રમાણે तथा च, तथा, इत्थम्.
પ્રસ્ત્રવણ (પર્વતનું નામ છે) प्रस्रवण પુ.
બૂમ પાડવી रु ૨ ગ. क्रन्द् ૧. ગ. ૫.
ભણવું पठ् ૧. ગ. ૫.
શ્યાપર્ણ (શ્યાપર્ણ નામના ગોરોના કુળનો એક શખસ) श्यापर्ण પુ.
સારીચાલનું सुचरित પુ. સ્ત્રી. ન.
સૌષદ્મન (રાજાનું નામ છે) सौषद्मन પુ.

## પાઠ ૨૨.

## અદ્યતન ભૂતકાળ.

૧. કોઇપણ કાળનો સંબંધ બતાવ્યા સિવાય થયલી ક્રિયા દર્શાવવા અથવા તો તાજી થયલી ક્રિયા બતાવવા કે આજનું કાર્ય બતાવવાને આ અદ્યતન ભૂતકાળ વપરાય છે. કથા આદિ કહેવામાં આ કાળ વાપરવો નહિ.

अजनि ते वै पुत्रः તને એક છોકરો જન્મ્યો છે; तदहं तुभ्यमेवददामि य एव सत्यमवादीः (હિત. વા.) તેં સત્ય કહ્યું છે માટે હું તને તે આપું છું; उदुश्रिय उषसो रोचमाना अस्थुः (ઋગ્વેદ સં.) પ્રભાતની શોભા દેખાવવા માંડી છે.

૨. નકાર દર્શક मा અવ્યય સાથે અદ્યતન ભૂતકાળ વપરાય છે, અને ત્યારે આજ્ઞાર્થના અર્થમાં વપરાય છે તે વખતે આ ભૂતકાળની નિશાની अ છે. તેનો લોપ થાય છે. જેમકે मा त्वं गमः તમે ન જાઓ. मानो हिंसीज्जनिता यः पृथिव्याः જે પૃથ્વીનો કર્તા છે તે અમને ઈજા ન કરે (મારી ન નાખે.)

૩. આ ભૂતકાળના સાત પ્રકાર છે. હ્યસ્તનભૂતકાળની પેઠે આ કાળમાં પણ अ કે आ નિશાની લગાડાય છે.

૧ લો પ્રકાર.

૧ ધાતુઓને ત્રીજાપુરૂષ બહુવચનના પ્રત્ય સિવાય બધા હ્યસ્તનભૂતકાળનાજ પ્રત્યયો લાગે છે. ૩ પુ. બ. વ. નો પ્રત્યય उस् છે આ उस् ના પહેલા आ હોય તો તેનો લોપ થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | उस् |

૨. पा 'પીવું' स्था, दा, धा, અને બીજા ધાતુઓનાં दा ને धा અંગો થતા હોય તેવા ધાતુઓ અને इ 'જવું' ને બદલે વપરાતો गा અને भू 'થવું' આ પ્રકારનાં છે.

૩. भू માટે ૩ પુ. બ. વ. નો પ્રત્યય अन् છે. સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે भू ને व् ઉમેરવામાં આવે છે.

૪. घ्रा, धे, शो, सो, અને छो આ પ્રમાણે વિકલ્પે રૂપો લે છે. બાકી બીજા રૂપો ૬ ઠા પ્રકાર પ્રમાણે થાય છે. धे ત્રીજે પ્રકાર નો પણ છે.

૫. આ પ્રકાર ફક્ત પરસ્મૈપદનોજ છે. આ પ્રકારના ધાતુઓ જ્યારે આત્મનેપદના હોય ત્યારે ૪ થો કે ૫ મો પ્રકાર લેછે.

दा 'આપવું,'

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ | अदाम् | अदाव | अदाम |
| ૨ જો ,, | अदाः | अदातम् | अदात |
| ૩ જો ,, | अदात् | अदाताम् | अदुः |

उस् પહેલાં આનો લોપ થાય છે. अद्+उस्=अदुः તેજ પ્રમાણે अस्थुः, अगुः

૨ જો પ્રકાર.

૧. ધાતુમાં अ ઉમેરાય છે. અને પછી હ્યસ્તનભૂતકાળના પહેલા વિભાગના ગણોના પ્રત્યયો લાગે છે.

પરસ્મૈપદ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો. પુ. | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | अन् |

अम् ને अन् પહેલાં अનો લોપ થાય છે. અને म ને व પહેલા લંબાય છે. * માર્ગો. ૫ પાનુ ૫.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | इ | वहि | महि |
| ૨ જો ,, | थास् | इथाम् | ध्वम् |
| ૩ જો ,, | त | इताम् | अन्त |

अन्त પહેલાં अનો લોપ થાય છે અને वहि ને महि પહેલાં તેને લંબાવામાં આવે છે. ધાતુના સ્વરોનો ગુણકે વૃદ્ધિ થતી નથી.

૩. આ પ્રકાર, કેટલાક ધાતુઓ સિવાય પરસ્મૈપદનોજ છે.

૪. કેટલાક ધાતુઓનાં વિકલ્પે રૂપો થાય છે. અને કેટલાક ખાસ રૂપો થાય છે, કેટલાક જરૂરી ધાતુઓ નીચેની ટીપમાં આપ્યા છે.

लिप् લીંપવું.
सिच् સીંચવું.
ह्वे (हू) બોલાવવું.
આ ત્રણ ધાતુઓ જ્યારે આત્મને પદી છે ત્યારે આ વિભાગના વિકલ્પે થાય છે.
अस् (अस्थ्) ફેંકવું.
आप् મેળવવું.
क्रुध् ગુસ્સે થવું.
क्लम् થાકી જવું.
क्षम् ૪. ગ. માફ કરવું.
ख्या (ख्य्) પરસ્મૈ० ને આત્મને० કહેવું.
गम् જવું.
गृध् લોભી થવું.
घस् ખાવું.
तम् શરીરે દુઃખ થવું.
तुष् સંતોષ પાળવું.
तृष् તરસ્યા થવું.
दम् પાળવું.
दुष् દોષિત થવું.
द्रुह् ઇજા કરવી.
नश् નાશ પામવું.
पत् (पप्त्) પડવું.
पिष् દળવું.
पुष् ૪. ગ. પોષવું.
भ्रम् ૪. ગ. ભટકવું.
मद् ગાંડા થવું.
मुच् મૂકવું
मुह् મોહ પામવો.
लुप् કાપવું.
लुभ ૪ ગ. લોભ કરવો.
वच् (वोच्) પરસ્મૈ० આત્મને० બોલવું.
शक् શક્તિમાન થવું.
शद् નાશ પામવું.
शम् શાંત થવું.
शास (शिष्) હુકમ કરવો
शिष् સરખા ભણી કરવી.
शुध् શોધવું.
श्रम् હુમલો કરવો
श्लिष् ૪. ગ. ચોટવું.
सद् બેસવું.
सिध् ૪. ગ. તૈયાર થવું.
सृप् ચાલવું.
स्निह् સ્નેહ રાખવો.
स्विद् ૪. ગ. પરસેવો થવો.
हृष् ૪. ગ. ખુશી થવું
(બ) વિકલ્પે. થનારા.
क्षुद् ભૂકો કરવો.
घुष् જાહેર કરવું.
च्युत् ટપકવું.
छिद् કાપવું.
जृ (जर्) ઘરડા થવું.

तृप् સંતોષ પામવું.
दृप् મગરૂર થવું.
दृश् ( दश् ) જોવું.
निज् સાફ કરવું.
बुध् જાણવું.
भिद् ભેદવું.
युज् જોડવું.
रिच् ખાલી કરવું
रुद् રડવું.
रुध् અટકાવવું.
विच् જુદું કરવું.
शुच् ૪. ગ. ચોખ્ખું કરવું.
श्वि ( श्व् ) ઉપસવું.
स्कन्द् ( स्कद् ) કુદકો મારવો.
स्तम्भ् (स्तभ्) રોકવું, રૂંધવું.
स्फुट् ૧. ગ. ભાંગવું.

નીચેના ૧. ગણના ધાતુઓ આત્મનેપદી છે. પણ જ્યારે તે આ વિભાગના થાય છે ત્યારે પરસ્મૈપદી થાય છે.

क्लृप् બનાવવું.
क्षुभ् ખળભળવું.
द्युत् પ્રકાશવું.
ध्वंस् ( ध्वस् ) નાશ પામવું.
भ्रंश् ( भ्रश् ) પડવું.
रुच् પ્રકાશવું.
वृत् થવું, હોવું.
वृध् વધવું.
शुभ् પ્રકાશવું.
स्यन्द् ( स्यद् ) ગળવું.
स्रंस् ( स्रस् ) નીચે પાડવું.
स्विद् પરસેવો થવો.

૫. આમાં શ્વિ૮જા અને ૫માં પ્રકારનો પણ છે. બીજા ધાતુઓ ૪થા અને ૫મા પ્રકારના તે અનિટ્ કે સેટ્ હોય તે પ્રમાણે ગણાય છે.

૬. श्लिष् સાતમા પ્રકારનો પણ છે. તેનો અર્થ ભેટવું એવો થાય છે.

૭. ઉપરની બે ટીપમાં લખેલા જે ધાતુઓ આત્મનેપદી છે તે આત્મનેપદમાં ચોથાને પાંચમા પ્રકારના પણ છે.

पुष्

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ. | अपुषम् | अपुषाव | अपुषाम |
| ૨જો ,, | अपुषः | अपुषतम् | अपुषत |
| ૩જો ,, | अपुषत् | अपुषताम् | अपुषन् |

वच् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ |
|---|---|---|---|
| ૧લો પુ. | अवोचे | अवोचावहि | अवोचामहि |
| ૨જો ,, | अवोचथाः | अवोचेथाम् | अवोचध्वम् |
| ૩જો ,, | अवोचत | अवोचेताम् | अवोचन्त |

ત્રીજો પ્રકાર.

૧. દશમા ગણના અને પ્રેરકભેદ પામેલા ધાતુઓના આ કાળના રૂપો આ રીતે થાય છે.

૨. (અ) अयનો લોપ થાય છે. પણ સ્વરના ફેરફારો અથવા બીજા ધાતુમાં થયલા ફેરફારો કાયમ રહે છે.

(બ) ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે.

(ક) ધાતુની દ્વિરૂક્તિ સામાન્ય નિયમ પ્રમાણે થાય છે. જો ધાતુમાં દ્વિરૂક્ત થયલો સ્વરયુક્તવ્યંજન પછીનો સ્વરયુક્તવ્યંજન હ્રસ્વ હોય અને જોડાક્ષરને લીધે પણ દીર્ઘ ન હોય તો (ડ) દ્વિરૂક્ત વ્યંજનના अનો इ થાય છે. (ઇ) સ્વર સામાન્ય રીતે હ્રસ્વ હોય અને જોડાક્ષરને લીધે દીર્ઘ ન હોય તો દીર્ઘ થાય છે. (ફ) આવા તૈયાર અંગને अ લગાડી બીજા પ્રકાર પ્રમાણે હ્યસ્તન ભૂતકાળના પ્રત્યયો લગાડવા. જેમકે भू ધાતુનું પ્રેરકરૂપનું અંગ भावय છે. अयનો લોપ કરવાથી भाव्; ઉપાન્ત્ય હ્રસ્વ થવાથી भव् દ્વિરૂક્તિથી बभव्, દ્વિરૂક્ત अનો इ થવાથી बिभव्. इને દીર્ઘ કરવાથી बीभव्. अ ઉમેરવાથી અને त પ્રત્યય લગાડવાથી અને अ નિશાની મૂકવાથી अबीभवत्. તેમજ, स्पन्दयति (स्पन्दનું પ્રેરક). (अ પ્રમાણે) स्पन्द् पस्पन्द् (ક) अस्पन्दत् (ફ). (બ) ને લગાડવાનું કામ નથી. કારણ કે ઉપાન્ત્ય સ્વર નથી અને (ક) માટે પણ એમજ છે કારણ प् પછી જોડાક્ષર આવવાથી દીર્ઘ થાય છે. स्खलयति (स्खलનું પ્રેરક) स्खल् (અ) चस्खल् (ક) (૯મો પાઠ). चि+स्खल् (ડ) अचिस्खलत् (ફ). (બ)નું કામ પડતું નથી તેમજ (ઇ)નું કામ પડતું નથી કારણ चिનો સ્વર इ જોડાક્ષર આવવાથી દીર્ઘ થાય છે.

૩. (અ) જો ધાતુ સ્વરથી શરૂ થતો હોય તો પછીના વ્યંજનનો અભ્યાસ થાય છે અને इ દ્વિરૂક્ત વ્યંજનમાં લગાડાય છે. (બ) જ્યારે જોડાક્ષરમાં न, द् કે र् પહેલો અક્ષર હોય અને તે પ્રથમ સ્વર પછી આવતો હોય તો બીજા અવયવનો અભ્યાસ થાય છે.

अट्—आटय—आट् (૨જો અ) अटिट् (૩જો અ) आटिट्, आ નિશાની લગાડવાથી आटिटत् (૨. ૬.) उन्द्—उन्दय—उन्द्—उन्दिद् (૩બ) औन्दिद् અને औन्दिदत् તેજ પ્રમાણે अर्ह्—आर्जिहत्. છેલ્લા બે વિષયમાં उन् અને अर् કોરે મૂકાય છે, અને द्, हनो અભ્યાસ કરી इ ઉમેરાઈ છે.

(અ) જો ધાતુને અન્તે उ હોય (હ્રસ્વ કે દીર્ઘ) તો દ્વિરૂક્ત વ્યંજનમાં इ ને બદલે તેજ સ્વર મૂકાય છે. પણ જો તેની પછીનો વ્યંજન ઓષ્ઠ સ્વરથી કે य्, र्, ल्, व्, કે ज्नो ઉપરનો (જો પછી अ આવેલો હોય તો) ફેરફાર થાય. कु પ્રેરક कावय—कावु—कव्—चकवु અને चिकव् પણ ધાતુને અન્તે उ છે તેથી चुकव्—चूकव्—अचूकवत् થાય છે. અને भू કે पूમાં अबीभवत् કે अपीपवत्જ થાય છે પણ अबूभवत् કે अपूपवत् થતું નથી. (બ) स्रु, श्रु, द्रु, प्रु प्लु અને च्युમાં इ વિકલ્પે રખાય છે. अशिश्रवत् કે अशुश्रवत्. श्रुनું પ્રેરક અદ્યતનભૂત.

નીચેના ધાતુઓનો ઉપાન્ત્ય વિકલ્પે હ્રસ્વ થાય છે. भ्राज्, भाष्, भास्, दीप्, जीव्, मील्, पीड्, અને વળી ह्वे, लुट्, लुप्, અને બીજા થોડા. જેમકે अपिपीडत् કે अपीपिडत्. पीडय—पीड्—पिपीड्—अपिपीडत्. ૨ ઇ. અહિં જગો નથી. ઉપાન્ત્ય હ્રસ્વ થતાં पीड्—पिड्—पिपीड्—पीपिड् —अपीपिडत्.

૬. (૨. ઇ)માં બતાવેલા સ્વરના ફેરફારો—ઉપાન્ત્યનું ફેરફાર થવું (બ) अने બદલે इ મૂકાવવી. અને અભ્યસિત વ્યંજન સ્વરનું લંબાવવું. નીચેના ધાતુઓમાં થતું નથી. कथ्, वर्, शठ्, रह्, स्पृह्, सूच्, मृग्, ध्वन्, पार्; જેમકે कथ्—अचकथत्, वर्, अववरत्.

૭ स्मृ, दृ, त्वर्, प्रथ्, म्रद्, स्तॄ અને स्पश्‌માં અભ્યસિત વ્યંજનનો अ રાખવામાં આવે છે. वेष्ट् અને चेष्ट्‌માં इનો વિકલ્પે अ થાય છે. જેમકે असस्मरत्, अददरत् વિગેરે અને अववेष्टत्. કે अविवेष्टत्.

૮. गण्‌ના બે રૂપો. अजगणत् કે अजीगणत्.

૯. श्रि, द्रु અને स्रु ધાતુઓ મૂળ રૂપમાં ત્રીજા પ્રકારમાં આવે છે. श्रि વિકલ્પે ત્રીજો પ્રકાર લે છે धे નો દ્વિરૂક્ત થયા પછી आ લોપાય છે. આમાં અભ્યાસ થવો એજ જરૂરનું છે. श्रि–शिश्रि+अत्–अशिश्रियत्. (૨) अ અવિકારી છે તેથી धे–अदधत्.

૧૦. स्थापयतिનું अतिष्ठिपत्; पाययति, अपीप्यत्; અને घ्रापयति, अजिघ्रपत् કે अजिघ्रिपत्.

૧૧. ધાતુનો ઉપાન્ત્ય હ્રસ્વ ऋ વિકલ્પે રખાય છે. અને દીર્ઘ ॠ વિકલ્પે હ્રસ્વ થાય છે. वर्तय (वृत्‌નું પ્રેરક) अयનો લોપ કરવાથી वर्त કે वृत् ઉપરના નિયમ પ્રમાણે; वर्त्–ववर्त–अववर्तत्. (૨, ૬ અને ૭. કામનો નથી.) वृत्–ववृत्–विवृत् ( ૨, ૬ विवृत् ૨ ૭. ) अवीवृतत्. कीर्तय. મૂળ કે પ્રેરક कृत्‌નું. अयનો લોપ થવાથી कीर्त् અને कृत् તેથી अचिकीर्तत् કે अचीकृतत् એવાં બે રૂપ થાય છે.

૧૨. लोकृ, लोचृ, शासृ, श्लाघृ, बाधृ, सेवृ, वेपृ, एजृ, लाघृ, राघृ, तायृ, दाश, याचृ અને राजृ નો ઉપાન્ત્ય હ્રસ્વ થતો નથી. अलुलोकत् ને अततायत्.

૧૩. ह्वे અને स्वप् પ્રેરક અદ્યતનમાં हु અને सुप् તરીકે ગણવાના છે. शु નું વિકલ્પે श्वि જેમકે अजूहवत् કે अजुहावत्. असूषुपत्–अशूशवत्–अशिश्वयत्.

૧૪. આ પ્રકાર આત્મને૦ ને પરસ્મૈપદી છે.

हृ 'લઈ જવું' પ્રેરક.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरम् | अजीहराव | अजीहराम |
| ૨ જો ,, | अजीहरः | अजीहरतम् | अजीहरत |
| ૩ જો ,, | अजीहरत् | अजीहरताम् | अजीहरन् |

આત્મને०

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरे | अजीहरावहि | अजीहरामहि |
| ૨ જો ,, | अजीहरथाः | अजीहरेथाम् | अजीहरध्वम् |
| ૩ જો ,, | अजीहरत | अजीहरेताम् | अजीहरन्त |

---

काशीं गन्तुकामः श्रीनगराच्चिरगात्पण्डितः सह परिवारेण।

भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ।

तस्मिन्गुर्वनुचरे गृहं प्रविष्टे यूयं किमधुनोदस्थात । गुरुरयमिति मत्वा ।

अस्मिन्निर्जने वने नष्टमश्वमियन्तं कालमन्विष्यन्नपि न समासदम् ।

इदमाम्रफलं वृक्षादपतत् । यदि रोचते गृहीत्वा स्वादस्व ।

हे गङ्गे यदीदृशेभ्यः पापेभ्यो मामुददीधरस्ततः सत्यमनाथशरणमसि विष्णुपदपङ्कजोद्भवासि ।

प्रातरारभ्य पञ्चसप्तति वृक्षानसिचाम ।

वत्सस्य मरणेन तद्विषयकाः सर्वे मनोरथा मेऽध्वसन् ।

क्रीडार्थमुपवनमगमतां दंपती तयोर्निवृत्तयोरात्मनः करुणवार्तां कथय ।

इयं बालिका दुःखवार्तां श्रुत्वामुहत् । आश्वासयैनामुदकेन च सिञ्च ।

इमं ग्राममागच्छन्तौ भवद्भिर्दिष्ट्या गहने वने नानापक्षिगणसमाकुलं महावटवृक्षं तमदर्शाव ।

उपाध्यायो देवानपूपुजदधुनातिथयो यथेष्टं भुञ्जताम् ।

अस्मिन्मण्डपे समाहूतान्ब्राह्मणानहमजगणम् । पञ्च शतानि तेषां वर्तन्ते । एतेभ्योऽधुना दक्षिणां दातुमारभस्व ।

मच्चिन्तिता सरणिर्वरीयसेऽधिकारिणे नारुचद्तः स तां निरास्थन्नवीनां च स्वयं कल्पितां प्रावीवृतत् ।
किं यूयमवोचत । पुनरपि कथयत नाहमहिवतोऽभूवम् ।
प्रातिष्ठिपत्स बोधार्थं कुम्भकर्णस्य राक्षसान् ॥
राघवस्यामुषः कान्तामासिरुक्तो न चार्पिपः ॥
मुष्टिनाददरत्तस्य मूर्धानं मारुतात्मजः ॥
मुक्त्वा निःश्रीकमप्यब्जं मराली न गतान्यतः ।
भ्रमराली त्वगाद्वेगादिदं सदसदन्तरम् ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. અમે સોમરસ પીધો (पा) છે અને અમર થયા છીએ (भू).

૨. દેવદત્તે આ સોનું તોલ્યું છે (तुल्) એનાં ઘરેણાં કરો.

૩. કલિંગના રાજાએ પાટલિપુત્ર ને ઘેર્યું છે (रुध्) પણ તેમાં ઘણા સૈનિકો હારમાંથી છૂટા થયા છે (भ्रंश्) અને લૂંટ શોધે છે.

૪. અષ્ટાવક્ર બાર ગાઉથી આવતાં હવે થાક્યો છે (श्रम्) તેને અન્ન પાણી આપો.

૫. ભૂત છે એવો મારો વિચાર ન પગો છે એવી મારી ખાત્રી તે કરી શક્યો નથી (शक्).

૬. પ્રધાને દેશપર ન્યાયથી અમલ કર્યો છે (शास्) બધી પ્રજા તેને ચાહે છે.

૭. ગોવિન્દે આખો દિવસ ખોવાયલી ચોપડી શોધી પણ તે ન જડી (अधि+गम्. सम्+आ+सद्).

૮. યજ્ઞ સ્થંભ કરવા અમે પલાશની ડાળી કાપી નાંખી છે. (छिद्).

૯. હજી તમે તમારા હાથ ધોયા નથી (क्षल्).

૧૦. મારાં છોકરાને ઉનેઃ* પાણીએ નવડાવ્યા છે (स्ना પ્રેરક).

૧૧. મેં (वच्) કહ્યું તે પ્રમાણે તેં હજીપણુ ઉનું કર્યું નથી (तप् પ્રેરક.)?

૧૨. માલીક મરી જવાથી તેઓએ ઘર તોડી પડાવ્યું (सद् પ્રેરક+उद् કે नश् પ્રેરક). અને તેનાં લુગડા બાળી નંખાવ્યા છે (दह् પ્રેરક).

---

## શબ્દકોશ. ૨૨.

अनाथ પુ. સ્ત્રી ન. લાચાર, ધણી વગરનું, આશ્રયહીન.
अनुचर પુ ચાકર, નોકર.
अब्ज ન. કમળ.
अवहित (अव+धाનો ભૂ. કૃ.) ધ્યાન રાખેલું, સાવધ
अष्टावक्र પુ. પુરૂષનું નામ છે.
अस् ૪ ગ. निर् જોડે, રદ કરવું, કાઢી નાખવું.
आप्त પુ. મિત્ર, હિત ઇચ્છનાર.
आली સ્ત્રી. ઓળ, પંક્તિ.
इ+निर् નિકળવું.
करुण પુ. સ્ત્રી. ન. શોકકારક.
कल्पित क्लृप् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ; યોજેલું, બનાવેલું.
कुम्भकर्ण પુ. રાવણના એક ભાઇ નું નામ છે.
गन्तुकाम પુ. સ્ત્રી. ન. જવાનું ઇચ્છનાર.
गार्हपत्य પુ. ગૃહસ્થ હમેશાં જે પવિત્ર અગ્નિ રાખેછે તે અગ્નિ નું નામ છે, ગૃહકૃત્ય.
तद्विषयक પુ. સ્ત્રી. ન. તેને લગતું.
ताय् ૧ ગ. આત્મને० ફેલાવવું.
दीप् ૪ગ.આત્મને०પ્રકાશવું, દીપવું.
धे ૧ ગ. પરસ્મૈ० ધાવવું, પીવું.
धृ+उद् ખેંચી કાઢવું, ઉદ્ધાર કરવો.
ध्वन् ૧ગ.પરસ્મૈ० અવાજ કરવો.
नवीन પુ. સ્ત્રી. ન. નવું.
परिवार પુ. ચાકરમાણસનું ટોળું.
पलाश પુ. એક જાતનું ઝાડ છે.
पुरंधि પુ. એક દેવતાનું નામ છે.
बोध પુ. જગાડવુ તે.
भग પુ. એક દેવતાનું નામ છે.

*स्नाનાં પ્રેરક સાથે उष्णोदकेन વાપરો.

भ्रंश् ૧ ગ. આત્મને૦ અને ૪ ગ. પરસ્મૈ૦ પડવું.
मण्डप પુ. માંડવો (લગ્ન વિગેરે ઉત્સવ પ્રસંગે કીધેલો).
मनोरथ પુ. ઇચ્છા.
मराली સ્ત્રી. રાજહંસી.
मारुतात्मज પુ. વાયુપુત્ર, હનૂમાન્. મારૂતિ.
मृग् ૧૦ગ. આત્મને૦ શોધવું, ખોળવું.
रह् ૧૦ ગ. છોડી દેવું.
वटवृक्ष પુ. વડનું ઝાડ.
वर् ૧૦ ગ. વરવું, પસંદ કરવું.
वृत्+प्र (પ્રેરકમાં) દાખલ કરવું, પ્રવર્તાવવું.
शठ् ૧૦ ગ. ઠગવું, છેતરવું,
सद्+सम्+आ ભેળવવું, મળવું જડવું.
समाकुल પુ. સ્ત્રી. ન. રોકાએલું, પૂર્ણ.
सरणि-णी રસ્તો, વસ્તુઓની રચના અથવા ગોઠવણી.
सवितृ પુ. સૂર્ય.
सूच् ૧૦ ગ. સૂચવવું.
स्वामिन् પુ. માલીક, ધણી

---

અમર अमृत મૂનો ભૂ. કૃ. ઞ જોડે. अमर પુ. સ્ત્રી. ન.
ખાતરી કરવી इ प्रति જોડે (પ્રેરક) प्रतीतिं कृ.
ચાહવું स्निह् ૪ ગ; તેને ચાહેછે तस्मिन्स्निह्यति.
ભૂત. प्रेत પુ. वेताल પુ; पिशाच પુ. ભૂળ વગરનું निर्मूल પુ. સ્ત્રી ન.
લૂટ लोप्तन; लुण्ठन ન.
વાજબી રીતે धर्मेण, न्यायेन.
વિશ્વાર श्रद्धा સ્ત્રી; विश्वास.
હજી પણ अद्यापि અ.
હાર (લશ્કરની હાર, સોનાની રચના) व्यूह પુ.
હોવાપણું भाव પુઃ अस्तित्व. ન.

# પાઠ ૨૩.

## અદ્યતનભૂતકાળ ચાલુ.

### ૧. છઠ્ઠો પ્રકાર.

૧. છઠ્ઠા પ્રકારમાં ત્રીજા પ્રકારના अस् ધાતુના રૂપો લગાડવામાં આવે છે. अस् નો अ લોપાય છે. આ રૂપો પ્રત્યય તરીકે ગણાય છે. તે નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सिषम् | सिष्व | सिष्म |
| ૨ જો ,, | सीः | सिष्टम् | सिष्ट |
| ૩ જો ,, | सीत् | सिष्टाम् | सिषुः |

આ જલદીથી મ્હોડે રાખવા. વિદ્યાર્થિએ अस् ધાતુના હ્યસ્ત ભૂતકાળના રૂપ સમજવાં પણ आ નો લોપ કરી सि પૂર્વે લગાડાય છે. स નો ष માં ફેરફાર થાય છે. सन् ને બદલે सुस् ૩. પુ. બ. વ. નું રૂપ ગણવું અને બીજા ને ત્રીજામાં सि લગાડાય નથી.

૨. આકારાન્ત ધાતુઓ અને यम्, रम् ને नम् આ પ્રકારના છે.

૩. આ પ્રકાર પરસ્મૈપદનોજ છે.

### ૨. સાતમો પ્રકાર.

૧. अस् હોવું ના બીજા પ્રકારના રૂપો આ પ્રકારમાં લગાડવામાં આવે છે. अस् નો अ લોપવામાં આવે છે. બીજા શબ્દમાં स् ને अ લગાડી તેને કેટલાક ફેરફાર સાથે હ્યસ્તન ભૂતકાળના પ્રત્યય લગાડવામાં આવે છે. આ રૂપો પ્રત્યય તરીકે ગણાય છે ને ધાતુને લગાડાય છે.

| | પરસ્મૈ० | | | આત્મને० | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો પુ. | सम् | साव | साम | सि | सावहि | सामहि |
| ૨ જો ,, | सः | सतम् | सत | सथाः | साथाम् | सध्वम् |
| ૩ જો ,, | सत् | सताम् | सन् | सत | साताम् | सन्त |

૨. આ પ્રકાર પરસ્મૈ૦ અને આત્મનેપદનો છે.

૩. श्, ष्, स्, ह् અંતવાળા અનિટ્ ધાતુઓ જેમાં ઉપાન્ત્ય इ, उ, ऋ, ऌ હોય તેના અદ્યતન આ પ્રકારના થાય છે.

૪. दृश् ધાતુ અપવાદ છે.

૫. स्पृश्, मृश् અને कृष् વિકલ્પે આ પ્રકારના છે.

૬. ત્રીજો પુ. એ. વ. બીજો પુ. એ. વ. અને બ. વ. અને પહેલોપુ.દ્વિ.વ. આત્મનેપદમાં दुह्, दिह्, लिह् અને गुह् ધાતુઓમાં स કે सा નો લોપ કરવાથી અને પ્રત્યયનો બાકી રહેલો ભાગ લગાડવાથી વિકલ્પે બીજાં રૂપો પણ થાય છે.

ग्लै પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अग्लासिषम् | अग्लासिष्व | अग्लासिष्म |
| ૨ જો ,, | अग्लासीः | अग्लासिष्टम् | अग्लासिष्ट |
| ૩ જો ,, | अग्लासीत् | अग्लासिष्टाम् | अग्लासिषुः |

लिह् પરસ્મૈ૦

| | | |
|---|---|---|
| अलिक्षम् | अलिक्षाव | अलिक्षाम |
| अलिक्षः | अलिक्षतम् | अलिक्षत |
| अलिक्षत् | अलिक्षताम् | अलिक्षन् |

આત્મને૦

| | | |
|---|---|---|
| अलिक्षि | अलिक्षावहि–अलिह्वहि | अलिक्षामहि |
| अलिक्षथाः–अलीढाः | अलिक्षाथाम् | अलिक्षध्वम्–अलीढ्वम् |
| अलिक्षत–अलीढ | अलिक्षाताम् | अलिक्षन्त |

अ+लिह्+सत्–लिढ् (૧) ૯ મો પાઠ. लिक् (૧. ૯ મો પાઠ). लिक्+षत्=लिक्षत्. अलिक्षत्. अ+दिह्+सत्–दिह्–दिघ् (૯ મો પાઠ). धिघ्–धिक्+षत्=अधिक्षत्. अ+दिश्+सत्–दिश्–दिष् दिक्+षत्=अदिक्षत्.

अ+क्रुष्+सत्–क्रुष्–क्रुक्=अक्रुक्षत अ+लिह्+सत्–लिह्–लिढ्=अलिक्षत; लिह्+त=लिढ्+त लिढ्+ध्–लिढ्+ढ=लीढ–अलीढ ( ૩. પાઠ ૯ મો ).



नित्यकर्मानुष्ठानायाश्मासीस्तच्छूद्रादीन्मा स्पृक्षः ।

वेणुधमन्याग्निमध्मासिषम् । तदस्मिन्प्रदीप्ते वह्नावाहुतीः प्रास्य ।

भोः पुरोहित भवदाज्ञामनुसृत्य बटवेऽहं सावित्रीमुपादिक्षम् । तदधुनान्यत्करणीयं दर्शय ।

विवाहविधेरितिकर्तव्यतामत्रत्या ब्राह्मणा नाज्ञासिषुरतो मां तत्संपादनायाह्वन् ।

अस्तमयासीद्रविस्तिमिरेणावृतं नभः । तत्किमद्यापि गां नाधुक्षत पयः ।

कृषीवला भूमिमकृक्षन्परं त्वार्द्रासु स्थितेऽपि सूर्ये पर्जन्यो न वर्षति ।

मा वयं भ्रातरः परस्परं द्विक्षामेत्यस्माकं पितासन्नमरणो रिक्थस्य समानांश्चतुरो भागानकरोत् ।

महाकार्यारम्भे देवो गुरुजनश्च वन्दितव्य इति वचनमनुरुध्य गृहदेवतां मातरं पितरमन्यांश्च वृद्धान्प्राणंसिष्म ।

कूपतडागादिनिर्माणाय महान्तो यत्ना युष्माभिः कृतास्ते कस्मिन्पर्यवासासिषुः ।

इदं मधु किं नाल्हिक्षः । रुचिकरमेतत् ।



## ગુજરાતી વાક્યો.

૧. તે પોતાના છોકરાને ભેટયો ( श्लिष् ) અને ખૂબ રડયો (रुद्).

૨. અમે અમારા ઘોડાપર ચઢયા છીએ (रुह्+आ) અને શત્રુ સામા કુચ કરીએ છીએ.

૩. ગઇ કાલે આણેલાં ફુલો કરમાઇ ગયાં છે (म्लै) તેમને ફેંકી દો અને નવા આણો.

૪. ચંદ્રકેતુ અને લવ કેવી રીતે એક બીજા સાથે લડયા તે કહીને અને સાથે તેમને શાંત રહેવા આજ્ઞા કરીને કહીને અટકયો (वि+रम् પરસ્મૈ૦).

૫. મેં હજી વિચાર કર્યો નથી કે કયું મારે માટે સારૂં પડશે, કાયદાનો અભ્યાસ કે વૈદકનો (वि+मृश्).

૬. તમે પુષ્પ સુંઘ્યું ! (घ्रा) તે ઘણું સુગંધિ છે.

૭. રાજા ગાદીપર બેઠો છે ( उप+विश् ) અને પ્રધાનોની સલાહ લે છે.

૮. અમે તમને આટલા વખત સુધી સંકટમાંથી કે ઇજામાંથી બચાવ્યા (पा) અને હવે વિશ્વાસઘાતીપણે વર્તો છો; બીજું શું શોકજનક થઇ પડે.

૯. જે સ્ત્રીએ તને અણગમતું કોઇ દિવસ કંઇપણ કર્યું નથી તેને તેં કેમ વજી દીધી (हा) ?



## શબ્દકોષ ૨૩.

अनुष्ठान ન. કરવું તે, બજાવવું તે.
अस्त પુ. સુર્યનું આથમવું તે.
आर्द्रा સ્ત્રી. છઠ્ઠું ચન્દ્રનું નક્ષત્ર.
आवृत आ+वृ નો કર્મણિ ભૂ. કૃ. ભરેલું, ઢંકાયલું.
आसन्नमरण પુ. સ્ત્રી. ન. (आसन्न પુ. સ્ત્રી. ન. પાસેનું, અને मरण ન. મોત) જેનું મોત પાસે આવ્યું હોય તે, ચોકે નાખેલું.
आहुति સ્ત્રી. યજ્ઞનું બળિદાન.

इतिकर्तव्यता स्त्री. कंइ करवानी रीत.
करणीय विध्यर्थ कृदन्त; जे करवानुं होय ते.
गृहदेवता स्त्री. कुलदेवता,घरनो देव.
तिमिर न. अंधारुं.
धमनी स्त्री. भुंगळी.
नित्यकर्मन् न. नित्य करवानुं धर्मकार्य.
पर्जन्य पु. वरसाद.
प्रदीप्त दीप् 'दीपवुं' नो भू. कृ. प्र. जोडे, चकचकित प्रकाशतुं.
भाग पु. भाग.
रिक्थ न. मालमिलकत, धन.
रुचिकर पु. न. स्त्री. स्वादिष्ट.
वन्दितव्य वन्द् नो विध्यर्थ कृ. नमवाजोग.
वृष् १. ग. परस्मै० वरसवुं.
वेणु पु. वांस.
संपादन पु. पूर्ण करवुं ते, सिद्ध करवुं ते.
समान पु. स्त्री. न. बरोबरियुं.
सावित्री स्त्री. ऋग्वेदनो एक पवित्र मन्त्र, एने बहुधा गायत्री कहे छे, अने सर्व ब्राह्मण दररोज एनो जप करे छे.
सो ३ ग. परस्मै० अन्त आववो; परि+अव जोडे, परिणाम थवो.

---

दुःख अनर्थ पु., पीडा स्त्री., संकट न.
चन्द्रकेतु (रामना भाइ लक्ष्मणनो पुत्र) चन्द्रकेतु पु.
छातीफाट प्रमुक्तकण्ठम् क्रि. वि. तरीके वपराय छे.
दगलबाज थवुं द्रुह् ४.ग.परस्मै०
धर्मशास्त्र धर्मशास्त्र न.
वधारे शोककारक दुःखतरपु. न. स्त्री.
वैदकशास्त्र वैद्यक न., आयुर्वेद पु.
सामा जवुं अभि+गम्.
सुगन्धिदार सुरभि. न. पु. स्त्री

## પાઠ ૨૪.

## અદ્યતનભૂત (ચાલુ)

### ચોથો ને પાંચમો પ્રકાર.

અદ્યતનમાં ઘણીજ સામાન્ય રીતે થઇ પડેલા પ્રકારો ચોથાને પાંચમા છે. જે કોઇ ધાતુ બીજા કોઈ પ્રકારમાં ગણાયા નહિ હોય તો આ બેમાંથી કોઇપણ પ્રકારના હોય છે. તેજ પ્રમાણે કોઇ ધાતુ બીજા કોઇ પણ પ્રકારનો વિકલ્પે હોય કે પરસ્મૈપદમાંજ હોય તો તેનો બીજો પ્રકાર કે આત્મનેપદનાં રૂપો આ બેમાંથી એક રીતે થાય છે.

૨. (અ) પ્રત્યય પૂર્વે इ લગાડવાથી પાંચમો પ્રકાર ચોથાથી જુદો પડે છે તેથી પાંચમામાં सेट् ધાતુઓ આવે છે, ચોથામાં अनिट् આવે છે. (બ) स्तु અને सु પરસ્મૈ૦ પાંચમા પ્રકારના અનિટ્ હોવા છતાં ગણાય છે. (ક) वृ અને પૂર્વે જોડાક્ષર હોય એવા ऋકારાન્ત ધાતુઓ, અને ऋકારાન્ત ધાતુઓ જ્યારે આત્મનેપદમાં હોય અને (ડ) જે ધાતુઓ વિકલ્પે सेट् છે (ઇ) घू જ્યારે પરસ્મૈ૦ હોય અને अञ्ज પાંચમા પ્રકારનાંજ છે.

૩. स्नु અને क्रम् જ્યારે આત્મનેપદના પ્રત્યયો લે છે ત્યારે इ લેતા નથી.

૪. અ. अस् હોવુંના હ્યસ્તનભૂતકાળનાં રૂપો નિશાની आનો લોપ કરી પ્રત્યય તરીકે ધાતુને લગાડવામાં આવે છે. (બ) ૩. પુ. બ. વ, सन्‌ને બદલે सु છે. (ક) પાંચમાં પ્રકારમાં જ્યારે પૂર્વે इ આવે છે ત્યારે બીજા અને ત્રીજા એકવચનમાં स्‌નો લોપ થાય છે. (ડ). ध्वेનો ढ्वे થવાનો નિયમ આ કાળમાં ध्वम्‌માં પણ લાગે છે. ध्वम् નો ढ्वम्, र् તેની પૂર્વે આવે ત્યારે પણ થાય છે.

सुની પૂર્વે उ પછી અનુનાસિક અને અન્તસ્થ વ્યંજન સિવાય બીજો કોઇપણ વ્યંજન આવે તો स्‌નો લોપ થાય છે. જેમકે अभिद् +स्त=अभित्त; अभैद्+स्ताम्=अभैत्ताम्.

| ચોથો પ્રકાર. | | | પાંચમો પ્રકાર. | | |
|---|---|---|---|---|---|
| | પરસ્મૈ૦ | | | પરસ્મૈ૦ | |
| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| सम् | स्व | स्म | इषम् | इष्व | इष्म |
| सीः | स्तम् | स्त | ईः | इष्टम् | इष्ट |
| सीत् | स्ताम् | सुः | ईत् | इष्टाम् | इषुः |
| | આત્મને૦ | | | આત્મને૦ | |
| सि | स्वहि | स्महि | इषि | इष्वहि | इष्महि |
| स्थाः | साथाम् | ध्वम् | इष्ठाः | इषाथाम् | इध्वम् |
| स्त | साताम् | सत | इष्ट | इषाताम् | इषत |

પરસ્મૈપદ ચોથો પ્રકાર.

૫. પરસ્મૈપદના ચોથા પ્રકારમાં ધાતુના સ્વરની વૃદ્ધિ થાય છે. જેમકે भिद्–अभैत्सीत्.

પાંચમો પ્રકાર.

૬. પરસ્મૈપદ પાંચમા પ્રકારમાં (અ) અન્ત્ય इ, उ, ऋ, ને ऌ હ્રસ્વ (બ) જે ધાતુને છેડે र् કે ल् હોય એવા ધાતુઓનો ઉપાન્ત્ય अ તેમજ वद्‌ને व्रज्‌ના अની વૃદ્ધિ થાય છે. જેમકે लू–अलौ+इषम्–अलाविषम्, चर्–अचारिषम्, फल्–अफालिषम्.

૭. વ્યંજનથી શરૂ થતા અને र्‌ને ल् સિવાય બીજા કોઇપણ વ્યંજન અંતે હોય એવા ધાતુઓનો अजो જોડાક્ષરને લીધે દીર્ઘ ન હોય તો વિકલ્પે તેની વૃદ્ધિ થાય છે. જેમકે गद्–अगदीत् કે अगादीत्.

૮. અપવાદ ह्, म्, य् અન્તે હોય એવા ધાતુઓ અને क्षण्, श्वस्, जागृ, कट्, लग्, हस्, श्वि અને કેટલાક બીજા ધાતુઓમાં વૃદ્ધિ થતી નથી. જેમકે क्रम्–अक्रमीत्.

ઉપાન્ત્ય इ, उ, ऋ, ऌ અને जागृ‌ને श्वि ના અન્ત્ય સ્વરનો પાંચમા પ્રકારમાં ગુણ થાય છે. सिघ्–असेधीत्, शुच्–अशोचित्, कृत्–अकर्तीत्.

આત્મનેપદ. ચોથો પ્રકાર.

૧૦ આત્મનેપદ ચોથો પ્રકાર (અ) અન્ત્ય इ, उ હ્રસ્વ કે દીર્ઘ હોય તો ગુણ થાય છે. (બ) અન્ત્ય ऋને ઉપાન્ત્ય સ્વરમાં ફેરફાર થતો નથી. नी—अनेष्ट, सु—असोष्ट, भृ—अभृषत ૩. પુ. બ. વ. भिद्—अभित्त. અન્ત્ય ॠ ( ૧લો પાઠ ૯મો નિયમ ) ફેરફાર થાય છે स्तॄ—अस्तीर्ष्ट, वृ—अवूर्ष्ट.

૧૧. હ્રસ્વ સ્વર પછી स्थाःના सूનો લોપ થાય છે.

૧૨. આત્મનેપદ दा, धा અને એવા અંગવાળા બીજા ધાતુઓ અને स्थाમાં અન્ત્ય आने બદલે इ આવે છે. આ इનો ગુણ થતો નથી. अदित, अदिषाताम्.

પાંચમો પ્રકાર.

૧૩. અન્ત્ય સ્વર કે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. જેમકે लृ—अलविष्ट, मुद्—अमोदिष्ट.

૧૪. આત્મનેપદ ચોથા પ્રકારમાં हन्નો અનુનાસિક જરૂર લોપાય છે. गम् અને यम् 'પરણવું' માં વિકલ્પે અનુનાસિકનો લોપ થાય છે. हन् ને બદલે वध् પરસ્મૈ૦ અને આત્મને૦ વિકલ્પે વપરાય છે. वध् માં વૃદ્ધિ થતી નથી. हन्+आ—आ+अ+हन्+स्त—ह+स्त—ह+त ૧૧ પ્રમાણે अहत—आहत દ્વિ. વ. आहसाताम् બ. વ. आहसत બીજું રૂપ. आवधिष्ट. यम्+उप આત્મને૦ उपायत, उपायसाताम् ૯૦ કે उपायंस्त, उपायसाताम् ૯૦ गम्+सम् આત્મને૦ समागत કે समगंस्त ઇત્યાદિ.

૧૫. पद् નું ૩જા પુ. એ. વ. अपादि થાય છે. स्त ને બદલે इ વપરાયો છે. दीप् जन्, बुध् ૪ ગ. पूर्, ताय् અને प्याय् માં स्त કે ( इष्ट ) ને બદલે इ વિકલ્પે પ્રત્યય તરીકે આવે છે.

૧૬. (અ) ગણકાર્ય રહિત કાળની પેઠે અદ્યતનનો સહભેદ તૈયાર અંગને આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે. (પાઠ ૧૫ ભાગ ૨જો. ૩ જો નિયમ ) (બ) પહેલા બીજો, ત્રીજો અને છઠો

પ્રકાર મૂળભેદનોજ છે. તેથી સભેદમાં આ પ્રકારના ધાતુઓ ચોથા, પાંચમો અને સાતમો પ્રકાર આત્મનેપદમાંજ લે છે. (ક) અદ્યતન ભૂતકાળની સભેદમાં ૩ જા પુ. એ. વ. માં બધાજ ધાતુઓ સ્ત કે (इष्ट) કે सत् ને બદલે इ લે છે.

૧૭. આ इ પહેલાં અન્ત્યસ્વર અને ઉપાન્ત્ય अ ની વૃદ્ધિ થાય છે, અને બીજા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરોનો ગુણ થાય છે जन् અને (चम्+आ, कम् અને वम्) સિવાયના મકારાન્ત સેટ્ ધાતુઓના अ નો ફેરફાર થતો નથી.

૧૮. इ પહેલાં અન્ત્ય आ માં यू ઉમેરાય છે.

૧૯. हन् ના સ્વરની વૃદ્ધિ થાય છે ત્યારે ह् નો घ् થાય છે.

(પાઠ ૨૧ મો નિયમ ૭ મો.)

मृ પરસ્મૈપદ૦ આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લો પુ | अमार्षम् | अमार्ष्व | अमार्ष्म |
| ૨જો ,, | अमार्षीः | अमार्ष्टम् | अमार्ष्ट |
| ૩જો ,, | अमार्षीत् | अमार्ष्टाम् | अमार्षुः |

अ+मृ+सीत्—मार् પાઠ ૨૪. ૫મો.

अमार्षीत्

| | | |
|---|---|---|
| अमृषी | अमृष्वहि | अमृष्महि |
| अमृथाः | अमृषाथाम् | अमृढ्वम् |
| अमृत | अमृषाताम् | अमृषत |

अ+मृ+स्त સ્વર જેવો ને તેવો રહે છે. ૧૦. બ. પાઠ ૨૪. स्નો લોપ થાય છે. ૧૧ પાઠ ૨૪ મો.

अमृत.

लू પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | अलाविषम् | अलाविष्व | अलाविष्म |
| ૨જો ,, | अलावीः | अलाविष्टम् | अलाविष्ट |
| ૩જો ,, | अलावीत् | अलाविष्टाम् | अलाविषुः |

अ+लू+ईत्—लौ+ईत् ૬ પ્રમાણે.

अलावीत्

लू આત્મને૦

| | | |
|---|---|---|
| अलविषि | अलविष्वहि | अलविष्महि |
| अलविष्ठाः | अलविषाथाम् | अलविध्वम्-ढ्वम् |
| अलविष्ट | अलविषाताम् | अलविषत |

अ+लू+इष्ट—लू—लो ૧૩. પાઠ ૨૪મો.

अलविष्ट.

૧. प्रछ्, अनिट् તેથી ચોથો પ્રકાર अ+प्र छ्+सीत्–प्राछ् ૫ મો ૨૪ માં પાઠ. प्राष् ૯ મો પાઠ, प्राक् ૪ થો, પાઠ ૯ મો. प्राक्+सीत्–अप्राक्षीत्. દ્વિ. अ+प्राछ्+स्ताम्–प्राछ्+ताम् ૧ લોને ૫ મો પાઠ ૨૪. प्राष्+ताम्=प्राष्टाम्–अप्राष्टाम्. બહુ अप्राक्षुः ૨ જો પુ. अप्राक्षीः–अप्राष्टाम्–अप्राष्ट. ૧ લો પુ. अप्राक्षम्–अप्राक्ष्व–अप्राक्ष्म.

૨. तृप् એક રૂપ अतृपत् છે. આ ધાતુ इ વિકલ્પે લે છે. તેથી તે ચોથા ને પાંચમા પ્રકારનો છે. अ+तृप्+सीत्–त्रप् વિકલ્પે ૧૯ પાઠ ૧૩ મો. त्राप् ૫ મો, પાઠ ૨૪. अत्राप्सीत्; तृप्–तार्प પાઠ ૨૪. ૫ પ્રમાણે अतार्प्सीत् દ્વિ. વ. अत्राप्तात् અને अतार्प्ताम्, કેમકે म् नो નો પાઠ ૨૪. ૧ પ્રમાણે લોપ થાય છે. પાંચમા પ્રકારનું રૂપ अतर्पीत् થાય છે. એમાં ગુણ પાઠ ૨૪ ૯ પ્રમાણે થાય છે; દ્વિ. વ. अतर्पिष्टाम् ઇ. આ પ્રમાણે આ ધાતુનાં ચાર રૂપો થાય છે. दृप्नां રૂપ આજ પ્રમાણે થાય છે.

૩. त्यज्+अ+त्यज्+सीत्–त्याज् પાઠ ૨૪. ૫ પ્રમાણે त्याक् માર્ગો. ૭૪ પૃ૦* પ્રમાણે त्याक्+षीत् માર્ગો. ૭૫ પૃ.§ પ્રમાણે अत्याक्षीत्. દ્વિ. વ. अत्याक्ताम् આમાં પાઠ ૨૪ ૧ પ્રમાણે स्નો લોપ થાય છે.

૪. दह्–अ+दह्+सीत्–दाह् પાઠ ૨૪. ૫ પ્રમાણે दाघ् ૬, ૯મા પાઠ પ્રમાણે धाघ् ૭ મો, પાઠ ૯ મો धाक् માર્ગો. ૫ પૃ૦† પ્રમાણે अधाक्षीत्; દ્વિ. વ. अ+दह्+स्ताम्–अ+दाह्+स्ताम्. પહેલાં તો सલોપાય છે. એટલે अ+दाह्+ताम्–दाघ्+ताम् પાઠ ૯ મો. ૫ પ્રમાણે दाघ्+धाम् પાઠ ૯ ૬. પ્રમાણે अदाग्धाम् પાઠ ૯. ૩ પ્ર. બ. વ. अधाक्षुः.

૫. वस्–अ+वस्+सीत्–वास्–वात् પાઠ ૧૫. ૧ પ્રમાણેअवात्सीत्; દ્વિ. વ. अ+वास्+स्ताम् પાઠ ૨૪. ૧ પ્રમાણે स्ताम् ના स् નો લોપ કરતાં પહેલાં वस् ના स् નો त् કરવો अवात्ताम्.

૬. वह्–अ+वह्+सीत्–वाह् वाढ् પાઠ ૯. ૧ પ્રમાણે वाक् પાઠ ૪ પ્રમાણે वाक्+षीत्–अवाक्षीत्. દ્વિ. વ. अ+वह्+स्ताम्–वाह्+ताम्–

वाढ्+ताम्—वाढ्+धाम् પાઠ ૯ મો. ૨ પ્રમાણે वाढ्+ढाम्—वाढाम् પાઠ ૯. ૩ પ્રમાણે अवोढाम् પાઠ ૧૪. ૨પ્રમાણે આવાજ ફેરફાર तम्, त અને આત્મનેપદ त, थास् અને ध्वम् પહેલાં થાય છે.

૭. रुध् પરસ્મૈ૰ અને આત્મને૰ એક રૂપ अरुधत् છે. બીજા માટે अ+रुध्+सीत्—रौध् પાઠ ૨૪. ૫ પ્રમાણે रौत् માર્ગો. પૃ. ૫‡ પ્રમાણે अरौत्सीत्. દ્વિ. વ. रौध्+स्ताम्—रौध्+ताम्; स् લોપાવાથી रौध्+धाम् પાઠ ૯મો. ૨પ્ર रौद्धाम् પાઠ ૯. ૬ પ્રમાણે अरौद्धाम् બ. વ. अरौत्सुः આત્મને. अ+रुध्+स्त, सनो લોપ થયો એટલે रुध्+त પછી ઉપર પ્રમાણે रुद्ध—अरुद्ध દ્વિ વ. अरुत्सताम्; બ. વ. अरुत्सत.

૮. लभ् આત્મને૰ अलभ्+स्त— लभ्+त—लभ्+ध—लब्ध દ્વિ. વ. अ+लभ्+साताम्—अलप्साताम् માર્ગો. પૃ.† ૫. પ્રમાણે.

૯. स्खल्—अस्खालीत् પાઠ ૨૪. ૬, બ. પ્રમાણે; नद्—अनदीत् —अनादीत् પાઠ ૨૪. ૭ પ્રમાણે; नन्द्—अनन्दीत्.

૧૦. सृज् અનિટ્ છે. એટલે ૪થો પ્રકાર લે છે; अ+सृज्+सीत्—स्रज् પાઠ ૧૪. ૪ પ્રમાણે स्राज् પાઠ ૨૪. પ્રમાણે स्राष् પાઠ ૯. ૯ પ્રમાણે स्राक् પાઠ ૯, ૪ પ્રમાણે स्राक्+षीत् માર્ગો. ૭૫. પૃ.¶ પ્રમાણે अस्राक्षीत्.

૧૧. वृ પરસ્મૈ૰ ને આત્મને सेट् છે તેથી પાંચમો પ્રકાર લે છે; પરસ્મૈ૰ अवारीत् આત્મને૰ પાઠ ૨૪. ૨, ૬ પ્રમાણે ચોથો ને પાંચમો બન્ને લે છે. अ+वृ+स्त—अ+वृ+त પાઠ ૨૪. ૧૧ પ્રમાણે अवृत; अ+वृ+इष्ट—वर्+इष्ट પાઠ ૨૪. ૧૩ પ્રમાણે अवरिष्ट—वर्—इष्ट વિકલ્પે પાઠ ૧૫. ૩ પ્રમાણે अवरीष्ट.

૧૨. अधि+इ અનિટ્ છે, એટલે ચોથો પ્રકાર લે છે; अधि+आ+इ+स्त—अधि+आ+ए+स्त—अधि+ऐ+स्त—अध्यैष्ट; અથવા अधि+अ+गा+स्त—गी+स्त પાઠ ૧૫. ૨ પ્રમાણે अध्यगीष्ट.

---

दुष्टाञ् शब्दान्मा प्रयुक्ष्महि म्लेच्छाश्च मा भूमेत्यध्येयं व्याकरणम् ।

ओदनं शाकांश्च सूदा अपाक्षुरतोऽधुना सर्वान्ब्राह्मणान्भोजय ।

कनिष्ठं पुत्रमहमब्रवं पुत्रक कुसुमपुरं गत्वा तत्रैकस्मिन्गृहे मया निक्षिप्तं धनमास्ते तद्गृहाण । सोऽगच्छत् । निवृत्य च मामब्रवीत्तात भ्रातरो मे तत्रागत्यास्मभ्यमेतद्धनं पितादादिति वदन्तः सर्वमेव तदादिषत ।

यत्त्वं सत्यमवादीस्तत्तुभ्यमहमेतद्गवां शतं ददामि ।

त्वमात्मनः पूर्वभार्यामत्याक्षीरन्यां च पर्यणैषीरिति यदश्रौषं तत्किं सत्यम् ।

मुग्धाकृतिरतीव प्रियश्चावयोः शिशुरमृतेति शोकविकलोऽहं भार्या च मे । परं तु किं वृथाशोकेन सत्यमेव तद्यत्कविराह ।

कस्यैकान्तं सुखमुपगतो दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

ऋषयो वै सरस्वत्यां सत्रमासत । ते कवषमैलूषं सोमादनयन्दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्येऽदीक्षिष्टेति ।

साचिव्ये मामेवान्यान्सर्वाननादृत्य राजाऽयौक्षीदतोऽभियुक्तेन मनसा मया कार्यमनुष्ठेयम् ॥

अस्मिन्क्षेत्रे विपुलं धान्यमवाप्स्म ।

अङ्गीकृतं महत्कार्यं पारयितुमक्षमा वयमुदस्नास्म ।

अखिला मनोरथा मेऽफाक्षिषुरतोऽहं सुखमस्वाप्सं न किंचिदवेदिषम् ।

किं नाद्राप्यद्रिरथमद्राष्ट प्रत्यहं त्रिरनेन मार्गेण स नीयते ।

मुक्तकेशीं मां दृष्ट्वा दुर्योधनस्य भार्या भानुमत्यहसीत्तन्मे दहति देहमित्यब्रवीद्भीमं द्रौपदी ।

असमर्थोऽयमर्जुनो धार्तराष्ट्रैः सह योद्धुमतः सङ्ग्रामान्न्यवर्तिष्टेति जना ब्रूयुः ॥

भार्या मे पुत्रमसविष्ट । अतो जातकर्मादिसंस्काराणां संभारान्करोमि ।

अद्युनैव सोऽत्रागत्यायं पुरुषः सुविनीतोऽयं दुर्विनीत इति बहु प्रालापीत् । मैवं पुनः प्रलपीदित्येकदा तं भृशं लाडत ।

अस्माभिराहूतः पौराणिकः पुराणकथाः कथयितुमारब्ध तदेहि श्रोतुम् ।

परिचारकं मे दन्दशूकोऽदाङ्क्षीत्त्वरस्व भिषजं गत्वौषधमानय ।

इयन्तं कालमुद्यमं कुर्वन्नपि सुखं नालप्सि तस्मान्नियतिर्बलीयसी ।

महता प्रयत्नेन तेन संचितं धनमहृथास्तस्मात्पापोऽसि गर्हणीयचरितोऽसि ।

तेऽभ्यगुर्भवनं तस्य सुतं चैक्षिषताथ तम् ॥
अवोचत्कुम्भकर्णस्तं वयं मन्त्रेऽभ्यधाम यत् ।
न त्वं सर्वं तदश्रौषीः फलं तस्येदमागमत् ॥
प्राज्ञवाक्यान्यवामंस्था मूर्खवाक्येष्ववास्थिथाः ।
अध्यगीष्ठाश्च शास्त्राणि प्रत्यपत्था हितं न च ॥
मूर्खास्त्वामववञ्चन्त ये विग्रहमचीकरन् ।
अमाणीन्माल्यवान्युक्तमश्रंस्थास्त्वं न तन्मदात् ॥
ततोऽक्रन्दीद्दशग्रीवस्तमाशिश्वसदिन्द्रजित् ।
निरयासीच्च संक्रुद्धः प्रार्चिचच्च स्वयंभुवम् ॥
सोऽलब्ध ब्रह्मणः शस्त्रं स्यन्दनं च जयावहम् ॥
प्रोदपादि नभस्तेन स च प्रापि महागिरिः ।
यस्मिन्नज्वालिषू रात्रौ महौषध्यः सहस्रशः ॥

एतं ह वा ऐन्द्रं महाभिषेकं वासिष्ठः सात्यहव्योऽत्यरातये जानंतपये प्रोवाच। तस्माद्वत्यरातिर्जानंतपिरराजा* सन्विद्यया समन्तं सर्वतः पृथिवींजयन्परीयाय। स होवाच वासिष्ठः सात्यहव्योऽजैषीर्वै समन्तं सर्वतः पृथिवीं महन्मा‡ गमयेति। स हावाचात्यरातिर्जानंतपिर्यदा ब्राह्मणोत्तरकुरूञ्जयेयमथ त्वमु हैव पृथिव्यै§ राजा स्याः सेनापतिरेव तेऽहं स्यामिति। स होवाच वासिष्ठः सात्यहव्यो देवक्षेत्रं वै तन्न वै तन्मर्त्यो जेतुमर्हत्यद्रुक्षो॥ वै म आऽत इदं दद इति। ततो हात्यरातिं जानंतपिमात्तवीर्यं निःशुक्रममित्रतपनः शुष्मिणः शैब्यो राजा जघान।

---

## ગુજરાતી વાક્યો.

૧. દુશ્મનોએ વીસગામ બાળી નાખ્યા છે ( दह् ) અને હવે મુખ્ય શહેર સામા કુચ કરે છે

૨ પાંજરામાં પુરાયલાં પક્ષીઓ ઉડી ગયાં છે ( उद्+डी આત્મને૦).

૩. લાંબો વખત થયાં જે મિત્રોની વાટ જોતો હતો તે આવ્યા છે (आ+गम् કે आ+इ) અને હમણાંજ ગાડીમાંથી ઉત્તર્યા છે (अव+तृ).

૪. બાગમાં ઝાડોની ડાળીઓ અમે કાપી નાંખી છે. (लू કે छिद्).

૫. ખેતીવાડી માટે સિંધુને લગતી ઘણી નહેરો અમે ખોદી છે ( खन् ).

૬. જ્યારે તેણે કહ્યું કે સંસ્કૃત પણ્ડિત દશ દિવસમાં થાઉં ત્યારે હું હસ્યો. ( स्मि ).

૭. યજ્ઞદત્તે હમણાં છોકરાનાં ઉપનયનનો વિધિ કર્યો ( कृ, वि+धा કે अनु+स्था ). તે વખત બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી.

---

* સમાસને છેડે આવેલા કેટલાક શબ્દોમાં અન્ત્ય વર્ણમાં જે ફેરફાર થાય છે તે अ કે अन् પૂર્વપદ હોય એવા તત્પુરૂષ સમાસમાં એટલે न ञ् તત્પુરૂષમાં થતા નથી.

‡ अस्मद् નું દ્વિ. એ. વ.

§ ચતુર્થી ષષ્ટીના અર્થમાં વપરાય છે.

॥ द्रुह् ને સામાન્ય નિયમ પ્રમાણે સાતમો પ્રકાર લગાડયો છે. અને તેના ह् નો घ् થયો નથી.

૮. મદદ માટે પોતે ગોવિન્દને બોલાવવા માણસ મોકલ્યું છે એ તેમને હમણાંજ યાદ આવ્યું (स्मृ).

૯. બીતા મા ( मा+मा ) તું જોય છે તે નાગ નથી. પણ દોરડું છે.

૧૦ અંગ્રેજોએ મુખ્ય નાયકોને મારી નાંખ્યા છે ( वधू ) અને દેશ જીત્યો છે. ( पुनर्+जि, ).

૧૧ આખો દિવસ ઘેર બેસી રહેવાથી અને બીજું કાંઇ પણ ન કરવાથી દારિદ્ર અને બીજાં ઘણાં દરદો થયાં (जन् કે निस्+पद्).

૧૨. મેં તમને કહ્યાં હતાં તે ઘરેણાં તમે કર્યાં છે (कृ)? જો તમે કર્યાં હોય તો બતાવો.

૧૩. રાજાના મોજણીદારોએ હજી જમીન માપી નથી ( मा ).

૧૪. અમે બધાં કાગળો ફાડી નાખ્યા છે ( वृ ) હવે તે કામના નથી.

૧૫. તેણે દવા વાટીછે, ( क्षुद् ) વાસણ ખાલી કર્યું છે, ( रिच् ) અને ભૂકો તેમાં નાખ્યો છે, (नि+क्षिप) પાણી રેડયું છે,* ને તે દેવતા પર મૂકયું છે.

૧૬. ગોવિન્દની ઇચ્છા પાર પડી છે ( तृप् ), અને તે હવે સુખી છે.

૧૭ તેણે બધાં સંસારિક કામો છોડી દીધાં છે (परि+त्यज्), અને હવે તે સંન્યાસી થયો છે ( परि+व्रज् ).

૧૮. તેમણે ગઇ કાલે આપેલા પૈસા અમે હજી લીધા નથી (प्रति+ग्रह् ).

૧૯ તેમણે રાજાને નિમકહલાલીથી સેવ્યો છે ( सेव् ).

૨૦. બજારમાં વેપારીઓએ બધું રૂ વેચાતું લીધું છે. ( परि+क्री) અને તે ઇંગ્લંડ મોકલી દીધું છે. ( प्र+हि ).

૨૧. ઘરનું છાપરું વાંદરાઓએ ભાંગી નાખ્યું છે ( भञ्ज् ).

૨૨. બાપદાદાની મીલકત ભાઇઓએ વહેંચી લીધી છે ( वि+भज् ).

૨૩. મેં લોકોનાં મેહેણાં શાન્ત રીતે સહન કર્યાં છે ( सह् ), અને વાંધા વચકા સિવાય રાજ કરવા માથે લીધું છે ( वह् ).

૨૪. બે રાજાઓએ લશ્કર લડાઇ માટે તૈયાર કર્યું છે (सम्+नह्).

---

* पृ+जलेन કે सिच्+नि. नि ની પછી सिच्નું षिच् થાય છે.

## શબ્દકોષ ૨૪.

अक्षम પુ. ન. સ્ત્રી. અશક્ત.
अग्निरथ પુ. આગગાડી.
अत्यराति પુ એક ક્ષત્રિયનું નામ છે.
अनुष्ठेय સ્થા નો વિધ્યર્થ કૃ अनु સાથે, કરવાનું
अमित्र પુ. શત્રુ.
आज्ञप्त કર્મણિ ભૂ કૃ. હુકમ કીધેલું.
आत्त પુ. ન સ્ત્રી. आ અને दत्त (दा 'આપવું' નો કર્મણિ ભૂ. કૃ.) ઉપરથી લઈ લીધેલું
आस् सत्रं જોડે, યજ્ઞસમારંભ કરવો, ઘણા યજ્ઞો અનુક્રમે કરવા.
उत्तरकुरवः પુ. બ. વ હિમાલયની પેલી મેરના દેશનું નામ છે (ઘણું કરીને આર્યલોકનું અસલ સંસ્થાન એ હતું).
उपरि ક્રિ. વિ. ઉપર.
एकान्त પુ. ન. સ્ત્રી. એક સરખું.
एकान्ततः ક્રિ. વિ એક સરખી રીતે.
ऐलूष પુ. ઇલૂષાનો પુત્ર.
औषध ન. ઓસડ.
कवष પુ. પુરૂષનું નામ છે.
कितव પુ. ઠગ, અપ્રમાણિક પુરૂષ, ઉચાપત કરનાર.
कुसुमपुर ન. શેહેરનું નામ છે.
जयावह પુ.ન. સ્ત્રી. જય લાવનારૂં.
जातकर्मन् ન. જન્મક્રિયા, જન્મ વખતે કરવાનો સંસ્કાર.
जानंतपि પુ. જનંતપનો પુત્ર.
तपन પુ. જુલમ કરનાર, જુલમી.
तृप् ૪ ગ. પરસ્મૈ૦ સંતુષ્ટ થવું, તૃપ્ત થવું
दंश् ૧. ગ. પરસ્મૈ૦ ડંખવું.
दन्दशूक પુ. સર્પ.
दशा સ્ત્રી. અવસ્થા, સ્થિતિ.
दह् ૧. ગ પરસ્મૈ૦ બાળવું.
दीक्ष् ૧.ગ. આત્મને૦ પવિત્ર કરવું અને તેથી કરીને યજ્ઞ કરવા યોગ્ય કરવું.
दुर्विनीत પુ ન. સ્ત્રી વિનયરહિત, બેઅદબ.
दृ ૬. ગ. આત્મને૦ आ જોડે, માન આપવું, આદરવું
देवक्षेत्र ન. દેવભૂમિ.
नियति સ્ત્રી. નસીબ, પ્રારબ્ધ.
निःशुक्र પુ. ન. સ્ત્રી સત્વવગરનું, શક્તિહીન.
नीचैः ક્રિ. વિ. નીચે.
नेमि સ્ત્રી. પૈડાનો ઘેર.
पत् प्र+उद् જોડે, ઉડવું.

अभिषेचनीय પુ. રાજસૂય યજ્ઞમાં એક ક્રિયા કરવામાં આવે છે. તેનું નામ, તે યજ્ઞ કરવાનો દિવસ.

अभिसंधा સ્ત્રી. વચન. નિશ્ચય.

अभिहित अभि+धा નો કર્મણિ ભૂ. કૃ. બોલાયલું.

अभ्यागत अभि+आ પૂર્વક गम् નો ભૂ કૃ; આવેલું; પુ. પરોણો

अम् ૧ ગ. પરસ્મૈ૦ હાલવું.

अमावास्या સ્ત્રી. અમાસ.

अमित्र પુ. શત્રુ.

अमुत्र ક્રિ. વિ. પરલોકમાં.

अमृत ન ઇશ્વરોનું પાન, અમૃત.

अमोघ પુ. ન. સ્ત્રી. સફળ, ખરૂં.

अम्भस् ન પાણી

अम्भोजिनी સ્ત્રી. કમળનો છોડ

अय् ૧ ગ. આત્મને૦ उद् જોડે, ઉદય થવો.

अयस् ન. લોહું.

अरण्यवास પુ. (अरण्य ન. જંગલ, વન, અને वास પુ. રહેઠાણ) વનમાંનું રહેઠાણ.

अरिस्त्री સ્ત્રી. દુશ્મનની બૈરી.

अरुण પુ. સૂર્યનો સારથિ.

अरुस् ન. ઘા, જખમ.

अर्घ्यसत्कार પુ. (सत्कार પુ. માન) अर्घ्यथी એટલે અતિથિની પુજા કરવાનાં અથવા તેને માન આપવાનાં સાહિત્યથી આપેલું માન.

अर्ज् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. મેળવવું, કમાવવું.

अर्थ् ૧૦ ગ. આત્મને૦ યાચવું, प्र જોડે, અરજ કરવી.

अर्थ પુ. ખરો ભાવ, અર્થ, માયનો ઇચ્છેલી વસ્તુ.

अर्थसंशय પુ. (संशय પુ. શક, ભય) ધનને લગતો ભય.

अर्थापय નામધાતુ. ઉ. સ્પષ્ટકરી સમજાવવું.

अर्थिन् પુ ગરજવાન, જાચક.

अर्द् ૧ ગ. અને ૧૦ ગ. પીડવું, દમવું.

अर्धकोटी સ્ત્રી. (अर्ध ન. અડધું, અને कोटी સ્ત્રી. કરોડ) અધો કરોડ અથવા પચાસ લાખ.

अर्यमन् પુ. દેવલોક, ગતપૂર્વજ.

अर्वन् પુ. ઘોડો.

अर्ह् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ગ. ઘટવું, છાજવું.

अलक्ष्मी સ્ત્રી. ખોટું નસીબ, દરિદ્રતા.

अलस પુ. ન. સ્ત્રી. સુસ્ત મન્દ, આળસુ.

अलाभ પુ. નુકસાન.

अलोभ પુ. સંતોષ
अल्प પુ. ન. સ્ત્રી. નાનુ,
अनल्प પુ. ન. સ્ત્રી. ઘણા ઘણું.
अल्पविषय સ્ત્રી. ટુકા વિષયવાળી ટુંકી.
अवज्ञात अव+ज्ञाનો કર્મણિ ભૂ. કૃ. ધિક્કારાયલું.
अवदात પુ. ન. સ્ત્રી. સુંદર સફેત, શ્વેત, સ્વચ્છ, પુણ્યશાળી,
अवर સર્વ૦ પુ. ન. સ્ત્રી. પાછલું પછીનું,
अवलम्बमान પુ ન. સ્ત્રી. લટકતું.
अवलेप પુ. ગર્વ.
अवश પુ. ન. સ્ત્રી. પરાધીન, પરવશ આશ્રયરહિત,
अवश्यम् ક્રિ. વિ. નક્કી,
अवस्थान ન. રહેઠાણ.
अवहित (अवપૂર્વક धा નો ભૂ. કૃ. ધ્યાન રાખેલું,
अवाच् પુ. ન. સ્ત્રી. દક્ષિણનું.
अविघ्न પુ. ન. સ્ત્રી. હરકત વગરનું.
अविनाशिन् પુ. ન. સ્ત્રી. નાશ નહીં પામે એવું,
अविलम्बितम् ક્રિ. વિ. તરત.
अव्यय પુ. ન. સ્ત્રી. ફરે નહીં એવું નિર્વિકાર.
अश् ૫ ગ. આત્મને૦ મેળવવું ભોગવવું, વ્યાપવું; वि જોડે, વ્યાપવું.
अश् ૯ ગ પરસ્મૈ૦ ખાવું.
अशक्त પુ. ન સ્ત્રી. નબળું, અશક્તિમાન્
अशन ન ખાવું તે, ભોજન.
अशना સ્ત્રી ભુખ.
अशोक પુ. આશોપાલાનું ઝાડ.
अश्वतर પુ. ખચ્ચર.
अश्वमेध પુ. એક પ્રકારનો યજ્ઞ (એમાં અશ્વનું બળિદાન થાયછે.
अश्वहृदय ન. ઘોડા ચલાવવાની કળા.
अश्विन् (દ્વિ. વ. માં વપરાય છે) બે સ્વર્ગલોકના વૈદ્યો (સાથે જન્મેલા),
अष्टावक्र પુ. પુરૂષનું નામ છે.
अस् ૪ ગ+निर् રદ કરવું, કાઢી નાખવું.
अस् ૨. ગ. પરસ્મૈ૦ હોવું.
असंशयम् ક્રિ. વિ. નક્કી.
असत्पुरुषसेवा સ્ત્રી. (सत् પુ. ન. સ્ત્રી. સારૂં, सेवा સ્ત્રી. ચાકરી) દુષ્ટ અથવા નિર્દય પુરૂષની ચાકરી.
असन् ન. લોહી,
असह्य પુ. ન. સ્ત્રી. सहનો વિધ્યર્થ કૃદન્ત अ જોડે, સેહેવાય નહીં તેવું.

असार પુ. ન. સ્ત્રી. (सार પુ. જીવ, તત્ત્વ) તત્ત્વ વગરનું, ફાયદા વગરનું, નકામું.

असिधारा સ્ત્રી. (धारा સ્ત્રી. ધાર) તલવારની ધાર.

असिधाराव्रत ન. તરવાની ધારા ઉપર સૂઈ રહેવાના જેવું કઠણ વ્રત.

असु પુ. જીવ, પ્રાણ (આ અર્થ માં છે હંમેશાં બ. વ. માં વપરાય છે કેમકે પ્રાણ પાંચ છે.)

असुभङ्ग પું. મોત

असूयय નામધાતુ. દ્વેષભાવ રાખવો

असृज् ન. લોહી.

अस्त પુ. સૂર્યનું આથમવું તે.

अस्तगिरि પુ પશ્ચિમનો પર્વત જેના ઉપર સૂર્ય, ચંદ્ર, અને તારા આથમે છે એવું કલ્પેલું છે તે.

अस्थि ન. હાડકું.

अहन् ન. દિવસ.

अहरह અ. દરરોજ.

अहर्निशम् ક્રિ. વિ. દહાડો ને રાત.

अहर्निशम् ન. સમાહારદ્વન્દ્વ.

अहि પુ. સર્પ.

अहोरात्र પુ. રાતદિવસ.

अहाय અ. ક્રિ. વિ. તત્ક્ષણ, તરતજ, જલદીથી.

## आ

आ મર્યાદા દાખવનાર અવ્યય, અવધિદર્શક અવ્યય.

आकार પુ. આકાર, રૂપ.

आकाशवायु પુ. આકાશમાંનો પર્વત.

आक्षेप પુ. મેહેણું, નિન્દા.

आख्या સ્ત્રી નામ.

आगामिन् પુ. સ્ત્રી. ન. આવનારો રી-રું.

आङ्गिरस પુ आङ्गिरस् નો વંશજ.

आचरित પુ. સ્ત્રી. ન. આચરેલું, વર્તેલું; ન. આચરણ, કૃત્ય.

आचार्य પુ. વિદ્યાર્થીને જનોઇ પેહેરાવી વેદ શિખવે તે ધર્મગુરૂ.

आजि પુ. સ્ત્રી. લડાઇ, યુદ્ધ.

आज्ञप्त કર્મણિ ભૂ કૃ. હુકમ કીધેલું.

आत्त પુ. સ્ત્રી. ન. आ+दत्त (दा 'આપવું' નો કર્મણિ ભૂ કૃ.) ઉપરથી, લઇ લીધેલું.

आत्मघातक પુ. ન. आत्मन् પોતે, घातक મારનાર) પોતાનો નાશ કરનાર.

आत्मघातिन् પુ. સ્ત્રી. ન. આપઘાત કરનાર.

आत्मदमन ન. મનનો કબજો રાખવો તે.

आत्मभाज् પુ. જેને આત્મા છે તે, માણસ.

आत्मरुचित પુ ન.સ્ત્રી. પોતાને ગમેલું.
आत्महित ન (आत्मन् પોતે અને हित ભલું) પોતાનું ભલું.
आत्मीय પુ. ન. સ્ત્રી. પોતાનું.
आदर પુ. લક્ષ, માન.
आदिहेतु પુ મૂળ કારણ.
आनन ન મુખ.
आनीत आ+नी નો કર્મણિ ભૂ. કૃ. આણેલું.
आन्तर પુ. ન. સ્ત્રી અંદરનું.
आप् ૫ ગ. પરસ્મૈ૦ મેળવવું. સંપાદન કરવુ; अव જોડે, મેળવવું, પામવું.
आपराह्णिक પુ. ન. સ્ત્રી. પાછલા પહોરને લગતું. ઉતરતા દિવસને લગતું.
आपाण्डुर પુ. ન. સ્ત્રી. થોડું ધોળું.
आप्त પુ. મિત્ર, હિતઇચ્છનાર.
आप्रीत પુ. ન. સ્ત્રી આપ્રી નામની કેટલીક ઋચ ભણીને અભિષેક કરાયલું.
आमिष પુ. ન. માંસ.
आमोद પુ. સુગન્ધ,સુવાસ, ખુશબો.
आयत्त પુ. ન. સ્ત્રી. અધીન, સત્તામાં રહેલું, વશ.
आयास्य પુ. ઋષિનું નામ છે.
आयुष्काम પુ. લાંબો આવરદા ઇચ્છનાર.
आयुस् ન. જીંદગી.
आराधना સ્ત્રી. પૂજા.
आराधित પુ. ન. સ્ત્રી. સંતુષ્ટ કરેલું.
आरूढ आ+रुह् નો ભૂ કૃ. ચઢેલું.
आर्त પુ. ન સ્ત્રી. દુઃખિત, પીડિત.
आर्द्र પુ. ન. સ્ત્રી. ભીનું.
आर्द्रा સ્ત્રી, છઠું ચન્દ્રનું નક્ષત્ર.
आलवाल ન. ઝાડના મૂળની આસપાસ પાણી ભરી મૂકવા માટે કીધેલું કુન્ડાળું, કયારો.
आलाप પુ. વાતચીત.
आलि સ્ત્રી. ઓળ, પંક્તિ.
आविक्षित પુ. अविक्षित નો પુત્ર.
आवृत आ+वृ નો કર્મણિ ભૂ કૃ., ભરેલું, ઢંકાયલું.
आशा સ્ત્રી. ઉમેદ.
आशिस् સ્ત્રી. આશીર્વાદ.
आशीविष પુ સર્પ.
आस् ૨ ગ. આત્મને૦ બેસવું,+अधि બેસવું;+उप પૂજવું, ઉપાસના કરવી;+सत्रं યજ્ઞસમારંભ કરવો, ઘણા યજ્ઞો અનુક્રમે કરવા.
आसन् ન. મુખ.
आसन्नमरण પુ. ન. સ્ત્રી. (आसन्न પુ. ન. સ્ત્રી. પાસેનું અને मरण ન. મોત) જેનું મોત પાસે આવ્યું હોય તે, ચોકે નાખેલું.

आसाद्य પુ. સ્ત્રી. ન મેળવાય તેવું.
आसीन પુ. સ્ત્રી. ન બેઠેલું, आस्નો વર્તમાન કૃ.
आस्थान ન. સભાસ્થાન, સભામંડપ.
आस्य ન. મોઢું, મુખ.
आस्वाद પુ. રૂચિ.
आहव પુ. યુદ્ધ, લડાઇ.
आहुति સ્ત્રી. યજ્ઞનું બલિદાન.

**इ**

इ ૨ ગ. પરસ્મૈ૦ જવું,+अभि –તરફ જવું,+अव જાણવું; आ આવવું; उद्+ઉગવું, આબાદ થવું, ઉદય થવો; निर्+નિકળવું; परि +આસપાસ ફેરો કરવો; व्यति +જતા રહેવું; वि+ अप જૂદું પડવું; शरणम्+उप તાબે થવું, શરણે જવું;+सम् એકઠું થવું, સાથે આવવું.
इ ૧ ગ. પરસ્મૈ૦+उद् ઉગવું, ઉદય થવો.
इ अधि પૂર્વક ૨ ગ. આત્મને૦ અભ્યાસ કરવો. અધ્યયન કરવું
इक्ष्वाकु પુ. સૂર્યવંશી રાજાઓનો મૂળપુરૂષ.
इच्छु પુ. ન. સ્ત્રી. ઇચ્છતું, ઇચ્છનાર.
इतस्त ક્રિ. વિ. આમ તેમ, અહીંથી તહીંથી.
इतिकर्तव्यता સ્ત્રી. કંઇ કરવાની રીત.
इन्द्रादि (इन्द्र અને आदि પ્રારંભ) જેમાં ઇન્દ્ર મુખ્ય છે તે, ઇન્દ્ર વિગેરે.
इन्द्रिय ન. જોર (અંગનું).
इन्द्रियसौष्ठव ન. (इन्द्रिय ન. અવયવ, અથવા ઇન્દ્રિ અને सौष्ठव ન. ખુબસુરતી) રૂપવાળો ઘાટ, આરોગ્ય શરીર.
इन्द्रियार्थोपसेवन ન. (इन्द्रिय ન. ઇન્દ્રિય, अर्थ પુ. પદાર્થ, उपसेवन ન. આશ્રય કરવો તે, ઉપભોગ) ઇન્દ્રિય વિષયનો ઉપભોગ કરવો તે, વિષયીપણું, વિષયલમ્પટપણું.
इन्दुमती સ્ત્રી. એક સ્ત્રીનું નામછે.
इन्ध् ૭ ગ. આત્મને૦ સળગાવવું, ચેતાવવું.
इष्टद પુ ન સ્ત્રી. ઇચ્છેલું આપનાર.
इष्टदेवता સ્ત્રી. ઇષ્ટદેવ, આરાધ્ય દેવતા, રક્ષણ કરનાર દેવ.

**ई.**

ई ૪ગ. આત્મને૦+उद् ઉગવું, ઉંચે ઉગવું.
ईक्ष्+प्रति જોવું, સંભાળ લેવી.
ईड् ૨ ગ. આત્મને૦ અને ૧૦ ગ. વખાણવું.
ईदृश પુ. ન. સ્ત્રી. આવું.

ईर् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. +उद् બોલવું.
ईश् ૨ ગ આત્મને૦ ધણી થવું, રાજ કરવું.
ईश्वर પુ. રાજા
ईह् ૧ ગ. આત્મને૦ યત્ન કરવો, તકાવવું.

## उ.

उ અવ્યય.
उख् ૧ ગ. પરસ્મૈ૦ જવું.
उग्र પુ. ન. સ્ત્રી. સખત તીક્ષ્ણ, આકરૂં.
उग्रम् ક્રિ. વિ. જોરથી, સખત, આકરો, કરડો.
उच्चैः અ. ક્રિ. વિ મોટેથી.
उज्झ् ૬ ગ. પરસ્મૈ૦ નાખી દેવું, ત્યાગ કરવો.
उडुप પુ. ન. સ્ત્રી. ત્રાપો, કોટીઉં.
उत्तम પુ ન. સ્ત્રી. છેલ્લું.
उत्तमफलक પુ. ન. સ્ત્રી. (उत्तम પુ. ન. સ્ત્રી. સુંદર, શ્રેષ્ઠ फल ન. ફળ અને क પ્રત્યય) સારા ફળવાળું, સારા પરિણામવાળું.
उत्तर સર્વ૦ પુ ન. સ્ત્રી. ઉપરનું, પછીનું.
उत्तरकुरवः પુ. બ. વ. હિમાલયની પેલી મેરના દેશનું નામ છે ધારીને કરીને આર્ય લોકનું અસલ સંસ્થાન એ હતું).
उत्तरा સ્ત્રી. વિરાટ નામના રાજાની પુત્રી.
उत्तरीय ન. ઉપલું વસ્ત્ર, ઉપરનો પોશાક.
उत्तानं પુ. ન. સ્ત્રી. ચત્તું.
उत्पथास्थित પુ. ન સ્ત્રી. (उत्पथ પુ. ખોટો રસ્તો, દોષવાળો માર્ગ आस्थित आ+स्था નો ભૂ. કૃ. પ્રાપ્ત થયલું) ખોટે રસ્તે ગયલું.
उत्पन्न पद्+उद् નો ભૂ. કૃ. જન્મેલું, ઉપજેલું.
उत्पल ન. કમલ.
उत्सङ्ग પુ. ખોળો.
उत्सृष्ट उद्+सृज्નો કર્મણિ ભૂ. કૃ., છોડેલું.
उदञ्च् પુ. ન. સ્ત્રી. ઉત્તર દિશાનું.
उदन् ન. પાણી.
उदर ન. પેટ, જલંદર.
उदरंभरि પુ. ન. સ્ત્રી. (उदर ન. પેટ અને भृ ભરવું) પોતાનું પેટ ભરે તે, પેટભરો, એકલપેટું અને લોભી.
उदार પુ. ન. સ્ત્રી. ઉમદા, મોટા મનવાળું, ઉદાર.
उदुम्बर પુ. એક ઝાડનું નામ છે. ન. એ ઝાડનું ફળ.

उद्गम પુ. મૂળ, ઉત્પત્તિ, નીકળવું તે.
उद्गात પુ. યાજ્ઞિક ગોર, તેનું કામ એટલુંજ કે સામવેદના મન્ત્ર ભણવા.
उद्दामवृत्ति પુ. ન. સ્ત્રી. ઉદ્ધત સ્વભાવવાળું, અમર્યાદ, બેશુતમ.
उद्दालक પુ. પુરૂષનું નામ છે.
उद्धत પુ. ન. સ્ત્રી. ગર્વિષ્ઠ.
उद्धतम् उद्+हन्નો ભૂ. કૃ. ક્રિ. વિ. તરીકે વપરાય છે, બેફીકરાઈથી, ઉદ્ધતાઈથી.
उद्भूतविस्मय પુ. ન. સ્ત્રી. (उद्भूत उद्+भू ઉત્પન્ન થવું. નો ભૂ કૃ. જેનામાં આચંબો ઉત્પન્ન થયોછે તે.
उद्यमभृत् પુ. ન. સ્ત્રી. ઉદ્યોગી.
उन्नति સ્ત્રી. ઉંચપણુ, મહાત્મતા.
उन्माद પુ. હર્ષ, પ્રફુલ્લિત થવું તે. વકાસ.
उपकण्ठ ગામ અથવા શેહેરની પાસેની જગ્યા, પાધર, સીમ.
उपकार પુ. પરગજુ કામ; બીજાનું ભલું કરવું તે.
उपकारिन् પુ. સ્ત્રી. ન. ઉપકાર કરનારૂં
उपकृति સ્ત્રી. ઉપકાર.
उपचय પુ. ખજાનો, સંઘરો અથવા સંચય કરવો તે.
उपचित उप+चि નો કર્મણિ ભૂ કૃ. એકઠું કરેલું.
उपजनित उप+जन्નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., ઉપજાવેલું.
उपनायन } ન. જનોઈની ક્રિયા.
उपनयन
उपभोग પુ. ભોગવવું તે.
उपयुक्त પુ. સ્ત્રી. ન. ઉપયોગ કીધેલું, વાપરેલું.
उपरत પુ. સ્ત્રી. ન. મુએલું, બંધ થયલું.
उपरि ક્રિ. વિ. ઉપર.
उपरितन પુ. ન. સ્ત્રી. ઉપલું.
उपशम પુ. સંતોષ.
उपाकृत પુ. ન. સ્ત્રી. લાવેલું.
उपायन ન. નજરાણું.
उपालभ्य પુ. સ્ત્રી. ન. ઠપકાલાયક, દોષપાત્ર.
उपेत उप+इ નો કર્મણિ ભૂ. કૃ., જોડાયલું, યુક્ત.
उभ સર્વ૰ બન્ને.
उभय સર્વ. પુ૰ સ્ત્રી. ન. બે પક્ષને લગતું.
उर्वी સ્ત્રી. પૃથ્વી.
उलूपी સ્ત્રી. એક નાગકન્યાનું નામ છે. એ થોડા દિવસ અર્જુનની ભાર્યા હતી.
उशनस् પુ. અસુરોના ગુરૂનું નામછે.
उष् ૧ ગ. પરસ્મૈ૰ બાળવું.

उषस् સ્ત્રી. પ્રાતઃકાળની દેવી, મળસકું.
उष्णम् ક્રિ. વિ. ગરમીથી, ઉનું ઉનું
उष्णरूचि પુ. સૂર્ય.
उष्मन् પુ. ગરમી.

ऊ.

ऊर्जित પુ. સ્ત્રી. ન. મોટું, શ્રેષ્ઠ, જાડું, જબરૂં.
ऊर्ध्व પુ. ન. સ્ત્રી. ઉભું, ઉંચું.

ऋ

ऋ ૧ ગ. પરસ્મૈ૦ જવું.
ऋज् ૧ ગ. આત્મ૦ મેળવવું.
ऋजु પુ. ન સ્ત્રી. સાદું. સીધું, સારૂ.
ऋण ન. દેવું.
ऋत्विज् પુ. યાજ્ઞિક ગોર.
ऋभुक्षिन् પુ. ઇન્દ્રનું નામ છે.

ए

एकदा ક્રિ. વિ. એકવખત.
एकमनस् પુ. ન. સ્ત્રી. એકમનનું.
एकरात्र ન. એકરાત.
एकाकिन् પુ. ન. સ્ત્રી. એકલું, એકાન્તવાસી.
एकान्त પુ. ન સ્ત્રી. એકસરખું.
एकान्तगुण પુ. ન. સ્ત્રી. નિશ્ચિત ગુણવાળું, જેના ગુણ ફરે નહીં તે.
एकान्ततः ક્રિ. વિ. એક સરખી રીતે.
एकैक સર્વ૦ પુ. ન સ્ત્રી. એકકેક, દરેક
एतादृश પુ. ન. સ્ત્રી. આ તરેહનું, આવું.
एनस् ન. પાપ.

ऐ

ऐक्ष्वाक પુ. ઇક્ષ્વાકુનો વંશજ.
ऐन्द्र પુ. ન. સ્ત્રી. ઇન્દ્ર સંબંધી.
ऐलूष પુ. ઇલૂષાનો પુત્ર.

औ.

औषघ ન. ઓસડ.

क

कक्षा સ્ત્રી. ઓરડો.
कङ्कण ન. કાંકણુ.
कच પુ. વાળ.
कट પુ. સાદડી.
कण्व પુ. ઋષિનું નામ છે.
कतिचित् સર્વ૦ કેટલાએક.
कनक ન. સુવર્ણ.
कन्यका સ્ત્રી. દીકરી
कपाल પુ. ન. માથું, ખોપરી.
कपिल પુ. ન. સ્ત્રી. પિળાશ પડતો, તપખીરીઆ, બદામી.
कम् ૧૦ગ. આત્મને૦ પ્રીતિ કરવી.
करणीय ન. જે કામ કરવાનું હોય તે, કાર્ય, કર્તવ્ય.
करिन् પુ. હાથી.

करुण પુ. ન. સ્ત્રી. શોકકારક.
करुणापर પુ. ન. સ્ત્રી. દયાળુ.
कर्कोटक પુ. સાપનું નામ છે.
कर्ण પુ. વિશેષ નામ છે.
कर्मपथ પુ. ( कर्मन् કર્મ અને पथिन् માર્ગ, રસ્તો) કર્મનો માર્ગ એટલે મોક્ષ અથવા નિત્યસુખ મેળવવાને ધર્મસંબંધી ક્રિયા-કર્મ કરવાં તે.
कलत्र ન. સ્ત્રી.
कलह પુ. કજીયો.
कलहंसक પુ. એક જાતનો હંસ.
कला સ્ત્રી. હુન્નર.
कलाप પુ. સમૂહ.
कलि પુ. કળિયુગ એટલે ચાર યુગમાંનો છેલ્લો અને પાપિષ્ઠ હાલમાં દુનીઆમાં જેયુગ ચાલે છે તે, પાપરૂપી તત્ત્વ.
कलिङ्ग પુ. દેશનું નામ છે (બ. વ. માં વપરાય છે).
कल्पान्त પુ. (कल्प પુ. સૃષ્ટિની અવધિ, અને अन्त પુ. છેડો) સૃષ્ટિની અવધિનો છેડો.
कल्पित क्लृप् નો પ્રેરક કર્મણિ ભૂ કૃ. કલ્પેલું, યોજેલું શોધી કાઢેલું.
कवष પુ. પુરૂષનું નામ છે.
कविता સ્ત્રી. કવિતા, વિદ્યા.
कष्ट પુ. ન. સ્ત્રી. દુઃખિત.
कष्टं कष्टम् ક્રિ. વિ. હાય હાય.
कस्+वि ૧ ગ. પરસ્મૈ૦ ખીલવું (ફુલની માફક), વિકાસવું.
काकुत्स्थ પુ. કકુત્સ્થનો વંશજ, રામ.
कात्यायन પુ. એક મોટા વૈયાકર-ણનું નામ છે.
कादम्बरी સ્ત્રી. અપ્સરાનું નામ છે.
कानन ન. વન, અરણ્ય.
काम પુ. ઇચ્છા.
कामदुह् પુ. ન. સ્ત્રી. કોઈ પણ ઇચ્છા પૂર્ણ કરનાર.
कामप्रि પુ. જેની ઇચ્છા પૂર્ણ થઇ છે તે.
काय પુ. શરીર.
कारय कृ નો પ્રેરક, કંઇ પણ ચીજ કરાવવી.
कार्तिक्येकादशी સ્ત્રી. (कार्तिकी સ્ત્રી. કાર્ત્તિક મહિનાને લગતી, અને एकादशी સ્ત્રી. અગીઆરસ) કાર્ત્તિક મહિનાની અગીઆરસ.
कार्पण्य ન. હલકાઇ, લઘુતા, નીચપણું.
कार्मुक ન. ધનુષ, કામઠું. अधि-ज्य પુ. ન. સ્ત્રી. જેનું બાણ એંચેલું છે તે.

कार्य પુ. ન. સ્ત્રી. કરવાલાયક ન. કૃત્ય, કામ.
कार्यकर પુ. ન. સ્ત્રી. (બીજાને માટે) કંઈ પણ કામ જે કોઈ કરે તે.
कार्यद्वयाकुल પુ. ન. સ્ત્રી. એકકી વખતે બે કામ કરવાને લીધે ગભરાયલું.
कालेय પુ. કેટલાક રાક્ષસોનું નામ છે.
काव्य ન. કવિતા.
काश પુ. ન. એક જાતનું ધોળું ફુલ.
काष्ठलोष्टसम પુ. ન. સ્ત્રી. (काष्ठ ન. લાકડું, लोष्ट પુ. અને ન. માટીનું ઢેકું, અને सम સરખું) લાકડાં અને માટીનાં ઢેફાં જેવું.
काहल પુ. શબ્દ.
किंनर પુ. દેવયોનિવિશેષ.
किंस्वित् કઈ જાતની વસ્તુ? શું?
कितव ઠગ, અપ્રમાણિક માણસ.
कियत् પુ. ન. સ્ત્રી. કેટલું.
किर्मीर પુ. રાક્ષસનું નામ છે.
किशोरक પુ શિશુ, છોકરૂં (જેમકે સિંહનું)
कीर्ति સ્ત્રી. કીર્તિ.
कु (નામની પાછળ મૂકવામાં આવે છે) ખરાબ, નિન્દિત.
कुक्कर ન. કુતરો.
कुञ्जर પુ. હાથી.
कुटुम्बक ન. કુટુમ્બ.
कुट्टिम પુ. ન. ફરસબંદી; मणिकुट्टिम મણિની ફરસબંદી, સ્ફટીકની ફરસબંદી.
कुडव પુ ધાનનું માપુ.
कुण्डल ન. કાનનું ઘરેણું.
कुण्डिनपुर ન. શહેરનું નામ છે, વિદર્ભ અથવા વરાડની રાજધાની.
कुतूहल ન. આશ્ચર્ય, જીજ્ઞાસા.
कुमारक પુ. કુમાર.
कुमुद ન. રાત્રે ખીલતું કમળ.
कुम्भ પુ. હાથીના કપાળના ભાગ ઉપરનો ગોળો.
कुम्भकर्ण પુ. રાવણના ભાઈનું નામ છે.
कुरुक्षेत्र ન. કોરવો લડયા તે જગ્યાનું નામ.
कुल ન. કુળ.
कुलज પુ. ન. સ્ત્રી. (कुल ન. કુળ, અને ज जन् 'પેદા થવું' ઉપરથી) કુળમાં જન્મેલું, કુળનું.
कुश પુ. અને लव પુ. રામના દીકરાઓ.
कुसुमपुर ન. શેહેરનું નામ છે.
कूल ન. કિનારો.

कृ ८ ગ. પરસ્મૈ૦ આત્મને૦ કરવું, + अङ्गी આશ્રય લેવો અંગીકાર કરવો;+अधि તાકવું, લાગુ પાડવું अधिकृत्य તાકીને, એટલે સંબંધ રાખીને, લાગુ પાડીને; अप+आ દૂર કરવું; +अलम् શણગારવું;+आविस् ખુલ્લું કરવું, ઉઘાડવું;+उप ઉપકાર કરવો, ભલું કરવું;+तिरस् ધિક્કારવું;+नमस् નમસ્કાર કરવો, નમન કરવું+नि ઇજા કરવી, અપકાર કરવો; निस्+आ (निरा) નિરાકરણ કરવું, ત્યાગ કરવો, છોડી દેવું+प्रति વેર લેવું સામા થવું;+वशी વશ કરવું.

कृ ५ ગ. પરસ્મૈ૦ આત્મને૦ મારવું

कृच्छ्रत्रय ન कृच्छ्र ન. પ્રાયશ્ચિત્ત અને त्रय ત્રણ) ત્રણ પ્રાયશ્ચિત્ત.

कृत् ६ ગ. પરસ્મૈ૦ કાપવું.

कृत / कृतयुग } ન. સત્યયુગ, ચાર યુગમાંનો પેહેલો યુગ જગતનો પેહેલો અને ઉત્તમ કાળ.

कृतिका સ્ત્રી. દત્તક લીધેલી.

कृतिन પુ ન. સ્ત્રી. જેનું કાર્ય સફળ થયું છે, કૃતકૃત્ય, સારૂં, ગુણવાળું.

कृते અ. લીધે, વાસ્તે.

कृत्स्न પુ. ન. સ્ત્રી. આખું.

कृपण પુ ન. સ્ત્રી. કદરી, હલકા મનવાળું.

कृपानिधि પુ. (कृपा સ્ત્રી. દયા, અને निधि પુ. ભંડાર) દયાનો ભંડાર, ઘણો દયાળું.

कृपालु પુ. ન. સ્ત્રી. માયાળુ.

कृश પુ. ન. સ્ત્રી. અશક્ત, પાતળુ.

कृष् १ ગ પરસ્મૈ૦ ખેંચવું; वि+प्र નિકૃષ્ટ સ્થિતિમાં આણવું.

कृषि સ્ત્રી. ખેતી.

कृष्ण પુ. વિષ્ણુનો આઠમો અવતાર.

कृष्णपक्ष પુ. અંધારિયું.

कृष्णवर्म પુ. પુરૂષનું નામ છે.

कृष्णसार પુ. હરણ.

कृष्णसाहाय्य ન. કૃષ્ણની મદદ.

कॄ ६ ગ. પરસ્મૈ૦ વિખેરવું;+वि પાથરવું.

कॄ ९ ગ. પરસ્મૈ૦ આત્મને૦ મારવું, નાશ કરવો.

कॄत् १० ગ. તારીફ કરવી વખાણવું, સ્તુતિ કરવી.

केयूर પુ. બાજુબંધ, બાહુભૂષણ, કોણી ઉપર પેહેરવાનું ઘરેણું.

केश પુ. વાળ.

केसरिन् પુ. સિંહ.

कैतव ન ઠગાઇ, કપટ.

कोटी–टि સ્ત્રી. કરોડ.

कोप પુ. કોપ, ગુસ્સો.

कोशागार ન. તીજોરી.

कौमारक ન. બાળપણુ.

क्रन्दित ભૂ કૃ. (નામ તરીકે વપરાય છે) ન. બૂમ.

क्रम् ૧ ગ. અને ૪ ગ. પરસ્મૈ૦ ચાલવું, પગલું ભરવું; આત્મને૦ લાગુ થવું, અસર કરવી+अति પેલી તરફ ચાલવું અથવા જવું. જૂદા પડવું, ઓળંગવું, પાર જવું.+आ પાસે જવું. ઉપર થઇને ચાલવું, ઉગવું ઉંચે ઉગવું.

क्री ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ખરીદવુ+निस् રૂસવત આપી પોતાનું કરી લેવું.
નિષ્ક્રય આપવો, ખંડણી આપી છોડવવું+वि વેચવું.

क्रीडाशैल પુ. (क्रीडा સ્ત્રી. રમત, ગમત, शैल પુ. પર્વત) ગમતને માટે પર્વત, મોજ કરવાનો પર્વત.

क्रुध् ૪ ગ. પરસ્મૈ૦ ગુસ્સે થવું; अभि+सम् કોપવું, ક્રોધ કરવો.

क्रुश् ૧ ગ. પરસ્મૈ+वि રડવું, શોક કરવો.

क्रम् પરસ્મૈ૦ થાકવું, થાકી જવું, પરિશ્રમ પામવો, નરમ પડવું, ઉદાસીમાં હોવું.

क्रान्त क्रम् નો ભૂ. કૃ. થાકી ગયલું, નિર્ગત થયલું, કરમાયલું, ગ્લાનિ પામેલું.

क्लिद् ૪ ગ. પરસ્મૈ૦ ભીના થવું.

क्लिन्द् ૧ ગ. પરસ્મૈ૦ શોક કરવો.

क्लिश् ૯ ગ. પરસ્મૈ૦ દુઃખ દેવું, પીડા કરવી, પીડવું.

क्लीब પુ. ન. નપુંસક

क्वथ् ૧ ગ પરસ્મૈ૦+उद् ઉકળવું.

क्षण–क्षिण् ૮ ગ. પરસ્મૈ૦ ઘાયલ થવું.

क्षणध्वंसिन् પુ. સ્ત્રી. ન. (क्षण પુ. પળ અને ध्वंसिन् નાશ પામતું) ક્ષણમાં નાશ પામતું) ક્ષણિક, ક્ષણભંગુર.

क्षणिकत्व ન. ક્ષણભંગુરપણું.

क्षत क्षण् નો કર્મણિ ભૂ. કૃ. ઘાયલ થયલું.

क्षम ૪ ગ. પરસ્મૈ૦ માફ કરવી.

क्षमिन् પુ. ન. સ્ત્રી. ક્ષમા કરનાર.

क्षय પુ. નાશ. ઘટારો.

क्षिति સ્ત્રી. પૃથ્વી, જમીન.

क्षितीश પુ. ( क्षिति સ્ત્રી. પૃથ્વી ) રાજા.

क्षीर न. દૂધ.
क्षुद् ७ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ખાંડવું, ભૂકો અથવા ચુરો કરવો.
क्षुद्र પુ. સ્ત્રી. ન. હલકું.
क्षुभ् ૯ ગ. પરસ્મૈ૦ ક્ષોભ પમાડવું, ગભરાવવું, આકુળ વ્યાકુળ કરવું.
क्षेत्रदेवता સ્ત્રી. ( क्षेत्र ન. ખેતર અને દેવતા દેવ ) ખેતરપાળ.
क्षै ૧ ગ. પરસ્મૈ૦ ક્ષય પામવો.

ख

ख ન માણસના શરીરના પોલા ભાગ, જેવાકે મોહોડું. નાક વિગેરે.
खड्गकृष्ट પુ. ન. સ્ત્રી. ( खड्ग પુ. તલવાર ) જેણે તરવાર ખેંચી છે તે.
खलभुजङ्ग પુ. (खल પુ. દુષ્ટ, भुजङ्ग પુ. સાપ) દુષ્ટ સર્પ.
खलु અ. નિશ્ચે.
खादिर પુ. ન. સ્ત્રી खदिर એટલે ખેરનું.
खिद् ૭ગ. અને ૪ગ. આત્મને૦ અને ૬ ગ. પરસ્મૈ૦ ખિન્ન થવું, નાખુશ થવું, ખોટું લાગવું.
ख्या ૨ ગ. પરસ્મૈ૦ કહેવું.

ग

गगनमध्य પુ. ન (गगन ન. આકાશ, मध्य પુ. ન. વચલો ભાગ) આકાશનો મધ્ય ભાગ.
गजघटाशत ન. (घटा સ્ત્રી રચના, સમૂહ, સમુદાય, शत ન. સો) હાથીઓની સો હાર, સેંકડો હાથીઓ.
गजपुंगव પુ. સારામા સારો હાથી.
गण्डकी સ્ત્રી. નદીનું નામ છે;
गण्डकीतीर ન ગણ્ડકીનો કિનારો.
गण्डस्थल ન હાથીનાં લમણાં.
गतजीवित પુ. ન. સ્ત્રી. મુએલું.
गति સ્ત્રી આશ્રય, આસરો, ચાલવું.
गद् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.
गदा સ્ત્રી. ગદા.
गन्तुकाम પુ ન. સ્ત્રી. જવાને આતુર.
गन्धर्वकन्या સ્ત્રી. ગન્ધર્વની છોકરી.
गभीर પુ. ન. સ્ત્ર. ગંભીર
गम्+अभि હુમલો કરવો; प्रति+उद् તરફ જવું.
गरुड પુ. વિષ્ણુદેવનું વાહન.
गरुडाज्ञा સ્ત્રી. સર્પજાતિના શત્રુ ગરૂડનો હુકમ.
गर्भ પુ. ગર્ભ.
गर्भाष्टम પુ. ન. સ્ત્રી (गर्भ પુ. ગર્ભ રહેવો તે, અને अष्टम આઠમું) ગર્ભ રહ્યા પછી આઠમું.
गर्ह् ૧. પરસ્મૈ૦ અને ૧૦ ગ., હલકો વિચાર બાંધવો, નિન્દવું.
गल પુ. ગળું.

गलित गल्નો ભૂ. કૃ. ગળેલું, પડેલું.

गहन् પુ. ન. સ્ત્રી. દુર્ગમ, ભેદાય કે પેસાય નહીં એવું; ન. અરણ્ય, ઝાડી.

गाण्डीव ન. અર્જુનના ધનુષનું નામ છે.

गात्र ન. અવયવ, શરીર.

गाधोदक ન. (गाध પુ. ન. સ્ત્રી. છાછર, અને उदक ન. પાણી) છાછર પાણી.

गान्धर्व પુ. એક પ્રકારની લગ્નક્રિયા છે એ ક્રિયા પ્રમાણે વરકન્યાની પરસ્પર અનુમતિ થઇ એટલે લગ્ન થાય, બીજું કશું જોઇએ નહીં.

गार्हपत्य પુ. ગૃહસ્થ હમેશા જે પવિત્ર અગ્નિ રાખે છે તે, અગ્નિનું નામ છે, ગૃહકૃત્ય.

गिर् સ્ત્રી. વાણી.

गुण પુ. ફાયદો.

गुप् ૧ ગ. પરસ્મૈ૦ રક્ષણ કરવું.

गुप्ति સ્ત્રી ગુપ્તપણું. રક્ષણ.

गुरुता સ્ત્રી. મોટાઇ, દમદમો, ભપકો.

गुर्वी गुरुનું સ્ત્રી. મોટી, મોટા કદવાળી.

गुल्मपाल પુ. (गुल्म પુ. કિલ્લો) કિલ્લાનો રક્ષણ કરનાર.

गुह् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને૦ છાનું રાખવું, ગુપ્ત રાખવું.

गृध् ૪ ગ પરસ્મૈ૦ અતિલોભ કરવો.

गृह् ૧ ગ આત્મને૦ હલકો વિચાર બાંધવો, નિન્દવું.

गृहदेवता સ્ત્રી. કુળદેવતા, ઘરની અથવા કુળની દેવી.

गृहमेधिन् પુ. ગૃહસ્થધર્મ પ્રમાણે વર્ત્તનાર.

गॄ ૬ ગ પરસ્મૈ૦ ગળવું+सम् આત્મને૦ વચન આપવું.

गॄ ૯ પરસ્મૈ૦+सम् બોલવું.

गो પુ. આખલો; સ્ત્રી. ગાય, વાણી, પૃથ્વી.

गोचर પુ. વિષય, કંઇ પણ પહોંચી શકે એટલી હદ.

गोमती સ્ત્રી. નદીનું નામ છે.

गोरोचना સ્ત્રી. એક જાતનું ચકચકિત પીળું અનુલેપન.

ग्रन्थ् ૯ ગ. પરસ્મૈ૦ ગુંથવું, એકત્ર કરવું, રચવું.

ग्रन्थि પુ. ગાંઠ.

ग्रह् ( गृह् ) ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ લેવું. ગ્રહણ કરવું+अनु

અનુગ્રહ કરવો, મેહેરબાની કરવી +नि કબજે રાખવું;+वि લડાઇ કરવી, વિગ્રહ કરવો+सम् એકઠું કરવું, સંગ્રહ કરવો.
ग्रामणी પુ ગામનો મુખી.
ग्रावन् પુ. પથ્થર.
ग्लै ૧ ગ. પરસ્મૈ० થાકી જવું, ગ્લાનિ પામવી.
ग्लौ પુ. ચંદ્ર.

घ

घण्टिका સ્ત્રી. નાનો ઘંટ. ઘંટડી.
घर्म પુ. ગરમી.
घर्मज પુ. ન સ્ત્રી. (घर्म પુ. ઉષ્ણુતા) ગરમીથી ઉત્પન્ન થયલું.
घस् ૧ ગ. પરસ્મૈ० ખાવું.
घोर પુ ન. સ્ત્રી. ભયંકર, ભયાનક
घ्रा ૧ ગ. પરસ્મૈ०+उप સુંઘવું

च

चकास् ૨ ગ. પરસ્મૈ० પ્રકાશવું
चक्रवद्गति પુ. ન. સ્ત્રી. (चक्रवत् ચક્ર અથવા પૈંડાની માફક) જેની ગતિ પૈંડાની ગતિ જેવી છે તે. હમેશ ફરતું.
चक्ष् ૨ ગ. આત્મને० બોલવું;+आ કહેવું+वि+आ સમજાવવું.
चङ्क्रमण ન. ફરવું તે.
चण्डकौशिक પુ. ઋષિનું નામ છે.
चत्वार સંખ્યાવાચક પ્ર० બ. વ. ચાર.
चन्दन પુ. ન. સુખેડનું લાકડું.
चन्दनमञ्जरी સ્ત્રી. (चन्दन પુ. સુખેડનું ઝાડ, मञ्जरी સ્ત્રી. અંકુર માંજર, ફુલ અથવા મોર) ચન્દનના ઝાડનું ડીચકું, ફણગો, મોર, ફુલ વિગેરે.
चन्द्रगुप्त પુ. રાજાનું નામ છે.
चन्द्रापीड પુ. રાજકુમારનું નામ છે.
चम् ૧ ગ. પરસ્મૈ० ચાટી જવું, પીવું;+आ આચમન કરવું (થોડું પાણી મ્હોંમાં લઇ ધર્મ ક્રિયામાં કરવામાં આવેછે તેમ પી જવું).
चम्पकपुष्परेणु પુ, (चम्पक પુ એક જાતનું સુગંધીદાર ફુલવાળું ઝાડ, ચાંપાનું ઝાડ. रेणु પુ. પરાગ, રજ) ચાંપાના ફુલની રજ કે પરાગ.
चम्पकवन ન. ચાંપાનાં ઝાડનો સમૂહ.
चर् ૧ ગ. પરસ્મૈ० જવું, બહાર ફરવું.
चरणराग પુ પગને રંગવા તે, પગનો રંગ.
चरम પુ. ન. સ્ત્રી. છેલ્લું.

चरित चर् નો કર્મણિ ભૂ કૃ. આચરેલું, કીધેલું.
चर्चित चर्च् નો કર્મણિ ભૂ. કૃ. લેપ કીધેલું, ચોપડેલું.
चर्मचक्षुस् ન. (चर्मन् ન. ચામડું અને चक्षुस् ન. આંખ), શારીરિક દૃષ્ટિ.
चल् प्र+वि દૂર ચાલવું, એક કોરે ચાલવું.
चाटु પુ. ન. મધુર ભાષણ.
चाणक्य પુ. પુરૂષનું નામ છે.
चाण्डाल પુ. ચાણ્ડાળ, ભંગિયો.
चारणस्तुत પુ. ન. સ્ત્રી. (चारण પુ. ભાટ) ભાટથી વખણાયલું.
चारुदत्त પુ. પુરૂષનું નામ છે.
चारुसर्वाङ्गी સ્ત્રી. चारु ખુબસુરત सर्वाङ्ग સઘળાં અવયવ) જેનાં સઘળાં અવયવ સુંદર છે એવી સ્ત્રી. चार्वङ्गी સ્ત્રી. ખુબસુરત સ્ત્રી, અલબેલી.
चि ૫ ગ પરસ્મૈ૦ ને આત્મને૦ એકઠું કરવું;+उप જાડા થવું; +निस् નિશ્ચય કરવો, ઠરાવ કરવો; +वि શોધવું, ખેળવું, ઢુંડવું;+ सम् સંગ્રહ કરવો.
चित् ૧૦ ગ. આત્મને૦ ચેતન હોવું, ગતિ હોવી.
चित्रवन ન. વનનું નામ છે.
चित्रालाप પુ. (चित्र જૂદી જૂદી તરેહની, અને आलाप પુ. વાતચીત) જૂદી જૂદી વિષયો ઉપર વાત ચીત.
चित्रित પુ. ન. સ્ત્રી. ચિત્રવિચિત્ર કીધેલું, સુશોભિત કરેલું.
चिरप्रवृत्त પુ. ન. સ્ત્રી. લાંબા વખતથી ચાલતું.
चिराद् ક્રિ. વિ. લાંબા કાળ પછી.
चूत પુ. આમ્રવૃક્ષ, આંબાનું ઝાડ ન. આંબાના ઝાડનું ફળ.
चूर्ण પુ. ન. ભુકો, ચુરણ; चूर्णवत् ભુકાના જેવું, ધુળ જેવું.
चेत् અ. જો.
चेतस् ન. મન, ચિત્ત.
चैत्र પુ. શાલિવાહની હિંદુ વર્ષનો પેહેલો માસ, ચૈતર.
चैत्ररथ પુ. ગન્ધર્વ લોકોનો દેશ.

## छ

छद् ૧૦ ગ+प्र કોઇપણ ચીજ ઢાંકવી.
छन्दस् ન. છન્દ, વૃત્ત.
छल ન. છળ, કપટ.
छादन ન. ઢાંકણું.

छिद् ૧૦ ગ. અને ૭ ગ. પરસ્મૈ૦ આત્મને૦ કાપવું, કાપી નાંખવું, ભાગ કરવા.

ज.

जक्ष् ૨ ગ. પરસ્મૈ૦ ખાવું.

जगदात्मन् पु (जगत् न. જગત્ દુનિયા, અને आत्मन् पु. આત્મા) જગતનો આત્મા.

जगन्नाथ पु. (जगत् न. દુનિયા, અને नाथ पु. ધણી) જગતનો ધણી, જગત્પતિ જગન્નાયક, ઇશ્વર.

जगन्नायक पु. (जगत् न. દુનિયા, नायक पु. ધણી, પતિ) જગત્પતિ.

जघनार्ध न. (जघन न. કેડ, સ્ત્રી કટિનો પૂર્વ ભાગ, કોઇ પણ વસ્તુનો પાછલો ભાગ, અને अर्ध અડધું) પાછલો ભાગ.

जङ्घा સ્ત્રી. જાંઘ.

जटा સ્ત્રી. જટા, ગુંચવાયલા વાળનું ઝુંડ.

जटिल पु. न. સ્ત્રી. લેપ કીધેલું. મિશ્ર કીધેલું.

जड पु. न સ્ત્રી. જીવવગરનું, અચેતન, નિર્જીવ.

जन्+सम् જનમવું, આબાદ થવું થઇ જવું.

जनमेजय पु परिक्षितના એક છોકરાનું નામ છે. એ અર્જુનનો પૌત્ર હતો.

जनय जन् 'ઉત્પન્ન કરવું પેદા કરવું'– નો પ્રેરક; जनयितुम् હેત્વર્થ કૃદન્ત.

जनार्दन पु. કૃષ્ણનું નામ છે.

जन्तु पु. પ્રાણી.

जन्मभाज् पु. न. સ્ત્રી. જન્મેલુ; पु. માણસ.

जन्मान्तर न. (अन्यज्जन्म जन्मान्तरम्) બીજો જન્મ.

जप् ૧. ગ. પરસ્મૈ૦ જપવું, ધીમે સાદે બોલવું અથવા પઠવું (મન્તની માફક).

जम्बुमालिन् पु. રાક્ષસનું નામ છે.

जय पु જીત.

जयावह पु न. સ્ત્રી. જીત લાવવનારૂં; જય આપનારૂં.

जागृ ૨ ગ પરસ્મૈ૦ જાગવું.

जाड्य न. જડતા, સુસ્તિ.

जात न. સમૂહ.

जातकर्मन् न ઉત્પત્તિ કાળનો સંસ્કાર.

जातवेदस् पु. અગ્નિ.

जानंतपि पु. જનંતપનો પુત્ર.

जानु न. ઘુંટણ.

जाया સ્ત્રી. સ્ત્રી. ભાર્યા, પત્ની.
जाह्नवी. સ્ત્રી. ગંગા, જહ્નુપુત્રી.
जीवन ન. જીંદગી, ઉપજીવિકા.
जीवनाशा સ્ત્રી. (जीवन ન. જીવવું તે, જીંદગી, आशा સ્ત્રી. ઉમેદ) જીવવાની ઇચ્છા.
जीवलोक પુ. મૃત્યુલોક, સજીવ પ્રાણીઓની દુનિયા.
जीवित ન. જીંદગી.
जीवितलघूकृत પુ. ન સ્ત્રી. જીંદગીથી અથવા જીવતા રહેવાથી નામોશી પામેલું અથવા માન ભ્રષ્ટ થયલું.
जृम्भ् सम+उद् ૧ ગ. આત્મને૦ યત્ન કરવો, સાધવું, સિદ્ધ કરવું.
जॄ ૧, ૪ અને ૯ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. ઘરડા થવું, ક્ષીણ થવું, જીર્ણ થવું, ઘસાઇ જવું.
जैन પુ. જીનમતને અનુસરનાર, જૈન લોકમાંનો એક.
ज्ञा (जा) ૯ ગ. આત્મને૦ જાણવું;+अनु પરવાનગી આપવી; રજા આપવી;+अभि ઓળખવું.
ज्ञानमार्ग પુ. (ज्ञान ન. જ્ઞાન, मार्ग પુ. રસ્તો) મોક્ષ મેળવવા માટે ઇશ્વરનું જ્ઞાન.
ज्वल् ૧ ગ, પરસ્મૈ૦ બળવું, તપવું. ધગધગવું

त

तक्ष् ૧ ગ. પરસ્મૈ૦ છોલવુ, કાપી નાંખવું;+सम કકડા કરવા, ઘાયલ કરવું, શબ્દો વડે વિંધવું.
तट પુ. ન. સ્ત્રી. કિનારો, કોર.
तत પુ. કોઇપણ સગાનું (છોકરાનુ કે બાપનું) વાહાલનું નામ.
तत्ववेदिन् પુ. ન. સ્ત્રી. તત્ત્વ જાણનાર.
तदीय પુ ન. સ્ત્રી. તેને લગતું.
तद्वत् ક્રિ. વિ. તેના જેવું, એવીજ રીતે.
तद्विषयक પુ. ન સ્ત્રી. તેને લગતું
तन् ૮. ગ. પરસ્મૈ૦ને આત્મને૦ તાણવું, પાથરવું, પ્રવર્ત્તાવવું, જેમકે યજ્ઞ પ્રવર્તાવવો અથવા કરવો;+प्र ફેલાવવું.
तनय પુ દીકરો.
तनु–तनू સ્ત્રી. શરીર.
तन्तु પુ. દોરી, તાતણો.
तन्त्री સ્ત્રી. વાજીત્ર વીણા.
तन्द्रय નામધાતુ, અથવા સાધિત ધાતુ (तन्द्रा સ્ત્રી. આળસ, સુસ્તિ ઉપરથી) આળસુ થવું.

तप् ૧ ગ પરસ્મૈ૦ તપ કરવું.
तप् ૪ ગ આત્મને૦+सम् દુઃખ થવું.
तपन પુ. જુલમી.
तपोधन પુ. તપ છે ધન જેનું, ઋષિ.
तम् ૪ ગ પરસ્મૈ૦ દુઃખિત થવું
तरी સ્ત્રી. મછવો.
तर्ज् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. આત્મને ધમકાવવું, ધમકી આપવી, ઠપકો દેવો, નિર્ભર્ત્સના કરવી.
तादृश् પુ. ન. સ્ત્રી. તેના જેવું.
ताप પુ. તાપ,
ताय् ૧ ગ. આત્મને૦ ફેલાવવું.
तार તીણો સ્વર; પુ. ન. સ્ત્રી. તીણું.
तावत्कालम् ક્રિ. વિ. તેટલા વખત સુધી.
तावद् ક્રિ. વિ. તે વખતમાં, એ દરમ્યાનમાં.
तिग्म પુ. ન. સ્ત્રી. સખત, તીક્ષ્ણ.
तिथि સ્ત્રી. મહિનાનો કોઇ પણ દિવસ.
तिमिर પુ. ન. સ્ત્રી. અંધકાર,
तिर्यञ् પુ હલકા વર્ગનું પ્રાણી; પુ. ન. સ્ત્રી આડું, બાજુ પડતું, ત્રાંસું.
तीर्थोदक ન. (तीर्थ ન. નદી જેવી પવિત્ર વસ્તુ, અને उदक ન. પાણી) પવિત્ર પાણી.
तुमुल પુ. ન સ્ત્રી. પ્રચણ્ડ, ભયંકર, ભારે, ખૂબ ઝામેલું.
तुरग પુ ઘોડો.
तुरासाह् પુ ઇન્દ્રનું નામ.
तूर्णम् ક્રિ. વિ. ઉતાવળથી.
तृणराजफल ન. (तृणराज પુ તાડ-ખજુરીની જાતનું ઝાડ ) તાડ ખજુરીની જાતના ઝાડનું ફળ.
तृप् ૪ ગ. પરસ્મૈ૦ તૃપ્ત થવું, સંતુષ્ટ થવું.
तृष् ૪ પરસ્મૈ૦ તરસ્યા થવું.
तृष्णा સ્ત્રી. તરસ. લોભ.
तृह् ૭ ગ. પરસ્મૈ૦ મારવું, નાશ કરવો.
तेजस्विन् પુ. ન. સ્ત્રી પ્રકાશમાન.
तोय ન. જળ.
त्याग પુ. દાન.
त्रय ન. ત્રણનો સમુદાય.
त्रस् ૧. અને ૪ ગ. પરસ્મૈ૦ ધ્રુજવું; બિહવું;+सम् ત્રાસ પામવો.
त्राण ન. રક્ષણ.
त्रिः ક્રિ. વિ. ત્રણવાર.
त्रिवर्ग પુ. ત્રણ વસ્તુ એટલે धर्म અથવા પુણ્ય, अर्थ એટલે પૈસો,

અને काम એટલે ઇચ્છા અથવા ઇચ્છા પૂર્ણ કરવી. તે એ ત્રણ વસ્તુનો સમુદાય.
त्रिविष्टपास्थान ન. (त्रिविष्टप ન. સ્વર્ગ, आस्थान ન. સભા) દેવોની સભા.
त्रुट् ૪ અને ૬ ગ. પરસ્મૈ૦ તુટવું, ભાગવું, કડાક દઇ કકડા થવા.
त्रेता સ્ત્રી. ત્રેતાયુગ, ચાર યુગમાંનો બીજો યુગ.
त्रैलोक्य ન. ત્રણ લોક.
त्र्यम्बक પુ. રૂદ્રનું નામ છે; શિવ. ત્રિનેત્ર.
त्विष् સ્ત્રી. તેજ, ચળકાટ.

द

दंश् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ આત્મને૦ ડંખ દેવો, કરડવું.
दंष्ट्रा સ્ત્રી. દાઢ, અણિદાર દાંત.
दंष्ट्रिन् પુ. તીક્ષ્ણ દાંતવાળું પ્રાણી, સાપ.
दक्षिण સર્વ૦ પુ. ન. સ્ત્રી. દક્ષિણ દિશાને લગતું.
दक्षिणीय પુ. ન. સ્ત્રી. દક્ષિણાને યોગ્ય.
दत् પુ. દાંત.
दत्त्वा दा અવ્ય, આપવું, નો ભૂ. કૃ. આપીને.

दद् ૧ ગ. આત્મને૦ આપવું.
ददत् दा 'આપવું' નો વર્તમાન કૃ.
दधि ન. દહીં.
दन्त પુ. દાંત.
दन्दशूक પુ. સાપ.
दमयन्ती સ્ત્રી. નળની સ્ત્રી.
दम्पती પુ. દ્વિ. વ. ધણી ધણીઆણી, જાયાપતિ.
दम्भ પુ. ઢોંગ.
दय् ૧ ગ. આત્મને દયા આવવી.
दयालुत्व ન. દયાળુપણું.
दरिद्र પુ. ન. સ્ત્રી. ગરીબ.
दरिद्रा ૨ ગ. પરસ્મૈ૦ ગરીબ હોવું; દરિદ્ર હોવું.
दर्प પુ. અભિમાન.
दल् ૧ ગ. પરસ્મૈ૦ ફેડવું, ફાડવું.
दशन પુ. દાંત.
दशम પુ. ન. સ્ત્રી. દશમું.
दशा સ્ત્રી. સ્થિતિ, અવસ્થા.
दह् ૧ ગ. પરસ્મૈ૦ બળવું.
दा ૩ ગ. પરસ્મૈ૦ આત્મને૦ આપવું.
दा ૨ ગ. પરસ્મૈ૦ કાપવું.
दानव પુ. દૈત્ય, અસુર.
दारक પુ. પુત્ર.
दाव પુ. દવાગ્નિ, વનમાં સળગતો અગ્નિ, વન.

दाशरथि પુ. દશરથનો પુત્ર.

दिगन्त પુ. દિશાઓનો અન્ત, સઘળી દિશાઓમાંના દેશો.

दिग्विजय પુ. (दिश् સ્ત્રી દિશાઓ, विजय પુ. જીત) દિશાઓની જીત, સઘળા દેશોની જીત.

दिदृक्षु પુ. ન. સ્ત્રી. જોવાને આતુર.

दिने दिने ક્રિ. વિ. દરરોજ, પ્રતિદિવસ.

दिव् સ્ત્રી દિવસ, સ્વર્ગ.

दिवा અ. ક્રિ. વિ. દિવસે

दिव्य પુ. ન. સ્ત્રી સ્વર્ગીય, સુંદર.

दिव्याश्रमपद ન. (दिव्य, आश्रमपद ન. આશ્રમ) સુંદર આશ્રમ.

दिश् સ્ત્રી. દિશા.

दिह् ૨ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ લેપ કરવો.

दीक्ष् ૨ ગ. આત્મને૦ પવિત્ર કરી યજ્ઞ કરવાને યોગ્ય થવું; દીક્ષા લેવી.

दीन પુ. ન. સ્ત્રી. ગરીબ, ગરજવાન દુઃખી, લાચાર.

दीनबन्धु પુ. (दीन, बन्धु પુ. ભાઈ ગરીબોનો બન્ધુ. પરગજુ.

दीनार પુ. એક જાતનો સિક્કો (રોમન).

दीप् ૪ ગ. આત્મને૦ પ્રકાશવું.

दीपक પુ.: ન. સ્ત્રી. પ્રકાશમાન કરનાર.

दीप्ति સ્ત્રી. ઝળકાટ.

दीर्घम् ક્રિ. વિ. ચિરકાળપર્યન્ત, લાંબું, ઉંડું.

दु ૫ ગ પરસ્મૈ૦ દુઃખ દેવું, પજવવું, પીડવું.

दुःखपीडित પુ. ન સ્ત્રી. દુઃખથી પીડાયલું.

दुःखभाज् પુ. ન. સ્ત્રી. દુઃખ ભોગવનાર, દુઃખી.

दुःखसंताप પુ. (दुःख, संताप પુ. તાપ, ગરમી) દિલગિરી, પીડા.

दुःखित પુ. ન. સ્ત્રી. દુઃખી થયલું.

दुग्धं ન. દુધ.

दुरन्त પુ. ન. સ્ત્રી. જેને છેડે પહોચવું મુશ્કેલ છે તે, અપાર.

दुराप પુ. ન. સ્ત્રી. દુષ્પ્રાપ્ય, મુશ્કેલીથી મેળવાય એવું

दुरुक्त ન. અયોગ્ય શબ્દો, સારી રીતે નહીં બોલાયલા શબ્દો.

दुर्ग ન. સંકટથી ઘેરાયલી જગ્યા, દુર્ગમસ્થાન.

दुर्गत પુ. ન સ્ત્રી. દુઃખિત, દુઃખી સ્થિતિમાં આવેલું.

दुर्दम પુ. ન. સ્ત્રી. મુશ્કેલીથી વશ કરાય એવું.

दुर्धर्ष પુ.ન.સ્ત્રી. પહોંચી ન શકાય એવું.
दुर्नीत ન. દુરાચરણ.
दुर्बुद्ध પુ. ન. સ્ત્રી. સમજવું મુશ્કેલ, અપ્રસિદ્ધ.
दुर्मुख પુ. ન. સ્ત્રી. દુષ્ટ છે મુખ જેનું, દુર્ભાષણ કરનાર.
दुर्योधनभीमसेनौ પુ. દ્વિ. વ. દુર્યોધન અને ભીમસેન (સમાસ છે).
दुर्विदग्ध પુ. ન. સ્ત્રી. વિદ્વત્તાનો વ્યર્થ ગર્વ કરનાર.
दुर्विनीत પુ. ન. સ્ત્રી. ઉદ્ધત.
दुष्कृत ન. દુષ્ટકૃત્ય, દુષ્ટપણું, પાપ.
दुष्ट પુ. ન. સ્ત્રી. નિર્દય.
दुस्तर પુ. ન. સ્ત્રી. ઓળંગતા મુશ્કેલ પડે એવું દુર્લંઘ્ય.
दुह् ૨ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ દોહવું.
दू ૪ ગ, આત્મને૦ દુઃખિત થવું.
दृ ૬ ગ. +आ આત્મને૦ આદરવું, માન આપવું.
दृढ પુ. ન. સ્ત્રી. મજબુત, સ્થિર.
दृप् ૪ ગ. પરસ્મૈ૦ મગરૂબ થવું.
दृश् સ્ત્રી. આંખ, નજર.
दॄ ૯ ગ. પરસ્મૈ૦ ફાડવું.
देव પુ. ન. સ્ત્રી. પ્રકાશમાન.
देवकी સ્ત્રી. કૃષ્ણની મા.
देवक्षेत्र ન. દેવભૂમિ.
देवता સ્ત્રી. દેવતા.
देवशुनी સ્ત્રી. દેવોની કુતરી.
देवेज् પુ. ન. સ્ત્રી. દેવનો પૂજનાર, દેવપૂજક.
देश પુ. દેશ.
देहिन् પુ. શરીરી, માણસ; પુ. સ્ત્રી. ન. શરીરવાળું.
दै ૧ ગ. પરસ્મૈ૦+अव પવિત્ર કરવું, સાફ કરવું.
दो ૪ ગ. પરસ્મૈ૦+अव કાપવું, કાપી નાખવું.
दोष પુ. નિન્દા, બદગો.
दोषन् પુ. ન. બાહુ.
दोहनकाल પુ, (दोहन ન. દોહવું काल પુ. કાળ) દોહવાનો વખત.
दौर्बल्य ન. નબળાઇ.
दौर्मन्त्र्य ન દુષ્ટ મસલત, ખોટી સલાહ.
द्युति સ્ત્રી. કાન્તિ, વર્ણ.
द्युम्न ન. પૈસો, વિત્ત.
द्यो સ્ત્રી. સ્વર્ગ.
द्रविण ન. પૈસો, ધન.
द्रव्य ન. પદાર્થ, ચીજ.
द्रु ૧ ગ. પરસ્મૈ૦ દોડવું.
द्रोण પુ. વિશેષ નામ છે.
द्वय ન. બે ચીજોનો સમૂહ, જોડું.
द्वयी સ્ત્રી. બે પ્રકારની.
द्वाःस्थ પુ. ન. સ્ત્રી. દ્વારપાલક.

द्वापर પુ. ત્રીજો યુગ, દ્વાપર યુગ.
द्वार ન. બારણું.
द्वारपाल પુ. દ્વારરક્ષક.
द्विगुण પુ. ન. સ્ત્રી. બેવડું.
द्विजन्मन् પુ. (द्वि બે, जन्मन् ન. જન્મ) બે જન્મવાળો, પ્રથમ ત્રણ વર્ણમાંની ગમે તે વર્ણમાંનો કોઇ સખસ, બ્રાહ્મણ.
द्विजिह्व પુ. ( जिह्वा સ્ત્રી. જીભ ) બે જીભવાળો સાપ.
द्विजोत्तम પુ. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ.
द्विष् ૨ ગ. પરસ્મૈ૰ આત્મને૰ ધિક્કારવું, દ્વેષ કરવો.
द्विष् પુ. શત્રુ.

ध

धनाशा સ્ત્રી. પૈસાની ઇચ્છા.
धनुर्ज्या સ્ત્રી. ( ज्या સ્ત્રી. દોરી [કામઠાની]) ધનુષની દોરી.
धमनी સ્ત્રી. ભુંગળી.
धराधिप પુ. (धरा સ્ત્રી. પૃથ્વી अधिप પુ. પતિ) પૃથ્વીપતિ, રાજા.
धरित्री સ્ત્રી. પૃથ્વી.
धर्मदूषण સ્ત્રી. ન. ધર્મને કલંક લગાડનાર.
धर्मषष्ठांशभाग પુણ્યનો છઠો ભાગ.
धर्मसूत्रकार પુ. (धर्म પુ. કાયદો, सूत्र ન. એક વચન) કાયદાના વચન બનાવનાર, ધર્મશાસ્ત્ર લખનાર.
धा ૩ ગ. પરસ્મૈ૰ આત્મને૰ મૂકવું, ધરવું; +अन्तर સંતાડવું; +अपि કે पि, બંધ કરવું; + अव ધ્યાન આપવું; + नि મૂકવું;+परि પેહેરવું;+पुरस् કોઇને આગળ કરવો;+वि કરવું, બજાવવું, શાસન કરવું, નિયમ બાંધવો, વિધાન કરવું (ધર્મશાસ્ત્રમાં થાય થાય છે તેમ);+सम् સંધિ કરવી, સમાધાન કરવું, સલાહ કરવી. ચોંટાડવું.+उप् અને सम् જોડવું.
धात्री સ્ત્રી. ધાવ.
धामन् ન. તેજ, પ્રભાવ.
धारा સ્ત્રી. ધાર (પાણીની), કોર.
धि ૬ ગ. પરસ્મૈ૰+सम् સંધિ કરવી.
धिक् અ. ધિક્કાર સૂચક અવ્યય.
धी સ્ત્રી. બુદ્ધિ.
धीवर પુ. માછી.
धु કે धू ૫ ગ. ઉ. ધુજવું.
धुर् સ્ત્રી. જુસરી, જોત.
धू ૧ અને ૯ ગ. પરસ્મૈ૰ આત્મને૰ અને ૬ ગ. પરસ્મૈ૰ ધુજવું હલાવવું.
धू (धून्) ૧૦ ગ.+वि ધુજાવવું.
धूप् ૧ ગ. પરસ્મૈ૰ તપાવવું.

धूप પુ. ધૂપ.
धूर्त પુ. ધુતારો.
धूसर પુ. ન. સ્ત્રી. ઝાંખું, ધૂળના રંગ જેવું.
धृ+अव ૧૦ ગ. અથવા પ્રેરક, ચોકસાઇથી જાણવું, નક્કી કરવું.
धृ+उद् ઉધ્ધાર કરવો, તારવું.
धृष् ૫ ગ. પરસ્મૈ૦ હામ ભીડવી, હોડ બકવી, કોઇની સામા છાતી ચલાવવી.
धे ૧ ગ. પરસ્મૈ૦ ધાવવું, સ્તનપાન કરવું.
धैर्यघन પુ. સ્ત્રી. ન. (धैर्य ન. ન. ધિરજ, હિમ્મત) ધૈર્ય છે ઘન જેનું.
ध्मा ૧ ગ. પરસ્મૈ૦ ફુંકવું.
ध्यै ૧ ગ. પરસ્મૈ૦ ધ્યાન ધરવું, ચિન્તન કરવું; +अनु વિચાર કરવો, ચિન્તન કરવું.
ध्रुवम्. ક્રિ. વિ. નક્કી.
ध्वन् ૧ ગ. પરસ્મૈ૦ શબ્દ કરવો.

न.

नक्र પુ. મગર.
नगेन्द्र પુ. પર્વતોમાં શ્રેષ્ઠ, હિમાહિમાલય.
नद् ૧ ગ. પરસ્મૈ૦ શબ્દ કરવો, ગર્જના કરવી. ગાજવું.
नन्द्+अभि અભિનન્દન કરવું, સત્કાર કરવો.
नन्द પુ. રાજવંશનું નામ છે, એ વંશનો સખસ.
नम्र પુ. ન. સ્ત્રી. નરમ.
नरक પુ. નરક, નિરય.
नर्मदा સ્ત્રી. નદીનું નામ છે.
नलतुल्याकृति પુ. ન. સ્ત્રી. (नल પુ. तुल्य પુ. ન. સ્ત્રી. સરખું, અને आकृति સ્ત્રી. આકાર) નળના જેવા આકારવાળું.
नलरुपधारिन् પુ. ન. સ્ત્રી. (नल, रुप ન. આકાર, અને धारिन् ધારણ કરનાર) નળનું રૂપ ધારણ કરનાર.
नलिनी સ્ત્રી. કમળનો છોડ.
नवमी સ્ત્રી. નોમ.
नवीन પુ. ન. સ્ત્રી નવું.
नश्+वि નાશ પામવું.
नश्वर પુ. ન. સ્ત્રી. નાશવત.
नस् સ્ત્રી. નાક.
नह् ૪ ગ. પરસ્મ૦ને આત્મને૦ +सम् તૈયાર થવું, સજ્જ થવું, કમ્મર બાંધવી.
नाना અ૦ જૂદું જૂદું, અનેક પ્રકારનું, ઘણું.
नारद પુ. ઋષિનું નામ છે.

नारायण પુ. વિષ્ણુનું નામ છે.

निःशान शो ( ૨ ગ. આત્મને૦ વૈદિક ) નો વર્તમાન કૃ.+निस् તીક્ષ્ણ થવું.

निःशुक्र પુ. ન. સ્ત્રી, શક્તિહીન.

निःश्रेयस ન. મોક્ષ.

निज् ૩ ગ. આત્મને૦ સ્વચ્છ કરવું;+अव ધોવું.

निज પુ. ન. સ્ત્રી. પોતાનું. (સગું).

निञ्ज् ૨ ગ. આત્મને૦+प्र ધોઇ નાંખવું.

नितराम् ક્રિ. આત્મને૦ અત્યન્ત.

नित्य પુ. ન. સ્ત્રી. હમેશનું, નિરન્તરનું.

नित्यकर्मन् ન. ધર્મસંબંધી નિત્ય કર્મ.

निदाघ પુ. ઉનાળો, ગરમ ઋતુ.

निधन ન. મોત, નાશ.

निनाद પુ. શબ્દ.

निन्दित निन्द् નો કર્મણિ ભૂ. કૃ. નિન્દાયલું, નિન્દવા યોગ્ય.

निपद्यमान नि+पद् નો વર્તમાન કૃ.; સુઇ રહેલું.

निबिड પુ. ન. સ્ત્રી. ફાટ કે ચીર વગરનું ઘટ, ઘાડું.

नियतम् ક્રિ. વિ. નિશ્ચે.

नियति સ્ત્રી. પ્રારબ્ધ, દૈવ.

नियोक्तृ પુ. બાંધનાર, સાંધનાર.

नियोगिन् પુ. પ્રધાન, કામદાર.

निरर्थक પુ. ન. સ્ત્રી. નિરૂપયોગી, નકામું, વ્યર્થ, નિષ્ફળ.

निरन्तरम् ક્રિ વિ. અન્તર વગર, પાસે પાસે.

निरभिभवसार પુ ન. સ્ત્રી. ઉત્કૃષ્ટતાવાળું (બેન્ફિકૃત કોશ), જ્યાં અપમાન નથી એવું, માન સહિત.

निरय પુ. નરક.

निरस्त अस् 'નાખવું,' 'ફેંકવું'નો કર્મણિ ભૂ. કૃ. निर જોડે, વિખરાયલું.

निराहार પુ. ન. સ્ત્રી. આહાર રહિત, ઉપવાસી.

निर्घृणता સ્ત્રી. નિર્દયતા.

निर्जन પુ. ન. સ્ત્રી. જનરહિત, એકાંત.

निर्जर પુ. દેવ.

निर्दय પુ. ન. સ્ત્રી. દયારહિત; ઘાતકી.

निर्दश પુ. ન. સ્ત્રી. દશ દિવસનું (છોકરૂં).

निर्धन પુ. ન. સ્ત્રી. પૈસાવગરનું, ગરીબ.

निर्भर પુ. ન. સ્ત્રી. ભરેલું, પૂર્ણ.

निर्व्याजता સ્ત્રી. સત્ય, ખરાપણું.

निवर्तन न. બંધ રહેવું તે, પરેજી કરવી તે, પરેજી.
निश् સ્ત્રી. રાત.
निषधेश्वर પુ. નિષધ દેશનો રાજા, નળ.
निष्ठाशून्य પુ. ન. સ્ત્રી. (निष्ठा સ્ત્રી સ્થિરતા, शून्य પુ. ન. સ્ત્રી. રહિત) સ્થિરતા રહિત, અસ્થિર
निष्फलता સ્ત્રી નિષ્ફળપણું.
निसर्ग પુ. સ્વભાવ.
नी+उप ઉપનયક ક્રિયા કરવી, જનોઇ દેવું.
नीच પુ. ન. સ્ત્રી. નીચું, હલકું, અધમ, ઉતરતી સ્થિતિનું.
नीचग પુ. સ્ત્રી. ન. નીચ પુરૂષ પાસે જનાર, નીચ અથવા ઉતરતી સ્થિતિવાળા માણસ પાસેનું, નીચી જમીન તરફ વહેતું.
नीचैः ક્રિ. વિ. નીચે.
नीतिनिपुण પુ. ન. સ્ત્રી. ( नीति સ્ત્રી. રાજકીય બાબતનું જ્ઞાન, અથવા વ્યવહારજ્ઞાન निपुण પુ. સ્ત્રી. ન. ચતુર) રાજનીતિમાં ચતુર. વ્યવહારમાં હોંશીઆર, શાણો.
नु ૨ ગ. પરસ્મૈ૦ વખાણવું.
नु અ. શંકા કે વિતર્ક સૂચક અવ્યય.
नूनम् ક્રિ. વિ. નિશ્ચે.
नूपुर પુ. ટોડો, ઝાંઝર.
नृषद्वर પુ. સ્ત્રી ન. માણસોમાં રહેનારૂં, એક જગ્યાએ સ્થિર રહેલું
नेमि સ્ત્રી. પૈડાનો ઘેર
नैपुण्य ન. ચતુરાઇ.
नैषध પુ. નિષધ દેશનો રાજા, [નળ.
न्यायप्रवृत्त પુ. ન. સ્ત્રી (न्याय પુ. ન્યાય. વાજબીપણું, प्रवृत्त प्र+वृत् 'આગળ ચાલવું'નો ભૂ કૃ.) જેની વર્તણુક વાજબી છે તે, ન્યાય માર્ગમાં વર્તનાર.
न्यायवादिन् પુ. સ્ત્રી. ન. (न्याय પુ. વાજબી હોય તે) વાજબી બોલનાર.
न्याय્ય પુ. સ્ત્રી. ન. વાજબી, યોગ્ય, અદલ, ન્યાયથી દૂર નહીં એવું.

## प.

पङ्क्ति સ્ત્રી. હાર, ઓળ.
पञ्च સંખ્યાવાચક પ્ર૦ અને દ્વિ૦ બ. વ. પાંચ.
पठ् ૧ ગ. પરસ્મૈ૦ પઢવું, વાંચવું.
पठ्यमान (पठ 'પઢવું,' 'વાંચવું'નો કર્મણિ વર્તમાન કૃ.) પઢાતું, વંચાતું.

पण् १ ग. वखाणवुं, पणमां मूकवुं; सरतमां अथवा होडमां मूकवुं, द्यूत रमवुं.

पत्+अभि (कोइपण पदार्थ) तरफ कुदवुं; +प्र अने उद् ऊडवुं.

पतङ्गवत् क्रि. वि. पतंगियानी पेठे.

पतञ्जलि पु. महाभाष्य नामना मोटा व्याकरण ग्रन्थनो कर्ता.

पतन न. पडवुं, सद्गुणमांथी भ्रष्ट थवुं, भ्रष्टता, नाश.

पति पु. धणी, वर.

पतित पु. स्त्री. न. पापी, धर्मभ्रष्ट.

पथः (पथिन् पु. रस्तो,नुं पंचमी ए.) रस्तामांथी.

पथिन् पु. रस्तो, मार्ग.

पथ्य न. हितकारक चीज.

पद् ४ ग. आत्मने० गळवुं, पडवुं, स्थानथी खसवुं; +प्रति जाणवुं, समजवुं, अंगीकार करवो, करवुं, आचरवुं, प्राप्त करवुं;+सम् थवुं, एकंदर मळीने थवुं: +प्रति (प्रेरकरूपमां), विचारवुं, ध्यानमां लेवुं, सिद्ध करवुं, आपवुं, सोंपवुं; +सम् सोदो करवो.

पद् पु. पग.

पद न. पगलुं.

पदवी स्त्री. रस्तो, मार्ग.

पदार्थ पु. चीज, वस्तु.

पद्धति स्त्री रस्तो, वहीवट

पद्म न. दिवसे खीलतुं कमळ.

पन् १ ग. वखाणवुं.

पपी पु. सूर्य, रक्षण करनार.

पर सर्व० पु. स्त्री. न. बीजुं, बीजाने लगतुं, बीजा पक्षने लगतुं.

पर पु. न. श्रेष्ठ वस्तु, ईश्वर.

परंपरा स्त्री. हार, ओळ, अनुक्रम.

परम् उभयान्वयी अ. पण, किंतु.

परमेश्वर पु. जगत्नो श्रेष्ठ राजकर्ता, जगन्नियन्ता, ईश्वर.

परमेष्ठिन् पु. ब्रह्मदेव.

परायण न. आसक्ति, जे पदार्थ पर ध्यान आप्युं होय ते.

परार्थघटक पु. स्त्री. न. पारकानुं भलुं करनार.

परासु पु. स्त्री. न. मुएलुं.

परिकीर्तित कृत्+परिनो क. भू. कृ. गणेलुं.

परिक्षित् पु. अभिमन्युनो पुत्र अने अर्जुननो पौत्र.

परिचर्या स्त्री. नोकरी, सेवा, आराधना.

परिचारक पु. सेवक, खीजमतदार.

परिजन પુ. ચાકર, સેવક.
परिणत પુ. સ્ત્રી. ન. ઘરડું, વૃદ્ધ, જૂનું.
परित्यक्त परि+त्यज्નો કર્મણિ ભૂ. કૃ. તજેલું.
परित्याज्य પુ. સ્ત્રી. ન. परि+त्यज् નો વિધ્યર્થ કૃ. તજવા લાયક.
परिपन्थिन् પુ. સ્ત્રી ન. કોઈની વચમાં આવનાર, હરકત કરનાર; तत्परिपन्थिनी સ્ત્રી. તેના વચમાં આવનારી.
परिपाक પુ. પાકવું, પરિપક્વ થવું, પરિપક્વતા.
परिप्लुष्ट परि+प्लुष् નો ભૂ. કૃ., બળેલું.
परिभ्रष्ट परि+भ्रंश् નો ભૂ કૃ, છિનવી લીધેલું, પડેલું, ભ્રષ્ટ થયલું.
परिवर्तन ન. ફેરફાર.
परिवर्तिन् પુ. સ્ત્રી. ન. ફેરફાર થતું, ફરતું, બદલાતું.
परिवार પુ. રસાલો.
परिवृढ પુ. ધણી, સ્વામી.
परिवेष्टृ પુ. પિરસનાર.
परिव्राज् પુ. સન્યાસી.
परिष्वङ्ग પુ. આલિંગન.
परिसमाप्ति સ્ત્રી. છેડો, સિદ્ધતા.
परीताप પુ. દુઃખ, પીડા.
परोपकार પુ. ભલું કામ, પરમાર્થનું કામ.
पर्जन्य પુ. વરસાદ.
पर्यग्निकृत પુ. ન સ્ત્રી. જેની પાછળ દેવતા ફેરવ્યો હોય તે. બળિદાનને માર્યા પહેલાં તેની પાછળ દેવતા લઈ જાય છે.
पर्याप्तम् ક્રિ. વિ. જોઈએ એટલું, મન સંતોષ પામે એટલું, ઇચ્છાનુ રૂપ.
पर्वत પુ. ઋષિનું નામ છે.
पलायमान (परा+अय् ૧ ગ. આત્મને 'જવું' નો વર્તમાન કૃ. એ રૂપમાં रा નો ला થયો છે) દોડતું.
पलाश પુ. એક જાતનું ઝાડ છે.
पल्लव પુ. ન. નાજુક પાંદડું.
पा ૨ ગ. પરસ્મૈ૦ રક્ષણ કરવું.
पात પુ. પડવું. પતન.
पातित (पत् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.) પાડેલું.
पात्र ન. યોગ્ય પુરૂષ (દાન આપવા)
पान्थ પુ. મુસાફર.
पापकृत् પુ. ન. સ્ત્રી (पाप ન. પાપ, અને कृ કરવું) પાપ કરનાર.

पापहर પુ. ન. સ્ત્રી. પાપ હરણ કરનાર.

पारयिष्णुतम પુ. ન. સ્ત્રી. કશું પાર મૂકવાને ઘણુંજ શક્તિમાન્

पारिक्षित પરિક્ષિતનો પુત્ર.

पार्थ પુ. પૃથાનો પુત્ર, પાણ્ડવોનું નામ છે.

पावक પુ. અગ્નિ.

पावन પુ. ન. સ્ત્રી પવિત્ર કરનાર પવિત્ર સ્વચ્છ.

पाश પુ. જાળ.

पिञ्जर પુ. ન. કંકુ.

पिण्डद પુ. ન. સ્ત્રી પિણ્ડ આપનાર.

पिण्डालक्तक પુ. રાતો રંગ,

पिनाकिन् પુ. શિવનું નામ છે.

पिशुन પુ. ન. સ્ત્રી. દુષ્ટબુદ્ધિવાળું,

पिशुनता સ્ત્રી. દુષ્ટબુદ્ધિ.

पिष् ૭ ગ. પરસ્મૈ૦ દળવું.

पीडाकर પુ. ન. સ્ત્રી. દુઃખ દેનાર.

पीयूष ન. અમૃત.

पुंस् પુ. પુરૂષ.

पुण्डरीक પુ. વિશેષનામ છે; ન. કમળનું ફુલ.

पुण्यकृत् પુ. ન. સ્ત્રી. (पुण्य ન. ધર્મ કૃત્ય, कृ કરવું) પુણ્યશાળી, પુણ્યવાન્

पुण्यपुरूष પુ. પવિત્ર અથવા સદ્ગુણી માણસ.

पुनरुक्तभूत પુ. ન. સ્ત્રી. (पुनरुक्त ફરી બોલેલું, અને भूत થયલું ફરી બોલ્યા જેવું.

पुनर्भू સ્ત્રી. ફરીથી પરણેલી વિધવા, જે વિધવાએ પુનર્વિવાહ કીધેલો હોય તે.

पुर् સ્ત્રી. શેહેર.

पुरंधि પુ એક દેવતાનું નામ છે.

पुरद्वार ન. શેહેરનો દરવાજો.

पुरस् અ. આગળ.

पुरस्तात् ક્રિ. વિ. આગળ, મ્હોં આગળ.

पुरोधस् પુ. કુળગોર.

पुरोहित પુ. કુળગોર, ઉપાધ્ય.

पुष् ૯ ગ. પરસ્મૈ૦ પોષણ કરવું.

पुष्कर પુ. વિશેષનામ છે.

पुष्टि સ્ત્રી પોષણ.

पुष्पमित्र પુ. રાજાનું નામ છે.

पुष्पस्रज् સ્ત્રી. (पुष्प ન. અને स्रज् સ્ત્રી. હાર) ફુલનો હાર, ફુલની માળા.

पुष्पिणी સ્ત્રી. પુષ્પયુક્ત.

पू ૯ ગ. પરસ્મૈ૦ને આત્મને૦ પાવન કરવું.

पूर्ण पृ નો કર્મણિ ભૂ. કૃ. ભરેલું.

पूर्णपात्र न. માંગલિક પ્રસંગે ચા-
કરને અને બીજાને આપેલી
બખશીસ.

पूर्व સર્વ० પુ. ન. સ્ત્રી. આગલું,
પૂર્વ દિશાનું.

पूर्वरात्र પુ. (पूर्व આગલી, रात्रि
સ્ત્રી. રાત) પેહેલી રાત, રાતનો
પૂર્વ ભાગ.

पूर्वाह्ण પુ. દિવસનો પહેલો ભાગ.

पृ અથવા पॄ ૩ ગ. પરસ્મૈ०
ભરવું.

पृच् ૧ ગ. અને ૭ ગ. પરસ્મૈ०
૨ ગ. આત્મને०, અને ૧૦
ગ.+सम् સમાગમ કરવો, સંબંધ
રાખવો.

पृत् સ્ત્રી. સેના.

पृथग्जन પુ. હલકો માણસ, સામા-
ન્ય મનુષ્ય.

पृथु પુ. ન. સ્ત્રી. મોટું.

पॄ ૯ ગ. ૩ ગ. પરસ્મૈ० ભરવું.

पौराणिक પુ પુરાણ વાંચનાર તથા
સમજાવનાર, પુરાણી.

पौरुष ન. પુરૂષત્વ, પરાક્રમ.

पौर्णमासी સ્ત્રી પુનેમ.

प्रकृति સ્ત્રી. પ્રજા, પ્રધાન મણ્ડળ.
બ. વ. સ્વભાવ.

प्रकृष्ट પુ. ન. સ્ત્રી. ઉત્કૃષ્ટ, મોટું.

प्रचण्ड પુ. ન. સ્ત્રી. ગરમ, ઉગ્ર,
તીક્ષ્ણ.

प्रचार પુ. પ્રસરવું તે, પ્રસાર.

प्रच्युत च्यु 'પડવું' નો ભૂ. કૃ.+प्र

प्रजापति પુ. બ્રહ્મદેવ.

प्रजापशुकाम (प्रजा સ્ત્રી. સન્તતિ,
पशु પુ. ઢોર. અને काम પુ.
ઇચ્છા) સન્તતિ અને ઢોરની
ઇચ્છા કરનાર.

प्रजापीडनज પુ. ન. સ્ત્રી. (प्रजा
સ્ત્રી. રૈયત, पीडन ન. જુલમ,
અને ज जन् ઉપરથી, ઉત્પન્ન
થતું) રૈયત ઉપર જુલમ કર-
વાથી ઉત્પન્ન થતું.

प्रणिहित प्र+नि, धा નો કર્મણિ
ભૂ. કૃ. મૂકેલું; सम्यक्प्रणिहित
સારી રીતે વ્યવસ્થિત કરેલું,
સારી રીતે નિયમમાં રાખેલું

प्रतापनिधि પુ. (प्रताप પુ. ગર-
મીનો ભંડાર.

प्रतिकार }
प्रतीकार } પુ. ઉપાય, પીડા દૂર કરવાનો ઉપાય.

प्रतिनिविष्ट પુ. ન. સ્ત્રી. ઘણા
દિવસનું અથવા જુનું, સુધરે
નહીં એવું. આપમતિયું, સ્વે-
ચ્છાચારી, હઠીલું, જીદ્દી.

प्रतिपक्ष પુ. શત્રુ.

प्रतिबिंब न. પ્રતિમા, આરસીમાં પડે છે તેવો પડછાયો.

प्रतिबिद्ध प्रति+बिध्‌નો કર્મણિ ભૂ. કૃ., મના કીધેલું.

प्रतिहारी સ્ત્રી. દ્વારપાલિકા.

प्रत्यग्र પુ. સ્ત્રી. ન. અથવા ક્રિ. વિ. તાજું, નવું.

प्रत्यच् પુ. સ્ત્રી. ન. પશ્ચિમનું.

प्रत्यहम् અ. (प्रति દરેક, अहन् ન દિવસ) દરરોજ.

प्रत्युज्जीवन ન. ફરીથી જીવતું કરવું.

प्रत्युत्पन्नमति પુ. સ્ત્રી ન. (प्रत्युत्पन्न प्रति+उद्+पद् નો ભૂ કૃ.) હાજર જવાની, સમયસ્ફૂર્ત્તિવાળું, ચાલાક, તીક્ષ્ણબુદ્ધિવાળું.

प्रत्यूष પુ. સવાર.

प्रदीप्त प्र+दीप् 'પ્રકાશવું'નો ભૂ. કૃ., ચકચકિત પ્રકાશતું.

प्रदेश પુ. પ્રાન્ત, મુલક.

प्रद्युम्न પુ કામદેવ.

प्रधी પુ. સ્ત્રી. ન. કુશાગ્રબુદ્ધિવાળું, તીક્ષ્ણબુદ્ધિવાળું.

प्रपन्न પુ. સ્ત્રી. ન. (प्र+पद्‌નો ભૂ. કૃ.) શરણે થયલું.

प्रभवितृ પુ. પ્રભુ.

प्रभात પુ સ્ત્રી. ન. (प्र+भा નો ભૂ. કૃ.,) (અંધારાના રૂપમાં) જતું રહેલું અને (અજવાળાના રૂપમાં) દેખાયલું. ન. સવાર, પ્રાતઃકાળ.

प्रभाव પુ. પરાક્રમ, મોટાઇ.

प्रमति પુ એક પુરૂષનું નામ છે.

प्रमद्वरा સ્ત્રી. એક સ્ત્રીનું નામ છે.

प्रमाद પુ. ભુલ, ચુક.

प्रयाण ન. ગમન, કુચ.

प्रयुक्त प्र+युज्‌નો કર્મણિ ભૂ કૃ., વાપરેલું.

प्रवासिन् પુ મુસાફર, પ્રવાસ કરનાર.

प्रवृत्त्युपलब्धि સ્ત્રી. ( प्रवृत्ति સ્ત્રી. ખબર, અને उपलब्धि મેળવવું તે) ખબર મેળવવી તે, ખબર અંતરની પ્રાપ્તિ.

प्रव्रजित प्र+व्रज्‌નો ભૂ કૃ. દેશનિકાલ કરેલો, સંન્યાસી થયલો.

प्रसन्न प्र+सद्‌નો ભૂ કૃ. ખુશ થયલું, સંતુષ્ટ, અનુકૂલ.

प्रसव પુ. પાક, ફળ અથવા ઉત્પન્ન થયલો પદાર્થ.

प्रागल्भ्य ન. બહાદુરી.

प्राच् પુ. સ્ત્રી. ન. પૂર્વ દિશાનું.

प्राण પુ. (બ. વ.માં વપરાય છે.) પ્રાણ, જીવ.

प्राणाघात પુ. પ્રાણનો નાશ.

प्रादुस् ક્રિ. વિ. અથવા શબ્દયોગી અ. (ક્રિયાપદ સાથે વપરાય છે) દેખીતું, ઉઘાડું.

प्रान्त પુ. કોર, કિનારો.

प्रापितवत् प्र+आप्नो પ્રેરક કર્તરિ ભૂ. કૃ., પમાડનાર, આપનાર.

प्राप्तकाल પુ. ન. સ્ત્રી. (प्राप्त प्र+आप्नो ભૂ. કૃ., પ્રાપ્ત થયલું, આવેલું, અને काल પુ. સમય જેનો સમય આવેલો છે તે, પ્રસંગને યોગ્ય.

प्रायस् અ. ઘણું કરીને, સામાન્ય રીતે.

प्रार्थना સ્ત્રી. માગવું તે.

प्रियदर्शन પુ. ન. સ્ત્રી. જેને જોઇને પ્રીતિ ઉત્પન્ન થાય એવું, મનોહર દેખાવવાળું.

प्रियशर्मन् પુ. એક બ્રાહ્મણનું નામ છે.

प्रियसंवास પુ (संवास પુ સાથે રહેવું) પરસ્પર પ્રીતિ રાખનાર પુરૂષોની સાથે રહેવું.

प्री ૯ ગ. પરસ્મૈ૦ અને આત્મને૦ પ્રીતિ કરવી, ખુશ કરવું.

प्रीत प्रीनो કર્મણિ ભૂ. કૃ ખુશ થયલું.

प्लवंगम પુ. વાનર.

प्लुष् ૧ અને ૯ ગ. પરસ્મૈ૦ બાળવું.

प्सा ૨ ગ. પરસ્મૈ૦ ખાવું.

फ

फण् ૧ ગ. પરસ્મૈ૦ જવું.

फल् ૧ ગ પરસ્મૈ૦ ફળવું, સફળ થવું.

फलग्रहि પુ. ન. સ્ત્રી. ફળ લેનાર અથવા જેને એકાદ કૃત્યથી નફો મળ્યો હોય તે.

फलमूलादि પુ. ન. સ્ત્રી. ( मूल મૂળ ) ફળ, મુળ, અને બીજી ચીજો.

फूत्कार પુ. ડસકાં ભરવાં તે.

ब

बटु પુ છોકરો.

बत અ. આશ્ચર્ય, ખેદ વિગેરે સૂચવે છે.

बन्ध् ૯ ગ. પરસ્મૈ૦ બાંધવું, ચોંટાડવું, જડવું.

बन्धन ન કબજો, કેદ.

बल ન. સૈન્ય.

बहिरुपाधि પુ. (उपाधि પુ. ધર્મ, વિશેષ ગુણ, આસપાસની અથવા વિટલાયલી બાબતો ) બાહ્યગુણો, બાહ્યહેતુ.

बहिस् અ. બહાર.

बहु ક્રિ. વિ. ઘણું.

बहुविध પુ. સ્ત્રી. ન. ઘણા પ્રકારનું.

बाणजाल ન. ( जाल ન. સમૂહ )

બાણુનો સમૂહ.

बाणपथ પુ. (पथिन् પુ. માર્ગ, રસ્તો) બાણુનો માર્ગ, જ્યાં સુધી બાણુ પહોંચે ત્યાં સુધીની જગ્યા, બાણુમર્યાદા.

बाणवृष्टि સ્ત્રી. (वृष्टि સ્ત્રી. વરસાદ) બાણુનો વરસાદ.

बालातप પુ. સવારનો તડકો.

बालिका સ્ત્રી. છોકરી.

बाष्प પુ. ન. આંસુ

बाहुक પુ. નળે સારથિનું રૂપ ધારણુ કર્યું હતું ત્યારનું નળનું નામ.

बिभीषण પુ. રાવણુનો ભાઇ.

बुद्धिलक्षण ન. (बुद्धि સ્ત્રી બુદ્ધિ, અક્કલ, लक्षण ન. ચિન્હ) બુદ્ધિનું ચિન્હ.

बुभुक्षित પુ. ન. સ્ત્રી. ભુખ્યું.

बृहद्रथ પુ. મગધનો રાજા, એ જરા સંધનો બાપ હતો.

बोध પુ. જાગવું તે.

ब्रह्मन् ન. સૃષ્ટિનું ઇશ્વરી કારણુ અને તત્ત્વ; પુ. એક યાજ્ઞીય ગોર, એનું કામ યજ્ઞ ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું છે.

ब्रह्मवर्चसिन् પુ. ન. સ્ત્રી. વેદથી પ્રકાશમાન, વૈદિક ક્રિયાના આચરણુથી પ્રાપ્ત થતું તેજ જેનામાં હોય તે.

ब्रह्मादि પુ. (ब्रह्मन् પુ. અને आदि પ્રારંભ) બ્રહ્મા વિગેરે દેવો.

ब्राह्म પુ. બ્રાહ્મણોમાં ચાલતું અમુક પ્રકારનું લગ્ન.

ब्रू ૨ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ બોલવું.

## भ.

भक्तिमार्ग પુ. (भक्ति સ્ત્રી. પ્રીતિ, નિષ્ઠા, અને मार्ग પુ. રસ્તો) મોક્ષ પ્રાપ્ત કરવા ઇશ્વરની ભક્તિ અથવા પ્રીતિ.

भग પુ. એક દેવનું નામ છે, ભાગ્ય ઉદય.

भग्न भञ्ज् નો કર્મણિ ભૂ. કૃ; ભાગેલું, નાશ થયલું, નાસી ગયલું (રણુમાંથી).

भज् ૧ ગ. પરસ્મૈને૦ આત્મને૦ આશ્રય લેવો;+वि વિભાગ કરવો; सम्+वि ભાગ આપવો; આપવું.

भञ्ज् ૭ ગ. પરસ્મૈ૦ નાશ કરવો, ભાગવું.

भट પુ યોધ્ધો.

भण् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.

भयाक्रान्त પુ. ન. સ્ત્રી. (आक्रान्त आ+क्रम् નો કર્મણિ ભૂ. કૃ.

પકડી પડાયલું, વશ કરાયલું ) ભયથી વશ થયલું.
भव પુ. દુનિયા, સંસાર.
भवन ન. ઘર.
भवितव्यता સ્ત્રી. દૈવ, પ્રારબ્ધ.
भा ૨ ગ. પરસ્મૈ૦ ભાસવું. દેખાવવું, પ્રકાશવું.
भाग પુ. ભાગ.
भागधेय ન. નસીબ.
भाग्ययोग પુ. (भाग्य ન. નસીબ, સારૂં નસીબ, योग, પુ. પ્રાપ્તિ) સારા નસીબનો યોગ.
भाज् ૧૦ ગ. +सम् અને वि ભાગ આપવો, આપવું.
भानु પુ. સૂર્ય.
भानुमती સ્ત્રી. ધૃતરાષ્ટના મોટા દીકરા દુર્યોધનની સ્ત્રી.
भार्गव પુ. ઋષિનું નામ છે.
भाव પુ. પદાર્થ.
भाष् ૧ ગ. આત્મને૦+प्रति જવાબ દેવો.
भाष्यकृत् પુ. ભાષ્ય એટલે વિવરણ કરનાર, ટીકાકાર.
भास्कर પુ. સૂર્ય.
भित्ति સ્ત્રી. ભીંત, દીવાલ.
भिद् ૭ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ફાડવું.
भिन्न પુ. ન. સ્ત્રી. જુદું.
भी ૩ ગ. પરસ્મૈ૦ બીવું.
भीषण પુ. ન. સ્ત્રી. ભયંકર.
भुक्ति સ્ત્રી. કબજો, ઉપભોગ.
भुज् ૭ ગ. પરસ્મૈ૦ ભોગવવું; આત્મને૦ ખાવું, ભોજન કરવું.
भुजंगम-भुजग પુ. સાપ, નાગ.
भू સ્ત્રી. પૃથ્વી.
भू+अभि હરાવવું;+परि ધિક્કારવું, પરિભવ અથવા અવગણના કરવી.
भूतसमागम પુ. પ્રાણીઓનું સાથે આવવું.
भूरि પુ. ન. સ્ત્રી. ઘણું.
भूष्णु પુ. ન. સ્ત્રી, થનારૂં.
भृ ૩ ગ. પરસ્મૈ૦ને આત્મને૦ ભરણપોષણ કરવું, લઇ જવું.
भृश પુ. ન. સ્ત્રી. ઘણું, પુષ્ક, જબરૂં.
भेक પુ. દેડકો.
भोगकर પુ. ન. સ્ત્રી. ભોગ ઉત્પન્ન કરનાર. (री સ્ત્રી.)
भोगतृष्णा સ્ત્રી. (भोग પુ. સાંસારિક સુખનો ઉપભોગ, तृष्णा સ્ત્રી. તરસ) સાંસારિક સુખ ભોગવવાની ઇચ્છા.
भ्रंश् ૧ ગ. આત્મને૦ અને ૪. ગ. પ. પડવું.

भ्रम् ૧ અને ૪ ગ. પરસ્મ૦ ભમવું, ફરવું.
भ्रस्ज् ૬ ગ પરસ્મૈ૦ને આત્મને૦ સેકવું, બાળવું.
भ्राज् ૧ ગ. આત્મને૦ પ્રકાશવું.
भ्राश् ૧ ગ. આત્મને૦ પ્રકાશવું.
भ्रू સ્ત્રી. આંખનાં ભવાં.
भ्लाश् ૧ ગ. આત્મને૦ પ્રકાશવું.

## म

मघवन् પુ. ઇન્દ્રનું નામ છે.
मङ्गल ન. કલ્યાણ, ઉદય, પવિત્ર વસ્તુ, શુભકારક ચીજ
मङ्गलकाल પુ. (मङ्गल ન. અને काल વખત) શુભસમય
मङ्गलप्रदीप પુ. માંગલિક દીવો.
मञ्जु પુ. ન. સ્ત્રી. પ્રિય, મધુર.
मण्डन ન. અલંકાર, ભૂષણ
मण्डप પુ. માંગલિક પ્રસંગે ઉભો કરેલો માંડવો,
मण्डल ન. વર્તુળ, ગોળ.
मत ન. અભિપ્રાય, સલાહ, ઉપદેશ.
मत्त मद्‌નો ભૂ. કૃ
मथिन् પુ. રવૈ.
मदर्थे ક્રિ. વિ. મારે માટે.
मद्य ન. દારૂ
मधुपर्क પુ. આવેલા અતિથિને મધ, દહીં વિગેરેનું અર્પણ.
मधुरम् ક્રિ. વિ. મધુર રીતે, મધુરાઇથી.
मधुलिह् પુ. માખી.
मध्यम પુ. ન. સ્ત્રી. વચલું; ન. કમ્મર.
मध्याह्न પુ. (मध्य વચલો, અને अहन् ન. દિવસ) બપોર.
मन्+अव અવગણના કરવી.
मनस्विन् પુ. ન. સ્ત્રી. બુધ્ધિમાન્.
मनुज પુ. માણસ.
मनुजन्मन् પુ. (मनु પુ. મનુષ્યના મૂળ પુરૂષોમાંનો એક) મનુથી ઉત્પન્ન થયલો, મનુષ્ય.
मनोरथ પુ. ઇચ્છા.
मन्त्र् ૧૦ ગ આત્મને૦ ગુપ્ત વિચાર કરવો. મસલત કરવી
मन्त्राक्षर ન. મન્ત્ર અથવા વૈદિક કવિતાનો બોલ.
मन्थ् ૯ ગ. પરસ્મૈ૦ દોવું, વલોવવું.
मन्दता સ્ત્રી મન્દ પણું, સુસ્તિ, કરમાયલી સ્થિતિ.
मन्दभाग्यता સ્ત્રી. (मन्द જડ, भाग्य નસીબ, मन्दभाग्य કમનસીબવાન) કમનસીબ, દુર્દૈવ.
मय પુ. એક શિલ્પીનું નામ છે.
मयूख પુ. કિરણ.
मराली સ્ત્રી. હંસી.

